શ્રીમત્ શંકરાચાર્ય ભગવત્ પ્રણીત

# शंकराचार्य पंचरत्न.

( विवेकचूडामणि, अपरोक्षानुभूति, स्वात्मनिरूपण, आत्मबोध, वाक्यवृत्ति. )

મુળ સહિત શુદ્ધ ગુર્જર ભાષાંતર.

પ્રસિદ્ધ કરનાર,

## જયરામ રઘુનાથ.

प्रमुख-मुंबई, वैद्यकज्ञानप्रसारक सभा.

પ્રથમાવૃત્તિ—પ્રત ૨૦૦૦.

Bombay:
PRINTED AT THE "NIRNAYA-SAGAR" PRESS.

સંવત ૧૯૪૮—સન ૧૮૯૨.

મૂલ્ય ૧૨ આના.

# શંકરાચાર્ય પંચરત્ન.



संसाराध्वनि तापभानुकिरणप्रोद्भूतदाहव्यथा ।
खिन्नानां जलकाङ्क्षया मरुभूवि श्रान्त्यापरि भ्राम्यताम् ।
अत्यासन्न सुधाम्बुधिं सुखकरं ब्रह्माद्वयं दर्शय ;
त्येषा शंकरभारती विजयते निर्वाणसन्दायिनी ॥१८३॥ वि० चु०

(અર્થ) સંસારરૂપ માર્ગમાં તાપરૂપી સૂર્યની કિરણોથી ઉત્પન્ન થએલી દાહરૂપી વ્યથાથી ખેદ પામેલા, અને તેને લીધે જાણે નિર્જળ ભૂમિમાં થાકીને જળની ઈચ્છાથી ભટકતા હોય એવા સંસારી લોકોને બહુજ સમીપમાં સુખદાયી અમૃતના સમુદ્ર જેવા અદ્વિતીય પરમાત્માને દેખાડી પરમ શાંતિ આપનારી આ શંકરાચાર્યની વાણી સર્વોપરિ છે.

આ આર્યાવર્ત્તમાં માન પામેલું અને ઉત્તમ પુસ્તક "**શંકરાચાર્ય પંચરત્ન**" છે. **શ્રી શંકરાચા** [illegible] ચેલાં હજારો પુસ્તકોમાં આ વધારે વખણાયલું અને તત્વજ્ઞાનથી [illegible] રલું છે. આ ગ્રંથ સંસ્કૃત ભાષામાં હોવાથી આધુનીક આર્ય પ્રજાથી તે ભાષાની બીન માહેતીને લીધે તેનો લાભ જેવો જોઈએ તેવો લઈ શકાતો નથી આથી તેવા એક અત્યુત્તમ ગ્રંથનું ગુજરાતીમાં મૂળશ્લોકો સહિત ભાષાંતર થવાની ઘણી અગત્ય વિચારી અમે તેનું શુદ્ધ ગુજરાતી ભાષાંતર એક વિદ્વાન શાસ્ત્રી પાસે કરાવી સુપર રોયલ ઊંચી જાતના શુશોભીત કાગળને સરસ છાપથી લગભગ૪૦૦) પૃષ્ઠ જેવડા પુસ્તકના આકારમાં છપાવી બહાર પાડયું છે. ભક્તિજ્ઞાનયુક્ત

☞ અતિશે વખાણ કરવા કરતાં એટલુંજ કેહેવામાં આવેછે કે એક વખત પ્રસ્તુત પુસ્તક વાચવામાં આવશે એટલે સાફ માલમ પડશે કે આ પુસ્તક માટે કરેલાં વખાણ નકામાં નથી જે ગૃહસ્થોને આ પુસ્તકના ગ્રાહક થવું હોય તેમણે પોતાનાં નામ, ઠામ, હોદ્દા સાથે ભરી ભરાવી કર્ત્તા તરફ સત્વર મોકલી આપવાથી પુસ્તક બહાર પડયેથી મોકલી આપવામાં આવશે.

**૧૦ પ્રત ખપાવનારને ૧ પ્રત ભેટ–પાંચ પ્રત ખપાવનારને પોષ્ટેજ માફ.**

મુંબઈ—રામવાડી નજીક
દાદીશેઠની આગ્યારીને રસ્તે,
મલ્હારાવ લેન, ઘર નંબર–૮.

**જયરામ રઘુનાથ.**
**પ્રમુખ "મું૦ વૈ૦ જ્ઞા૦પ્ર૦સભા."**

જ્યુ યોગ્ય બાબતો આ ગ્રંથમાંથી મળી આવે છે. કેટલાક ઊંટવૈદો રોગ થવાનાં કારણો વગેરે જાણ્યા શિવાય પોતાની કમ સમજ શક્તિને આધિન થઇને ઊંટવૈદુ કરી ઊંધું ચતું કરી નાખેછે તેઓને તો આ ગ્રંથ અવશ્ય કરીને વાંચવાની અમે ભલામણ કરીએ છીએ. * * * * * *

**ગુજરાત મિત્ર.**

૪. દરેક વૈદ્યે પ્રથમ નિદાન જાણવું જોઇએ, કારણ કે નિદાન શિવાય ઔષધ કાંઇ પણ અસર કરતું નથી પણ ઉલટું દુઃખરૂપ થઇ પડેછે. એ તો દેખીતુંજ છે કે, કયો રોગ થયો છે તેની પરીક્ષા કર્યા વગર દવા આપવી અથવા લેવી તે વૈદ્ય-શાસ્ત્ર વિરુદ્ધ છે. હાલના ઘણાખરા લેભાગુ વૈદ્યો નિદાન ભાગ જાણતા નથી ને પોતાનું કામ ધમધોકારે ચલાવે છે પણ તે બધું કાંઇ કામનું નથી. જ્યાંસુધી તેઓ નિદાન ભાગ જાણતા નથી ત્યાંસુધી તેમનાથી વૈદ્ય થઇ શકાશેજ નહીં.

મે સન ૧૮૮૬. **આયુર્વેદ સુધાકર.**

૫. श्री माधवनिदान—આ ગ્રંથ આર્ય વૈદ્યક સંબંધી છે અને તેમાં રોગો ઉત્પન્ન થવાનાં કારણો, રોગોનાં નામ અને લક્ષણ ઘણી સારી રીતે વર્ણવ્યાં છે. મૂળ **માધવનિદાન** ગ્રંથ આ દેશના વૈદ્યોને અને ગૃહસ્થોને ઘણો પ્રિય છે અને કેટલાએક તેનો આરંભમાં અભ્યાસ કરેછે. આવા ઉપયોગી ગ્રંથનું ભાષાંતર પ્ર-સિદ્ધ કરવામાટે **મિ૦ જેરામે** જે શ્રમ લીધો છે તે ખરેખર સ્તુતિપાત્ર છે * * ભાષાંતરનો હેતુ સારી રીતે પાર પડેલો અમને લાગેછે. આર્ય વૈદ્યકનો ફેલાવો થાય અને તે ગુજ-રાતી જાણનારાઓ સમજી શકે એ માટે **મિ૦ જેરામનો** ઉત્સાહ અને ખંત વખાણવાલાયક છે. આ પુસ્તક સર્વ સજ્જનોએ સંગ્ર-હવા જેવું છે. **સત્યવક્તા.**

અવશ્ય જાણવો જોઇએ. અને તે જાણવાસારૂ તેમને આ પુસ્તક ઘણું ઉપયોગી થાય તેવું છે. એમાં મૂળ સંસ્કૃત તથા તેની ગૂજરાતી ટીકા સમજાય તેવી રીતે આપેલી છે. ઔષધોના પુસ્તક કરતાં આવું પુસ્તક સાધારણ લોકોને પણ ઉપયોગી થાય કેમકે રોગ થવાનાં કારણ અને રોગની હાલત તેમના સમજવામાં આવે તો તેથી સાવચેત રહેવા પ્રયત્ન કરી શકાય અને એમ બને એટલે ઔષધની ગરજ ઘણીજ થોડી પડે કાગળ અને છાપ સરસ છે. * * * * *

જાનેવારી ૧૮૮૬. બુદ્ધિપ્રકાશ.

૨. વૈદ્યકના શારીર શાસ્ત્ર, નિદાન (રોગની ઉત્પત્તિ વગેરેનાં કારણો સમજવાં તે) અને ચિકિત્સત (ઔષધ વિચાર) એવા ત્રણ મુખ્ય ભાગ છે. એમાં પણ નિદાન સૌથી વધારે ઉપયોગી હોવું જોઇએ. એમાં કાંઈ શક નથી. નિદાન વિષે માધવનો આ ગ્રંથ પરમ પ્રમાણ ગણાય છે સંસ્કૃતમાં આવી આવી એક કહાણી છે કેઃ—

निदाने माधवः श्रेष्ठ सूत्रस्थाने तु वाग्भटः ॥
शारीरे सुश्रुतः प्रोक्तश्चरकस्तु चिकित्सिते ॥ १ ॥

આ ગ્રંથનું મૂળ સહિત ગુજરાતી ભાષાંતર જેરામ વિ. રઘુનાથે કરી તમામ વૈદ્ય વર્ગને તથા તે વિષયના જિજ્ઞાસુઓને બેશક બહુજ ઉપકૃત કર્યાં છે. આ ભાષાંતર ઘણે દરજ્જે શુદ્ધ તથા બધાથી સમજાય એવું છે.

ડીસેંબર ૧૮૮૫. ગુજરાત શાળાપત્ર.

૩. આ ચોપડી વૈદ્યરાજોને ઘણી વાંચવા યોગ્ય છે, શરીરમાં કેવા કેવા પ્રકારના નાહાના મોટા રોગોની ઉત્પત્તિ થાય છે અને તે કેવે પ્રકારે થાય છે તે આદી ઘણીક વાંચીને સમ-

૫૦૪૨



ભલે શાસ્ત્રોની ચર્ચા કર્યા કરે અને દેવતાઓનું પૂજન કર્યા કરે, કર્મો કર્યા કરે અને દેવતાઓની ભક્તિ પણ કર્યા કરે પરંતુ જીવ અને પરબ્રહ્મની એકતા સમજાયા વિના સૈકડો મહાકલ્પ વીતતાં પણ મુક્તિ થતી નથી.

अमृतत्वस्य नाशास्ति वित्तेनेत्येव हि श्रुतिः ।
ब्रवीति कर्मणो मुक्तेरहेतुत्वं स्फुटं यतः ॥

'ધનથી મુક્તિ મળવાની આશા નથી' એવા અર્થવાળી શ્રુતિ સ્પષ્ટ રીતે કહેછે કે કર્મો કરવાથી મુક્તિ મળતી નથી.

अतो विमुक्त्यै प्रयतेत विद्वान्संन्यस्तबाह्यार्थसुखस्पृहः सन् ।
सन्तं महान्तं समुपेत्य देशिकं तेनोपदिष्टार्थसमाहितात्मा ॥

એટલા માટે વિદ્વાને વિષય સંબંધી સુખોની લાલચ છોડી દેતાં મહાત્મા સદ્ગુરુનો આશ્રય લઈ તેમણે ઉપદેશ કરેલા સિદ્ધાંતોમાં એકાગ્રતા રાખીને મુક્તિને વાસ્તે યત્ન કરવું જોઇએ.

उद्धरेदात्मनात्मानं मग्नं संसारवारिधौ ।
योगारूढत्वमासाद्य सम्यग्दर्शननिष्ठया ॥

પોતાનો જીવાત્મા કે જે સંસારરૂપ સમુદ્રમાં ડૂબી ગયો છે તેનો યોગારૂઢપણું મેળવી યથાર્થ જ્ઞાનમાં નિષ્ઠા રાખીને પોતાની મેળેજ ઉદ્ધાર કરવો જોઇએ.

संन्यस्य सर्वकर्माणि भवबन्धविमुक्तये ।
यत्यतां पण्डितैर्धीरैरात्माभ्यास उपस्थितैः ॥

સઘળાં કર્મોને છોડી દઈ ધીરજવાળા સમજુ પુરૂષોએ આ-

ત્માના વિચારમાંજ તત્પર રહેતાં સંસારરૂપી બંધનથી છુટકારાને વાસ્તે યત્ન કરવું યોગ્ય છે.

चित्तस्य शुद्धये कर्म न तु वस्तूपलब्धये ।
वस्तुसिद्धिर्विचारेण न किञ्चित्कर्मकोटिभिः ॥

કર્મો કરવાથી ચિત્તની શુદ્ધિ થાયછે પણ યથાર્થ રીતે આત્મજ્ઞાન થતું નથી આત્મજ્ઞાન તો વિચારથીજ મળેછે. કરોડો કર્મ કરવાથી જરાપણ મળતું નથી.

सम्यग्विचारतः सिद्धा रज्जुतत्त्वावधारणा ।
भ्रान्तोदितमहासर्पभयदुःखविनाशिनी ॥

જેમ પુરતા વિચારથી સિદ્ધ થએલો રજ્જુ (દોરી) ના તત્ત્વનો નિશ્ચય, ભ્રાંતિ પામેલા પુરૂષે કહેલા મોટા સર્પના ભયરૂપ દુઃખનો વિનાશ કરેછે તેમ યથાર્થ વિચારથી સિદ્ધ થએલો આત્માના તત્ત્વનો નિશ્ચય, ખોટા સંસારથી થએલા દુઃખનો વિનાશ કરેછે.

अर्थस्य निश्चयो दृष्टो विचारेण हितोक्तितः ।
न स्नानेन न दानेन प्राणायामशतेन वा ॥

સદ્‌ગુરુના વચનથી અને વિચારથી સ્વરૂપનો નિશ્ચય થાયછે પણ સ્નાનથી, દાનથી કે સેકડો પ્રાણાયામ કરવાથી થતો નથી.

अधिकारिणमाशास्ते फलसिद्धिर्विशेषतः ।
उपाया देशकालाद्याः सन्त्यस्मिन्सहकारिणः ॥

વિશેષે કરી ફલની સિદ્ધિ થવામાં યોગ્ય અધિકારી હો-

વાની અપેક્ષા ( જરૂર ) છે અને તેમાં દેશ તથા કાલ આદિની સાહાયતા પણ જોઇયે છિયે.

**अतो विचारः कर्तव्यो जिज्ञासोरात्मवस्तुनः ।**
**समासाद्य दयासिन्धुं गुरुं ब्रह्मविदुत्तमम् ॥**

એટલામાટે આત્માના સ્વરૂપને જાણવાની ઇચ્છાવાળાએ દયાના સમુદ્રરૂપ અને બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ ગુરુની પાસે જઇને આત્માનો વિચાર કરવો જોઇએ.

**मेधावी पुरुषो विद्वानूहापोहविचक्षणः ।**
**अधिकार्यात्मविद्यायामुक्तलक्षणलक्षितः ॥**

જે પુરૂષ બુદ્ધિમાન્, વિદ્વાન્, તર્ક તથા પ્રતિતર્ક કરવામાં વિચક્ષણ અને મુક્ત પુરૂષનાં લક્ષણો રાખવામાં તત્પર હોય તે પુરૂષ આત્મવિદ્યાનો અધિકારી છે.

**विवेकिनो विरक्तस्य शमादिगुणशालिनः ।**
**मुमुक्षोरेव हि ब्रह्मजिज्ञासायोग्यता मता ॥**

જે પુરૂષ વિવેકી, વૈરાગ્યવાળો, શમ આદિ ગુણોવાળો અને મોક્ષની ઇચ્છાવાળો હોય તે પુરૂષજ બ્રહ્મવિદ્યાનો અધિકારી છે.

**साधनान्यत्र चत्वारि कथितानि मनीषिभिः ।**
**येषु सत्स्वेव सन्निष्ठा यदभावे न सिद्ध्यति ॥**

વિદ્વાનોએ બ્રહ્મવિદ્યાને વાસ્તે ચાર સાધનો કહેલાં છે કે જે સાધનો હોય તોજ બ્રહ્મનિષ્ઠા પ્રાપ્ત થાયછે અને ન હોય તો પ્રાપ્ત થતી નથી.

आदौ नित्यानित्यवस्तुविवेकः परिगण्यते ।
इहामुत्र फलभोगविरागस्तदनन्तरम् ॥
शमादिषट्कसम्पत्तिर्मुमुक्षुत्वमिति स्फुटम् ।
ब्रह्म सत्यं जगन्मिथ्येत्येवंरूपो विनिश्चयः ॥
सोऽयं नित्यानित्यवस्तुविवेकः समुदाहृतः ।
तद्वैराग्यं जिहासा या दर्शनश्रवणादिभिः ॥
देहादिब्रह्मपर्यन्ते ह्यनित्ये भोगवस्तुनि ।
विरज्य विषयव्राताद्दोषदृष्ट्या मुहुर्मुहुः ॥
स्वलक्ष्ये नियतावस्था मनसः शम उच्यते ।
विषयेभ्यः परावृत्य स्थापनं स्वस्वगोलके ॥
उभयेषामिन्द्रियाणां स दमः परिकीर्तितः ।
बाह्यानालम्बनं वृत्तेरेषोपरतिरुत्तमा ॥

પ્રથમ નિત્ય તથા અનિત્ય વસ્તુનો વિવેક; તે પછી આ લોક તથા પરલોક સંબંધી ફલો ભોગવવામાં વૈરાગ્ય, તે પછી શમ આદી છ વાનાંની સંપત્તિ અને તે પછી મોક્ષની ઇચ્છા એવી રીતે બ્રહ્મવિદ્યાનાં ચાર સાધનો ગણવામાં આવ્યાં છે. તે ઓમાં, બ્રહ્મ સત્ય છે અને જગત્ મિથ્યા છે એવો જે નિશ્ચય તે નિત્ય તથા અનિત્ય વસ્તુનો વીવેક કેહેવાય છે. દેહથી તે બ્રહ્મલોક સુધીની સઘળી ભોગ્ય વસ્તુઓ કે જેઓ અનિત્ય છે તેઓનાં દર્શન તથા શ્રવણ આદિમાં જે પૂર્ણ અરૂચિ ઉત્પન્ન થાય તે આ લોક તથા પરલોક સંબંધી ફલો ભોગવવામાં વૈરાગ્ય કેહેવાય છે. વિષયો ઉપર વારંવાર દોષ દૃષ્ટિ કરવારૂપ ઉપાયવડે

વિષયોના સમૂહથી વૈરાગ્ય પામીને મનની પોતાના લક્ષ્યમાં જે નિયમિત સ્થિતિ થાય તે શમ કેહેવાય છે. જ્ઞાનેંદ્રિય તથા કર્મેંદ્રિયોને વિષયોથી પાછીવાળીને પોત-પોતાનાં ગોલકોમાંજ રાખવી એ દમ કેહેવાય છે. ચિત્તની વૃત્તિ વિષયોની વાસનાથી રહિત થાય એ ઉત્તમ ઉપરતિ કેહેવાય છે.

**सहनं सर्वदुःखानामप्रतीकारपूर्वकम् ।**
**चिन्ताविलापरहितं सा तितिक्षा निगद्यते ॥**

કાંઇ પણ દુઃખોને મટાડવાનો ઉપાય નહીં કરતાં તથા ચિંતા કે વિલાપ પણ નહીં કરતાં સઘળાં દુઃખોને સહન કરવાં એ તિતિક્ષા કેહેવાય છે.

**शास्त्रस्य गुरुवाक्यस्य सत्यबुद्ध्यवधारणम् ।**
**सा श्रद्धा कथिता सद्भिर्यया वस्तूपलभ्यते ॥**

શાસ્ત્ર અને ગુરુનું વાકય સત્ય છે એવો જે નિશ્ચય રાખવો તેને સત્પુરૂષો શ્રદ્ધા કેહે છે કે જે શ્રદ્ધાથી આત્મવસ્તુની પ્રાપ્તિ થાયછે.

**सर्वदा स्थापनं बुद्धेः शुद्धे ब्रह्मणि सर्वदा ।**
**तत्समाधानमित्युक्तं न तु चित्तस्य लालनम् ॥**

ચિત્તને જોઇતા પદાર્થો આપીને રાજી કરવું એ સમાધાન ન કેહેવાય; પણ સર્વદા શુદ્ધ બ્રહ્મમાં બુદ્ધિનું સ્થાપન કરવું એ સમાધાન કેહેવાય છે.

**अहंकारादिदेहान्तान्बन्धानज्ञानकल्पितान् ।**
**स्वस्वरूपावबोधेन मोक्तुमिच्छा मुमुक्षुता ॥**

અહંકારથી દેહસુધીના જે બંધો અજ્ઞાનથી કલ્પાએલા છે તેઓને પોતાના સ્વરૂપના અવબોધથી મુકી દેવાની જે ઇચ્છા ઉત્પન્ન થાય તે મોક્ષની ઇચ્છા સમજવી.

**मन्दमध्यमरूपापि वैराग्येण शमादिना ।**
**प्रसादेन गुरोः सेयं प्रवृद्धा सूयते फलम् ॥**

એ મોક્ષ પામવાની ઇચ્છા પ્રથમ મંદ કે મધ્યમ હોય તો-પણ વૈરાગ્યથી, શમ આદિથી અને ગુરુની કૃપાથી વૃદ્ધિ પામે એટલે યોગ્ય ફલ આપે છે.

**वैराग्यं च मुमुक्षुत्वं तीव्रं यस्य तु विद्यते ।**
**तस्मिन्नेवार्थवन्तः स्युः फलवन्तः शमादयः ॥**

જે પુરૂષને મોક્ષ પામવાની ઇચ્છા અને વૈરાગ્ય તીવ્ર હોય તે પુરૂષમાંજ શમ આદિ પદાર્થો સફળ થાયછે.

**एतयोर्मन्दता यत्र विरक्तत्वमुमुक्षयोः ।**
**मरौ सलिलवत्तत्र शमादेर्भानमात्रता ॥**

જે પુરૂષમાં મોક્ષ પામવાની ઇચ્છા અને વૈરાગ્ય એ બે સાધનની મંદતા હોય તે પુરૂષમાં નિર્જળ ભૂમીમાં જળની પેઠે (ઝાંઝવાનાં પાણીની પેઠે) શમ દમ આદિ સાધનો ભાસમાં માત્ર હોયછે.

**मोक्षकारणसामग्र्यां भक्तिरेव गरीयसी ।**
**स्वस्वरूपानुसन्धानं भक्तिरित्यभिधीयते ॥**

મોક્ષનાં કારણોની સામગ્રીમાં ભક્તિજ સર્વોત્તમ છે પણ તે ભક્તિનું સ્વરૂપ પોતાના સ્વરૂપનું અનુસંધાન કરવું એજ છે.

स्वात्मतत्त्वानुसन्धानं भक्तिरित्यपरे जगुः ।
उक्तसाधनसंपन्नस्तत्त्वजिज्ञासुरात्मनः ॥
उपसीदेद्गुरुं प्राज्ञं यस्माद्बन्धविमोक्षणम् ।
श्रोत्रियोऽवृजिनोऽकामहतो यो ब्रह्मवित्तमः ॥
ब्रह्मण्युपरतः शान्तो निरिन्धन इवानलः ।
अहेतुकदयासिन्धुर्बन्धुरानमतां सताम् ॥

બીજાઓ કહે છે કે 'પોતાના આત્માના તત્ત્વનું અનુસંધાન કરવું એ ભક્તિનું સ્વરૂપ છે.' ઉપર કહેલાં સાધનોથી સંપન્ન થએલા આત્માના તત્ત્વને જાણવાની ઇચ્છાવાળા પુરૂષે વિદ્વાન્ ગુરુની શરણે જવું કે જેથી બંધમાંથી છુટકારો થાય છે. એ ગુરુ વેદને જાણનાર, કામરહિત, બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ, બ્રહ્મમાંજ રમણ કરનાર, કાષ્ઠરહિત અગ્નિની પેઠે શાંત, કોઇ પ્રકારની લાલચ વગરની દયાના સમુદ્રરૂપ અને સેવા કરનારા સત્પુરૂષોના બાંધવરૂપ જોઇએ.

तमाराध्य गुरुं भक्त्या प्रह्वप्रश्रयसेवनैः ।
प्रसन्नं तमनुप्राप्य पृच्छेज्ज्ञातव्यमात्मनः ॥

ભક્તિથી, નમ્રતાથી, વિનયથી અને સેવનથી તેમનું આરાધન કરી પ્રસન્ન કરી તેમની પાસે જઇને પોતાને જે જાણવા યોગ્ય છે તે નીચેપ્રમાણે પૂછવું.

स्वामिन्नमस्ते नतलोकबन्धो कारुण्यसिन्धो पतितं भवाब्धौ ।
मामुद्धरात्मीयकटाक्षदृष्ट्या ऋज्व्यातिकारुण्यसुधाभिवृष्ट्या ॥

"હે સ્વામી! હે પ્રણામ કરનારા લોકોના બંધુ! કરૂણાના

સમુદ્રરૂપ! હું કે જે સંસારરૂપ સમુદ્રમાં પડ્યો છું તેને સરલ અને કરૂણારૂપ અમૃતને વર્ષનારી આપની કટાક્ષયુક્ત દૃષ્ટિથી બાહાર કાહાડો.

**दुर्वारसंसारदवाग्नितप्तं दोधूयमानं दुरदृष्टवातैः ।**
**भीतं प्रपन्नं परिपाहि मृत्योः शरण्यमन्यद्यदहं न जाने ॥**

હું કે મારાથી અટકાવી શકાય નહીં એવા સંસારરૂપ દાવાનલથી તપેલો, દુષ્ટ પ્રારબ્ધરૂપ પવનોએ કંપાવતો, બીનેલો અને શરણાગત છું તેનું સંસારમાંથી રક્ષણ કરો. હું આપ વિના બીજા કોઈ રક્ષકને જાણતો નથી.

**शान्ता महान्तो निवसन्ति सन्तो वसन्तवल्लोकहितं चरन्तः ।**
**तीर्णाः स्वयं भीमभवार्णवं जना न हेतुनान्यानपि तारयन्तः॥**

શાંત, મહાત્મા, વસંતની પેઠે લોકોનું હિત કરતા, પોતે ભયંકર સંસારરૂપી સમુદ્રથી તરેલા અને બીજાઓને પણ કેવળ કરૂણાથી એ સમુદ્રમાંથી તારનારા સત્પુરૂષો જગતમાં વસેછે.

**अयं स्वभावः स्वत एव यत्परश्रमापनोदप्रवणं महात्मनाम् ।**
**सुधांशुरेष स्वयमर्ककर्कशप्रभाभितप्तामवति क्षितिं किल ॥**

જેમ સૂર્યની કઠોર કિરણોથી તપેલી પૃથ્વીને શાંત કરવી એ ચંદ્રનો સ્વભાવજ છે તેમ પરાયા સંસાર સંબંધી પરિશ્રમને પોતાથી મટાડવો એ મહાત્માઓનો સ્વભાવજ છે.

**ब्रह्मानन्दरसानुभूतिकलितैः पूतैः सुशीतैर्युतै-**
**र्युष्मद्वाक्कलशोज्झितैः श्रुतिसुखैर्वाक्यामृतैः सेचय ।**

सन्तप्तं भवतापदावदहनज्वालाभिरेनं प्रभो
धन्यास्ते भवदीक्षणक्षणगतेः पात्रीकृताः स्वीकृताः ॥

હે પ્રભુ! હું કે જે સંસારના તાપરૂપી દાવાનલની જ્વાલાઓથી બહુજ તપેલો છું તેને બ્રહ્માનંદના રસમાં અનુભવથી ભરેલાં, પવિત્ર, બહુજ થંડાં, યોગ્ય, કાનને સુખ આપનારાં અને આપની વાણીરૂપ કળશમાંથી નીકળેલાં વચનોરૂપી અમૃતોથી નવરાવો. આપના ભક્તો કે જેઓ ક્ષણમાત્રમાં પણ આપની કૃપાદૃષ્ટિના પાત્રરૂપ થાયછે તેઓ ભાગ્યશાળી છે.

कथं तरेयं भवसिन्धुमेतं का वा गतिर्मे कतमोऽस्त्युपायः ।
जाने न किञ्चित्कृपयाव मां प्रभो संसारदुःखक्षतिमातनुष्व ॥

હું આ સંસારરૂપી સમુદ્રને શી રીતે તરૂં? મારી શી ગતિ? અને કયો સદ્‌ગતિનો ઉપાય છે? એવિષે હું કશું જાણતો નથી. હે પ્રભુ! કૃપા કરીને મારૂં રક્ષણ કરો અને સંસારનાં દુઃખોનો નાશ કરો.

तथा वदन्तं शरणागतं स्वं संसारदावानलतापतप्तम् ।
निरीक्ष्य कारुण्यरसार्द्रदृष्ट्या दद्यादभीतिं महसा महात्मा ॥

એપ્રમાણે બોલતા, પોતાને શરણાગત થએલો અને સંસારરૂપી દાવાનલના તાપથી તપેલા શિષ્યપર મહાત્મા ગુરુએ તુરત કરૂણારૂપી રસથી ભીજાએલી દૃષ્ટિ કરીને તેને અભય દાન દેવું.

विद्वान्स तस्मा उपसत्तिमीयुषे मुमुक्षवे साधु यथोक्तकारिणे ।
प्रशान्तचित्ताय शमान्विताय तत्त्वोपदेशं कृपयैव कुर्यात् ॥

શરણાગત થએલા, મોક્ષની ઇચ્છાવાળા, કહ્યા પ્રમાણે સારી

રીતે કરનારા, શાંત ચિત્તવાળા અને શમવાળા એ શિષ્યને વિ-દ્વાન્ ગુરુએ કૃપાથીજ તત્ત્વનો ઉપદેશ કરવો.

**माभैष्ट विद्वंस्तव नास्त्यपायः संसारसिन्धोस्तरणेऽस्त्युपायः ।**
**येनैव याता यतयोऽस्य पारं तमेव मार्गं तव निर्दिशामि ॥**

ગુરુએ શિષ્યને કહેવું કે બીક રાખ નહીં તારો નાશ નહીં થશે, સંસારરૂપી સમુદ્રમાંથી તરવાનો ઉપાય છે. જે માર્ગથી સંન્યાસીઓ આ સંસારના પારને પામેલા છે તેજ માર્ગ હું તને બતાવું છું.

**अस्त्युपायो महान्कश्चित्संसारभयनाशनः ।**
**तेन तीर्त्वा भवाम्भोधिं परमानन्दमाप्स्यसि ॥**

સંસારના ભયનો નાશ કરનારો એક મોટો ઉપાય છે. એ ઉપાયથી તું સંસારરૂપી સમુદ્રને તરી પરમ આનંદ પામીશ.

**वेदान्तार्थविचारेण जायते ज्ञानमुत्तमम् ।**
**तेनात्यन्तिकसंसारदुःखनाशो भवत्यनु ॥**

વેદાંત શાસ્ત્રના અર્થનો વિચાર કરવાથી ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થાયછે અને એ જ્ઞાનથી તુરતજ સંસાર સંબંધી દુઃખનો નાશ થાયછે.

**श्रद्धाभक्तिध्यानयोगान्मुमुक्षोर्मुक्तेर्हेतून्वक्ति साक्षाच्छ्रुतेर्गीः ।**
**यो वा एतेष्वेव तिष्ठत्यमुष्य मोक्षोऽविद्याकल्पिताद्देहबन्धात् ॥**

સાક્ષાત્ શ્રુતિની વાણી કહેછે કે "મોક્ષને ઇચ્છનારાને શ્રદ્ધા, ભક્તિ અને ધ્યાન એઓ મુક્તિના ઉપાય છે." જે પુરૂષ એ ઉપાયો કરવામાંજ મચ્યો રહેછે તેનો અવિદ્યાએ કલ્પેલા દેહના બંધમાંથી મોક્ષ થાયછે.

अज्ञानयोगात्परमात्मनस्तव ह्यनात्मबन्धस्तत एव संसृतिः ।
तयोर्विवेकोदितबोधवन्हिरज्ञानकार्यं प्रदहेत्समूलम् ॥

તું કે જે પરમાત્માજ છો તેને અજ્ઞાનના યોગથી દેહાદિક અનાત્મ પદાર્થોથી બંધન થએલું છે અને એથીજ સંસાર થએલો છે માટે આત્મા અનાત્માના વિવેકથી ઉત્પન્ન થએલો જ્ઞાનરૂપ અગ્નિજ અજ્ઞાનને અને અજ્ઞાનના કાર્યને બાળી નાખશે.

## शिष्य उवाच

कृपया श्रूयतां स्वामिन्प्रश्नोऽयं क्रियते मया ।
यदुत्तरमहं श्रुत्वा कृतार्थः स्यां भवन्मुखात् ॥

को नाम बन्धः कथमेष आगतः कथं प्रतिष्ठास्य कथं विमोक्षः ।
कोऽसावनात्मा परमः स्व आत्मा तयोर्विवेकः कथमेतदुच्यताम्

શિષ્ય કહેછે–હે સ્વામી ! હું આ પ્રશ્ન કરૂંછું તે કૃપાથી સાંભળો કે જેનો આપના મુખથી ઉત્તર સાંભળીને હું કૃતાર્થ થઇશ.

બંધ એ શો પદાર્થ છે? એ શી રીતે પ્રાપ્ત થયો છે? એની સ્થિતિ કેવી છે? એમાંથી છુટકારો શી રીતે થાય? આત્માથી ભિન્ન અનાત્મા કોણ છે? આત્મા કોણ છે? અને અનાત્મા તથા આત્માનો વિવેક શી રીતે કરવો? એ કહો.

## श्रीगुरुरुवाच

धन्योऽसि कृतकृत्योऽसि पावितं ते कुलं त्वया ।
यदविद्याबन्धमुक्त्या ब्रह्मीभवितुमिच्छसि ॥

ગુરુ કહેછે–તું અવિદ્યાના બંધમાંથી છુટીને બ્રહ્મ થવાને

ઇચ્છે છે એટલામાટે ભાગ્યશાળી છે અને કૃતાર્થ છે. તારા કુલને તેં પવિત્ર કર્યું.

ऋणमोचनकर्तारः पितुः सन्ति सुतादयः ।
बन्धमोचनकर्ता तु स्वस्मादन्यो न कश्चन ॥

પોતાને માથે કરજ હોય તો તેમાંથી પુત્ર આદિલોકો છોડાવે છે પરંતુ સંસારના બંધનમાંથી છોડાવનાર તો પોતાવિના બીજો કોઈ નથી.

मस्तकन्यस्तभारादेर्दुःखमन्यैर्निवार्यते ।
क्षुधादिकृतदुःखं तु विना स्वेन न केनचित् ॥

માથાપર બોજો આદિ મુકાયું હોય તો તેનું દુઃખ બીજાઓથી અટકાવી શકાય છે પરંતુ ભૂખ આદિથી થએલું દુઃખ પોતાવિના બીજા કોઇથી અટકાવી શકાતું નથી.

पथ्यमौषधसेवा च क्रियते येन रोगिणा ।
आरोग्यसिद्धिर्दृष्टास्य नान्यानुष्ठितकर्मणा ॥

રોગી જો પોતેજ પથ્યનું અને ઔષધનું સેવન કરે તો આરોગ્યની પ્રાપ્તિ થાયછે પણ રોગીને બદલે બીજો કોઈ કરે તો તેથી આરોગ્ય પ્રાપ્ત થતું જોવામાં આવતું નથી.

वस्तुस्वरूपं स्फुटबोधचक्षुषा स्वेनैव वेद्यं न तु पण्डितेन ।
चन्द्रस्वरूपं निजचक्षुषैव ज्ञातव्यमन्यैरवगम्यते किम् ॥

જેમ ચંદ્રનું સ્વરૂપ પોતાની ચક્ષુથીજ જાણવામાં આવેછે પણ બીજાથી જાણવામાં આવતું નથી તેમ આત્માનું સ્વરૂપ પો-

તાના સ્ફુટ બોધરૂપ ચક્ષુથી જો પોતે સમજે તોજ સમજાય છે પણ બીજા કોઇની પંડિતાઈથી સમજાતું નથી.

**अविद्याकामकर्मादिपाशबन्धं विमोचितुम् ।**
**कः शक्नुयाद्विनात्मानं कल्पकोटिशतैरपि ॥**

અવિદ્યા, કામ અને કર્મ આદિરૂપ પાશથી થએલા બંધનને પોતાવિના સૈકડો અને કરોડો કલ્પોથી પણ બીજો કોણ કાપી શકે?

**न योगेन न सांख्येन कर्मणा नो न विद्यया ।**
**ब्रह्मात्मैकत्वबोधेन मोक्षः सिद्ध्यति नान्यथा ॥**

જીવ અને પરમાત્માની એકતા સમજાયાથીજ મોક્ષ થાયછે પણ યોગ, સાંખ્ય, કર્મ કે વિદ્યા આદિ બીજા કોઈ ઉપાયથી થતો નથી.

**वीणाया रूपसौन्दर्यं तन्त्रिवादनसौष्ठवम् ।**
**प्रजारञ्जनमात्रं तन्न साम्राज्याय कल्पते ॥**

વીણાના રૂપની સુંદરતા અને તેના તાર બજાવવાની ચાલાકી એ લોકોને રાજી કરવા સારૂજ છે પણ તેથી કાંઈ મોક્ષની પ્રાપ્તિ થતી નથી.

**वाग्वैखरी शब्दझरी शास्त्रव्याख्यानकौशलम् ।**
**वैदुष्यं विदुषां तद्वद्भुक्तये न तु मुक्तये ॥**

વૈખરી વાણી, શબ્દોના પ્રવાહ, શાસ્ત્રોના વ્યાખ્યાનમાં નિપુણતા અને વિદ્વાનોની વિદ્વત્તા એ સઘળું ભોગને વાસ્તે છે પણ મોક્ષને વાસ્તે નથી.

अविज्ञाते परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ।
विज्ञातेऽपि परे तत्त्वे शास्त्राधीतिस्तु निष्फला ॥

જેમ આત્માનું તત્ત્વ જાણવામાં ન આવે તો શાસ્ત્રોનો અભ્યાસ નિષ્ફલ છે તેમ આત્માનું તત્ત્વ જણાયા પછી પણ શાસ્ત્રોનો અભ્યાસ નિષ્ફલ છે.

शब्दजालं महारण्यं चित्तभ्रमणकारणम् ।
अतः प्रयत्नाज्ज्ञातव्यं तत्त्वज्ञात्तत्त्वमात्मनः ॥

શબ્દોના જાળરૂપી મોટું અરણ્ય ચિત્તને ભમાવવામાં કારણરૂપ છે એટલા માટે પ્રપંચમાં નહીં પડતાં પ્રયત્નથી આત્માનું તત્ત્વજ જાણવું જોઇએ.

अज्ञानसर्पदष्टस्य ब्रह्मज्ञानौषधं विना ।
किमु वेदैश्च शास्त्रैश्च किमु मन्त्रैः किमौषधैः ॥

જેને અજ્ઞાનરૂપી સર્પ કરડ્યો છે એવા માણસને એક બ્રહ્મજ્ઞાનરૂપી ઔષધ વિના વેદ શાસ્ત્ર, મંત્ર અને ઔષધોથી શું થવાનું છે? કશું થતું નથી.

न गच्छति विना पानं व्याधिरौषधशब्दतः ।
विनापरोक्षानुभवं ब्रह्मशब्दैर्न मुच्यते ॥

જેમ ઓસડ પીધા વિના ઓસડનું નામ લેવાથી રોગ મટતો નથી તેમ અપરોક્ષ અનુભવ થયા વિના બ્રહ્મ બ્રહ્મ એવા શબ્દો બોલવાથી મુક્તિ થતી નથી.

अकृत्वा दृश्यविलयमज्ञात्वा तत्त्वमात्मन ।
बाह्यशब्दैः कुतो मुक्तिरुक्तिमात्रफलैर्नृणाम् ॥

દૃશ્ય પદાર્થનો લય કર્યા વિના અને આત્માનું તત્ત્વ જાણ્યા વિના બહારના શબ્દો કે જેઓનું ફળ ગળું ઘસાવું એજ છે તેઓથી માણસોનું શું વળવાનું છે? કાંઈ નહીં.

**अकृत्वा शत्रुसंहारमगत्वाखिलभूश्रियम् ।**
**राजाहमिति शब्दान्नो राजा भवितुमर्हति ॥**

શત્રુઓનો સંહાર કર્યા વિના અને સઘળી પૃથ્વીની લક્ષ્મી મેળવ્યા વિના 'હું રાજા છું' એવા શબ્દથી રાજા થવાય નહીં.

**आप्तः किं खननं तथोपरि शिलाद्युत्कर्षणं स्वीकृतिं**
**निःक्षेपः समपेक्षते नहि बहिःशब्दैस्तु निर्गच्छति ।**
**तद्वद्ब्रह्मविदोपदेशमननध्यानादिभिर्लभ्यते**
**मायाकार्यतिरोहितं स्वममलं तत्त्वं न दुर्युक्तिभिः ॥**

જેમ પૃથ્વીમાં દટાએલું ધન યથાર્થ બોલનારના કહ્યા વિના, ખોદ્યા વિના અને ઉપર રહેલા પથરા આદિ કાઢી નાખ્યા વિના માત્ર બહારના શબ્દો બોલવાથીજ નીકળતું નથી તેમ માયાનાં કાર્યોથી તિરોહિત થએલું નિર્મળ આત્મતત્ત્વ પણ બ્રહ્મવેત્તાના ઉપદેશ, મનન અને ધ્યાન આદિ વિના કેવલ તર્કો કર્યાથીજ મળતું નથી.

**तस्मात्सर्वप्रयत्नेन भवबन्धविमुक्तये ।**
**स्वैरेव यत्नः कर्तव्यो रोगादाविव पण्डितैः ॥**

એટલા માટે સમજુઓએ રોગ આદિથી છુટવાને વાસ્તે જેમ પોતાથીજ પ્રયત્ન કરવું જોઈયે છે, તેમ સંસારના બંધથી છુટવાને માટે પણ પોતાથીજ સઘળી રીતે પ્રયત્ન કરવું જોઇએ.

यस्त्वयाद्य कृतः प्रश्नो वरीयाञ्छास्त्रविन्मतः ।
सूत्रप्रायो निगूढार्थो ज्ञातव्यश्च मुमुक्षुभिः ॥

હમણાં ઘણો ઉત્તમ અને શાસ્ત્રકારોએ સ્વીકારેલો તેં જે પ્રશ્ન કર્યો તે સૂત્ર જેવો છે, ગુપ્ત ઉત્તરવાળો છે અને મોક્ષની ઇચ્છાવાળાઓએ જાણવા જેવો છે.

शृणुष्वावहितो विद्वन्यन्मया समुदीर्यते ।
तदेतच्छ्रवणात्सद्यो भवबन्धाद्विमोक्ष्यसे ॥

હે સમજુ શિષ્ય! હું એનો જે ઉત્તર કહુંછું તે સાંભળ. એ સાંભળતાંજ તું તુરત સંસારના બંધનથી મુક્ત થશે.

मोक्षस्य हेतुः प्रथमो निगद्यते वैराग्यमत्यन्तमनित्यवस्तु च ।
ततः शमश्चापि दमस्तितिक्षा न्यासः प्रसक्ताखिलकर्मणां भृशम् ॥

સઘળી અનિત્ય વસ્તુઓમાં વૈરાગ્ય એ મોક્ષનું પેહેલું કારણ કેહેવામાં આવેછે. તે પછી શમ, દમ, તિતિક્ષા અને સાથે લાગેલાં કર્મોનો અત્યંત ત્યાગ એ મોક્ષનાં સાધન છે.

ततः श्रुतिस्तन्मननं सतत्त्वध्यानं चिरं नित्यनिरन्तरं मुनेः ।
ततो विकल्पं परमेत्य विद्वानिहैव निर्वाणसुखं समृच्छति ॥

તે પછી શ્રવણ, મનન અને નિત્ય તથા નિરંતર લાંબા કાળ સુધી નિદિધ્યાસ એ મુમુક્ષુને મોક્ષનાં સાધન છે. આટલાં સાધનો થયા પછી પરમ નિર્વિકલ્પપણું પામીને સમજુ પુરૂષ આ દેહમાં જીવનમુક્તિના સુખને પ્રાપ્ત થાયછે.

यद्बोद्धव्यं तवेदानीमात्मानात्मविवेचनम् ।
तदुच्यते मया सम्यक् श्रुत्वात्मन्यवधारय ॥

હવે આત્મા અને અનાત્માનું વિવેચન કે જે તારે સમજવાનું છે તે હું સારી રીતે કહુંછું તે સાંભળીને તું એ વાત બરાબર મનમાં ગોઠવજે.

मज्जास्थिमेदःपलरक्तचर्मत्वगाह्वयैर्धातुभिरेभिरन्वितम् ।
पादोरुवक्षोभुजपृष्ठमस्तकैरङ्गैरुपाङ्गैरुपयुक्तमेतत् ॥
अहंममेति प्रथितं शरीरं मोहास्पदं स्थूलमितीर्यते बुधैः ।
नभोनभस्वद्दहनाम्बुभूमयः सूक्ष्माणि भूतानि भवन्ति तानि ॥
परस्परांशैर्मिलितानि भूत्वा स्थूलानि च स्थूलशरीरहेतवः ।
मात्रास्तदीया विषया भवन्ति शब्दादयः पञ्च सुखाय भोक्तुः॥

આ હું અને મારૂં કરી કેહેવાતું, મોહના સ્થાનકરૂપ શરીર કે જેમાં મજ્જા, હાડકાં, મેદ, માંસ, લોહી, ચર્મ અને ત્વચા નામના ધાતુઓ છે અને પગ, સાથળ, છાતી, હાથ, પીઠ અને મસ્તક આદિ અંગો તથા ઉપાંગો છે તેને વિદ્વાનો સ્થૂળ શરીર કહેછે. આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વી નામનાં સૂક્ષ્મ ભૂતોએ પોતપોતાના અંશોથી પરસ્પરની સાથે મળી સ્થૂળ થઇને આ સ્થૂલ શરીરને ઉત્પન્ન કરચું છે. પાંચ ભૂતોની તન્માત્રા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયો ભોક્તાને સુખ આપેછે, એમ માનવામાં આવ્યું છે.

य एषु मूढा विषयेषु बद्धा रागोरुपाशेन सुदुर्दमेन ।
आयान्ति निर्यान्त्यध ऊर्ध्वमुच्चैः स्वकर्मदूतेन जवेन नीताः ॥

જે મુઢ પુરૂષો બહુજ શ્રમથી તોડી શકાય એવા રાગરૂપી દૃઢ પાશથી એ વિષયોમાં બંધાય છે તેઓ પોતાના કર્મરૂપી દૂતના હાથથી વેગપૂર્વક તણાઇ તણાઇને વારે ઘડીએ સંસારમાં ઊંચી નીચી યોનિઓમાં આવાગમન કર્યા કરે છે.

**शब्दादिभिः पञ्चभिरेव पञ्च पञ्चत्वमापुः स्वगुणेन बद्धाः ॥**
**कुरङ्गमातङ्गपतङ्गमीनभृङ्गा नरः पञ्चभिरञ्चितः किम् ॥**

પોતાના ગુણથી બંધાએલા મૃગ, હાથી, પતંગીયો, માછલું અને ભ્રમર એ પાંચ પ્રાણીઓ શબ્દ આદિ પાંચ વિષયોમાં અનુક્રમે એક એક આસક્તિને લીધે મરણ પામે છે ત્યારે એ પાંચે વિષયોમાં આસક્તિ ધરાવનારો મનુષ્ય પ્રાણી દુખી થાય તેમાં શું કેહેવું.

**दोषेण तीव्रो विषयः कृष्णसर्पविषादपि ।**
**विषं निहन्ति भोक्तारं द्रष्टारं चक्षुषाप्ययम् ॥**

કાળોતરા નાગના ઝેર કરતાં પણ વિષય વધારે ભુંડો છે. કારણ કે ઝેર તો ખાનારને મારે છે અને આ વિષય તો ચક્ષુથી જોનારને પણ મારે છે.

**विषयाशामहापाशाद्यो विमुक्तः सुदुस्त्यजात् ।**
**स एव कल्पते मुक्त्यै नान्यः षट्शास्त्रवेद्यपि ॥**

જે માણુસ કેમે છોડી શકાય નહીં એવા વિષયોની આશારૂપ મોટા પાસથી છુટો થાય તેજ માણુસજ મોક્ષ પામવાને યોગ્ય થાય છે. બીજો છ શાસ્ત્રોને જાણનાર હોય તે પણ મોક્ષ પામવાને યોગ્ય થતો નથી.

आपातवैराग्यवतो मुमुक्षून् भवाब्धिपारं प्रतियातुमुद्यतान् ।
आशाग्रहो मज्जयतेऽन्तराले निगृह्य कण्ठे विनिवर्त्य वेगात् ॥

ઉપર ચોટીઆ વૈરાગ્યવાળા જે મુમુક્ષુઓ સંસારરૂપી સમુદ્રનો પાર પામવા સજ્જ થાયછે તેઓને આશારૂપી ઝુડ ગળામાં પકડી વેગથી પાછા વાળીને વચમાંજ બોળી દેછે.

विषयाख्यग्रहो येन सुविरक्त्यसिना हतः ।
स गच्छति भवाम्भोधेः पारं प्रत्यूहवर्जितः ॥

જે માણસ વિષયોની આશારૂપી ઝુડને દૃઢ વૈરાગ્યરૂપી તરવારથી મારી નાખેછે તે માણસ સંસારરૂપી સમુદ્રના પારને નિર્વિઘ્ન રીતે પામેછે.

विषमविषयमार्गैर्गच्छतोऽनच्छबुद्धेः
प्रतिपदमभियातो मृत्युरप्येष विद्धि ।
हितसुजनगुरूक्त्या गच्छतः स्वस्य युक्त्या
प्रभवति फलसिद्धिः सत्यमित्येव विद्धि ॥

મૂઢ બુદ્ધિવાળો જે માણસ વિષયોરૂપી વિષમ માર્ગોમાં ચાલેછે તેને માથે પગલે પગલે મોત ફરેછે એમ સમજવું અને જે માણસ હિતકારી અને સજ્જન ગુરુના કેહેવા પ્રમાણે યુક્તિપૂર્વક ચાલેછે તેને ફળની સિદ્ધિ અવશ્ય થાયછે એમ સમજવું.

मोक्षस्य काङ्क्षा यदि वै तवास्ति त्यजातिदूराद्विषयान्विषं यथा ।
पीयूषवत्तोषदयाक्षमार्जवप्रशान्तिदान्तीर्भज नित्यमादरात् ॥

તારે જો મોક્ષ પામવાની ઇચ્છા હોય તો વિષયોને ઝેરની

પેઠે દૂરથીજ છોડી દે અને દયા, ક્ષમા, સરલતા, શમ તથા દમ કે જેઓ અમૃતની પેઠે સંતોષ આપનાર છે તેઓનું નિરંતર આદરથી સેવન કર.

**अनुक्षणं यत्परिहृत्य कृत्यमनाद्यविद्याकृतबन्धमोक्षणम् ।**
**देहः परार्थोऽयममुष्य पोषणे यः सज्जते स स्वमनेन हन्ति ॥**

અનાદિ કાળથી લાગેલી અવિદ્યાએ કરેલા બંધનથી છુટવાનો ઉપાય કે જે અવશ્ય કરવા યોગ્ય છે તેને છોડી દઇને જે પુરૂષ આ કાગડા કુતરાં આદિને કામ આવે એવા દેહનું પોષણ કરવામાં લાગેછે તે માણુસ પોતેજ પોતાને દુખી કરેછે.

**शरीरपोषणार्थी सन् य आत्मानं दिदृक्षति ।**
**ग्राहं दारुधिया धृत्वा नदीं तर्तुं स गच्छति ॥**

જે માણુસ શરીરના પોષણની અપેક્ષા રાખીને આત્માને જાણુવા ઇચ્છે છે તે માણુસ ઝુડને લાકડું છે એવી સમજણથી પકડી નદીને તરવા ઇચ્છેછે એમ સમજવું.

**मोह एव महामृत्युर्मुमुक्षोर्वपुरादिषु ।**
**मोहो विनिर्जितो येन स मुक्तिपदमर्हति ॥**

મુમુક્ષુ પુરૂષને શરીર આદિ પદાર્થોમાં મોહજ મોટા મૃત્યુરૂપ છે. જે પુરૂષ મોહને જીતે તેજ મુક્તિ પદ પામવાને યોગ્ય છે.

**मोहं जहि महामृत्युं देहदारासुतादिषु ।**
**यं जित्वा मुनयो यांति तद्विष्णोः परमं पदम् ॥**

હે શિષ્ય! સ્ત્રી અને પુત્ર આદિમાં મોહ કે જે મોટા મૃત્યુ-

રૂપ છે તેને હણી નાખ કે જે મોહને જીતીને મુનિયો વિષ્ણુના પરમ પદને (મુક્તિને) પ્રાપ્ત થાયછે.

त्वङ्मांसरुधिरस्नायुमेदोमज्जास्थिसंकुलम् ।
पूर्णं मूत्रपुरीषाभ्यां स्थूलं निन्द्यमिदं वपुः ॥

આ સ્થૂલ શરીર ત્વચા, માંસ, લોહી, નસોડાં, મેદ, મજ્જા અને હાડકાંઓથી વ્યાપ્ત હોવાથી તથા વિષ્ટા ને મૂત્રથી ભરપૂર હોવાથી ધિક્કારવા લાયક છે.

पंचीकृतेभ्यो भूतेभ्यः स्थूलेभ्यः पूर्वकर्मणा ।
समुत्पन्नमिदं स्थूलं भोगायतनमात्मनः ।
अवस्था जागरस्तस्य स्थूलार्थानुभवो यतः ॥

આત્માને ભોગ ભોગવવાના સ્થાનકરૂપ આ સ્થૂલ શરીર પંચીકરણ પામેલાં સ્થૂલ ભૂતોમાંથી પૂર્વ કર્મનેલીધે ઉત્પન્ન થયું છે. સ્થૂલ શરીરની અવસ્થા જાગ્રત છે કે જેથી સ્થૂલ વિષયોનો અનુભવ થાયછે.

बाह्येन्द्रियैः स्थूलपदार्थसेवां स्रक्चन्दनस्त्र्यादिविचित्ररूपाम् ।
करोति जीवः स्वयमेतदात्मना तस्मात्प्रशस्तिर्वपुषोऽस्य जागरे॥

જીવ બહારની ઇંદ્રિયો વતે માળા, ચંદન અને સ્ત્રી આદિ વિચિત્રરૂપવાળા સ્થૂલ પદાર્થોને સ્થૂલ શરીરરૂપ સેવેછે એટલામાટે જાગ્રત અવસ્થામાં સ્થૂલ શરીર છે એમ કહેવામાં આવેછે.

सर्वोऽपि बाह्यसंसारः पुरुषस्य यदाश्रयः ।
विद्धि देहमिदं स्थूलं गृहवद्गृहमेधिनः ॥

જેમ ગૃહસ્થાશ્રમીનું ઘર હોયછે તેમ જીવનું આ સ્થૂલ શરીર છે કે જેના આશ્રયથીજ પુરૂષનો સઘળો સંસાર ચાલ્યા કરેછે.

**स्थूलस्य संभवजरामरणानि धर्माः**
**स्थौल्यादयो बहुविधाः शिशुताद्यवस्थाः ।**
**वर्णाश्रमादिनियमा बहुधामया स्युः**
**पूजावमानबहुमानमुखा विशेषाः ॥**

જન્મ, જરા, મરણ, સ્થૂલતા આદિ, ઘણા પ્રકારની બાળપણા આદિ અવસ્થાઓ, વર્ણ તથા આશ્રમ આદિના નિયમો, ઘણા પ્રકારના રોગો અને પૂજા અપમાન તથા માન આદિ સઘળા વિશેષો સ્થૂલ શરીરના ધર્મો છે.

**बुद्धीन्द्रियाणि श्रवणं त्वगक्षि घ्राणं च जिह्वा विषयाववोधनात् ।**
**वाक्पाणिपादा गुदमप्युपस्थः कर्मेन्द्रियाणि प्रवणेन कर्मसु ॥**

શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, ઘ્રાણ અને જીહ્વા એઓ વિષયોને જાણેછે તેથી જ્ઞાનેંદ્રિય કહેવાય છે અને વાણી, હાથ, પગ, ગુદ તથા ઉપસ્થ એઓ કામોમાં પ્રવર્ત્તે છે તેથી કર્મેંદ્રિય કહેવાય છે.

**निगद्यतेऽन्तःकरणं मनोधीरहंकृतिश्चित्तमिति स्ववृत्तिभिः ।**
**मनस्तु संकल्पविकल्पनादिभिर्बुद्धिः पदार्थाध्यवसायधर्मतः ॥**

પોતાની નોખ નોખી વૃત્તિઓનેલીધે મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત એવી રીતે અંતઃકરણ ચાર પ્રકારનું કેહેવાય છે. સંકલ્પ અને વિકલ્પ આદિ વૃત્તિનેલીધે મન કેહેવાય છે અને પદાર્થોનો નિશ્ચય કરવારૂપ વૃત્તિઓનેલીધે બુદ્ધિ કેહેવાય છે.

**अत्राभिमानादहमित्यहंकृतिः स्वार्थानुसंधानगुणेन चित्तम् ।**

શરીરમાં 'હું છું' એવું અભિમાન કરવા રૂપ વૃત્તિનેલીધે અહંકાર કેહેવાય છે અને પોતાના વિષયનું અનુસંધાન કરવારૂપ વૃત્તિનેલીધે ચિત્ત કેહેવાય છે.

**प्राणापानव्यानोदानसमाना भवत्यसौ प्राणः ।**
**स्वयमेव वृत्तिभेदाद्विकृतिभेदात्सुवर्णसलिलवत् ॥**

જેમ સુવર્ણ અને જળ આદિ પદાર્થો વિકારોના ભેદનેલીધે જુદાં જુદાં નામોથી ઓળખાય છે તેમ પ્રાણ પણ પોતાની નોખ નોખી વૃત્તિઓનેલીધે પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન એમ પાંચ પ્રકારનો ગણાય છે.

**वागादि पञ्च श्रवणादि पञ्च प्राणादि पञ्चाभ्रमुखानि पञ्च।**
**बुद्ध्याद्यविद्यापि च कामकर्मणी पुर्यष्टकं सूक्ष्मशरीरमाहुः॥**

વાણી આદિ પાંચ ઇંદ્રિયો, શ્રોત્ર આદિ પાંચ ઇંદ્રિયો પ્રાણ આદિ પાંચ વાયુઓ, આકાશઆદિ પાંચ ભૂતો, અંતઃકરણ, અવિદ્યા, કામ અને કર્મ એ આઠ પુરીઓ મળીને સૂક્ષ્મ શરીર કેહેવાય છે.

**इदं शरीरं शृणु सूक्ष्मसंज्ञितं लिङ्गं त्वपञ्चीकृतभूतसंभवम् ।**
**सवासनं कर्मफलानुभावकं स्वाज्ञानतोऽनादिरुपाधिरात्मनः॥**

પંચીકરણને નહીં પામેલાં ભૂતોથી ઉત્પન્ન થયેલું વાસનાઓથી ભરેલું અને કર્મોનાં ફળોનો અનુભવ કરાવનારૂં એ સૂક્ષ્મ શરીર અથવા લિંગ શરીર પોતાના સ્વરૂપના અજ્ઞાનનેલીધે આત્માને અનાદિ ઉપાધિરૂપ છે એમ ગણવામાં આવેછે.

**स्वप्नो भवत्यस्य विभक्त्यवस्था स्वमात्रशेषेण विभाति यत्र ।
स्वप्ने तु बुद्धिः स्वयमेव जाग्रत्कालीननानाविधवासनाभिः ।
कर्त्रादिभावं प्रतिपद्य राजते यत्र स्वयं भाति ह्ययं परात्मा ।
धीमात्रकोपाधिरशेषसाक्षी न लिप्यते तत्कृतकर्मलेशैः ।
यस्मादसङ्गस्तत एव कर्मभिर्न लिप्यते किञ्चिदुपाधिना कृतैः ॥**

સ્વપ્ન એ ઉપર કહેલા લિંગશરીરની સ્વતંત્ર અવસ્થા છે કે જેમાં લિંગશરીર નકરૂં પડેલું જોવામાં આવેછે. સ્વપ્નઅવસ્થામાં બુદ્ધિ પોતેજ જાગ્રતના સમયની અનેક પ્રકારની વાસનાઓથી કર્ત્તા આદિરૂપ થઇને કામ કરેછે. એ અવસ્થામાં માત્ર બુદ્ધિરૂપ ઉપાધિવાળો અને સર્વનો સાક્ષી આ પરમાત્મા પોતાથીજ પ્રકાશે છે અને બુદ્ધિએ કરેલાં કર્મોના લેશથી પણ લેપાતો નથી. આત્મા પોતે અસંગ છે તેથીજ ઉપાધિએ કરેલાં કર્મોથી કાંઈ પણ લેપાતો નથી એમ સમજવું.

**सर्वव्यापृतिकरणं लिङ्गमिदं स्याच्चिदात्मनः पुंसः ।
वास्यादिकमिव तक्ष्णस्तेनैवात्मा भवत्यसङ्गोऽयम् ॥**

જેમ સુતારને વ્યાપાર કરવાનું સાધન વાંસલા આદિ હોય છે તેમ ચૈતન્યરૂપ આત્માને સઘળા વ્યાપારો કરવાનું સાધન લિંગશરીર છે અને તેથીજ એ આત્મા અસંગ છે.

**अन्धत्वमन्दत्वपटुत्वधर्माः सौगुण्यवैगुण्यवशाद्धि चक्षुषः ।
बाधिर्यमूकत्वमुखास्तथैव श्रोत्रादिधर्मा न तु वेत्तुरात्मनः ॥**

અંધપણું મંદપણું અને જોવામાં સમર્થપણું એ ચક્ષુના ધર્મો છે કે જેઓ ચક્ષુના સારા નરસાપણાનેલીધે થાયછે. તેમજ બે-

હેરા અને મુંગાપણું આદિ ધર્મો પણ શ્રોત્રઆદિ ઇંદ્રિયોના છે પણ સાક્ષિરૂપ આત્માના નથી.

**उच्छ्वासनिःश्वासविजृम्भणक्षु-**
**त्प्रस्यन्दनाद्युत्क्रमणादिकाः क्रियाः ।**
**प्राणादि कर्माणि वदन्ति तज्ज्ञाः**
**प्राणस्य धर्मावशनापिपासे ॥**

ઉચ્છ્વાસ, નિશ્વાસ, બગાસાં, ભૂખ, હલદું ચાલવું અને એક શરીરમાંથી નીકળીને બીજા શરીરમાં જવું ઇત્યાદિ ક્રિયાઓ પ્રાણઆદિનાં કામ છે એમ વિદ્વાનો કેહેછે. ભુખ અને તરસ એઓ પ્રાણનાજ ધર્મ છે.

**अन्तःकरणमेतेषु चक्षुरादिषु वर्ष्मणि ।**
**अहमित्यभिमानेन तिष्ठत्याभासतेजसा ॥**
**अहंकारः स विज्ञेयः कर्ता भोक्ताभिमान्ययम् ।**
**सत्वादिगुणयोगेन चावस्थात्रयमश्नुते ॥**
**विषयानामानुकूल्ये सुखी दुःखी विपर्यये ।**
**सुखं दुःखं च तद्धर्मः सदानन्दस्य नात्मनः ॥**

ચક્ષુઆદિમાં અને દેહમાં ચિદાભાસના તેજથી 'હું' એવું અભિમાન ધરીને જે અંતઃકરણ રહ્યું છે તેજ કર્ત્તા અને ભોક્તાપણાના અભિમાનવાળો અહંકાર એમ સમજવું. એ અહંકારજ સત્ત્વઆદિ ગુણોના યોગથી ત્રણ અવસ્થાઓને ભોગવેછે, વિષયો અનુકૂલ હોય તો સુખી થાયછે અને પ્રતિકૂલ હોય તો દુખી

થાયછે. એટલામાટે સુખ અને દુઃખ એ અહંકારના ધર્મ છે પણ સદાનંદરૂપ આત્માના નથી.

आत्मार्थत्वेन हि प्रेयान्विषयो न स्वतः प्रियः ।
स्वत एव हि सर्वेषामात्मा प्रियतमो यतः ॥

વિષય આત્માને વાસ્તે છે એટલામાટે પ્રિય છે પણ પોતાથી પ્રિય નથી અને આત્મા તો સઘળાઓને પોતાથીજ અત્યંત પ્રિય છે.

तत आत्मा सदानन्दो नास्य दुःखं कदाचन ।
यत्सुषुप्तौ निर्विषय आत्मानन्दोऽनुभूयते ।
श्रुतिः प्रत्यक्षमैतिह्यमनुमानं च जाग्रति ॥

એટલામાટે આત્મા સર્વદા આનંદરૂપ છે. એને કદીપણ દુઃખ નથી. કારણ કે સુષુપ્તિમાં વિષયો વગરનો આત્માનંદ અનુભવમાં આવેછે. સુષુપ્તિમાં એવા આત્માનંદનો અનુભવ થવામાં શ્રુતિ, પ્રત્યક્ષ લોકોમાં પ્રસિદ્ધિ અને અનુમાન એ ચારે પ્રમાણ છે.

अव्यक्तनाम्नी परमेशशक्तिरनाद्यविद्या त्रिगुणात्मिका परा ।
कार्यानुमेया सुधियैव माया यया जगत्सर्वमिदं प्रसूयते ॥

(અવ્યક્ત) એ નામવાળી, અનાદિ અવિદ્યારૂપ, ત્રિગુણાત્મક, કાર્યોથી પર, અને કાર્યો ઉપરથી પંડીતોના અનુમાનમાં આવતી જે પરમેશ્વરની શક્તિ છે તે માયા સમજવી કે જેથી આ સઘળું જગત્ ઉત્પન્ન થાયછે.

सन्नाप्यसन्नाप्युभयात्मिका नो भिन्नाप्यभिन्नाप्युभयात्मिका नो ।
सान्नाप्यसन्नाप्युभयात्मिका नो महाद्भुतानिर्वचनीयरूपा ॥

એ માયા સાચી નથી, ખોટી નથી અને સાચા તથા ખોટાપણું એ બન્ને સ્વભાવવાળી પણ નથી. આશ્રયથી ભિન્ન નથી, અભિન્ન નથી અને ભિન્ન તથા અભિન્નપણું એ બન્ને સ્વભાવવાળી પણ નથી. સાકાર કે નિરાકાર નથી અને સાકાર તથા નિરાકારપણું એ બન્ને સ્વભાવવાળી પણ નથી. પરંતુ મહા અદ્‌ભુત અનિર્વચનીયરૂપ છે.

**शुद्धाद्वयब्रह्मविबोधनाश्या सर्पभ्रमो रज्जुविवेकतो यथा ।**
**रजस्तमःसत्वमिति प्रसिद्धा गुणास्तदीयाः प्रथितैः स्वकार्यैः ॥**

જેમ રજ્જુનો વિવેક થવાથી સર્પના ભ્રમનો નાશ થાયછે તેમ શુદ્ધ અને અદ્વૈતરૂપ બ્રહ્મનો બોધ થવાથી એ માયાનો નાશ થાયછે. કાર્યો ઉપરથી સત્વ, રજ અને તમ એ ત્રણે ગુણો માયાના છે એમ કેહેવામાં આવેછે.

**विक्षेपशक्ती रजसः क्रियात्मिका यतः प्रवृत्तिः प्रसृता पुराणी।**
**रागादयोऽस्याः प्रभवन्ति नित्यं दुःखादयो ये मनसो विकाराः॥**

ક્રિયારૂપ જે વિક્ષેપ શક્તિ છે તે રજોગુણની છે કે જેથી આ અનાદિ કાળની પ્રવૃત્તિ ચાલેલી છે. રાગ અને દુઃખ આદિ કે જેઓ મનના વિકાર છે. તેઓ સર્વદા વિક્ષેપ શક્તિથીજ ઉત્પન્ન થાયછે.

**कामः क्रोधो लोभदम्भाद्यसूयाहंकारेर्ष्यामत्सराद्यास्तु घोराः।**
**धर्मा एते राजसाः पुम्प्रवृत्तिर्यस्मादेषा तद्रजो बन्धहेतुः॥**

કામ, ક્રોધ, લોભ, દંભ આદિ ગુણોમાં દોષનું આરોપણ, અહંકાર, ઇર્ષ્યા અને મત્સર આદિ જે ઘોર વિકારો છે તે રજો-

ગુણના ધર્મ છે કે જેઓથી લોકોની આ પ્રવૃત્તિ થાયછે. એટલા-માટે રજોગુણ બંધના કારણરૂપ કેહેવામાં આવે છે.

**एषा वृतिर्नाम तमोगुणस्य शक्तिर्यया वस्त्ववभासतेऽन्यथा ।**
**सैषा निदानं पुरुषस्य संसृतेर्विक्षेपशक्तेः प्रवणस्य हेतुः ॥**

આવરણ શક્તિ કે જેથી એક પ્રકારની વસ્તુ બીજા પ્રકારની ભાસે છે તે તમોગુણની છે અને એજ પુરૂષને સંસારનું કારણ તથા વિક્ષેપ શક્તિમાં લાગવાનું પણ કારણ છે.

**प्रज्ञावानपि पण्डितोऽपि चतुरोऽप्यत्यन्तसूक्ष्मात्मदृ-**
**ग्व्यालीढस्तमसा न वेत्ति बहुधा संबोधितोऽपि स्फुटम् ।**
**भ्रान्त्यारोपितमेव साधुकलयत्यालम्बते तद्गुणा-**
**न्हन्तासौ प्रबला दुरन्ततमसः शक्तिर्महत्यावृतिः ॥**

પુરૂષ બુદ્ધિમાન, પંડિત, ચતુર અને અત્યંત સૂક્ષ્મ વિષયને જાણનાર છતાં તથા ઘણી રીતે સમજાવ્યા છતાં પણ તમોગુણથી ઘેરાએલો હોય ત્યાંસુધી સાચી વાત સમજતો નથી અને ભ્રાંતિથી માનેલી વાતને સારી ગણે છે. તથા તેના ગુણોને જ પકડી રેહે છે એ મોટી અને પ્રબલ આવરણશક્તિ નીચ પરિણામ કરનારા તમોગુણની છે એમ સમજવું.

**अभावना वा विपरीतभावना संभावना विप्रतिपत्तिरस्याः ।**
**संसर्गयुक्तं न विमुञ्चति ध्रुवं विक्षेपशक्तिः क्षपयत्यजस्रम् ॥**

આવરણ શક્તિના સંસર્ગવાળા પુરૂષને અનાસ્થા, ઊંધો નિશ્ચય અને સંશય એઓ કદિ છોડતા નથી અને વિક્ષેપ શક્તિ નિરંતર દુ:ખ દીધા કરે છે.

अज्ञानमालस्यजडत्वनिद्राप्रमादमूढत्वमुखास्तमोगुणाः ।
एतैः प्रयुक्तो न हि वेत्ति किंचिन्निद्रालुवत्स्तम्भवदेव तिष्ठति॥

અજ્ઞાન, આલસ્ય, જડતા, નિદ્રા, પ્રમાદ, અને મુઢતા આદિ તમોગુણનાં લક્ષણો છે. એ લક્ષણોવાળો પુરૂષ કાંઈ સમજતો નથી પણ ઊંઘાએલાની પેઠે સજ્જડજ રેહેછે.

सत्त्वं विशुद्धं जलवत्तथापि ताभ्यां मिलित्वा शरणाय कल्पते।
यत्रात्मबिम्बः प्रतिबिम्बितः सन्प्रकाशयत्यर्क इवाखिलं जडम् ॥

સત્વગુણ જોકે જળની પેઠે શુદ્ધ છે તોપણ જ્યારે રજોગુણ અને તમોગુણથી મિશ્રિત થાયછે ત્યારે લિંગશરીરરૂપ થાયછે કે જેમાં પ્રતિબિંબિત થએલો આત્મા સૂર્યની પેઠે સઘળા જગતનો પ્રકાશ કરેછે.

मिश्रस्य सत्त्वस्य भवन्ति धर्माः स्वमानिताद्या नियमा यमाद्याः ।
श्रद्धा च भक्तिश्च मुमुक्षुता च दैवी च संपत्तिरसन्निवृत्तिः ॥

નિર્માનપણું, નિયમો, યમ આદિ, શ્રદ્ધા, ભક્તિ, મુમુક્ષુપણું, દૈવીસંપત્તિ અને દુષ્ટ પદાર્થોથી નિવૃત્તિ એઓ મિશ્રિત થયેલા સત્વગુણના ધર્મો છે.

विशुद्धसत्त्वस्य गुणाः प्रसादः स्वात्मानुभूतिः परमा प्रशान्तिः ।
तृप्तिः प्रहर्षः परमात्मनिष्ठा यया सदानन्दरसं समृच्छति ॥

પ્રસન્નતા, પોતાના સ્વરૂપનો અનુભવ, પરમશાંતિ, તૃપ્તિ, હર્ષ અને પરમાત્મામાં નિષ્ઠા કે જેથી સર્વદા આનંદરસની પ્રાપ્તિ થાયછે એઓ શુદ્ધ સત્ત્વગુણના ધર્મો છે.

**अव्यक्तमेतत्त्रिगुणैर्निरुक्तं तत्कारणं नाम शरीरमात्मनः ।**
**सुषुप्तिरेतस्य विभक्त्यवस्था प्रलीनसर्वेन्द्रियबुद्धिवृत्तिः ॥**

એ ત્રણે ગુણોની સામ્યાવસ્થાવાળું જે તત્ત્વ છે તે અવ્યક્ત કેહેવાય છે અને તે આત્માના કારણ શરીરરૂપ છે. જેમાં સઘળી ઇંદ્રિયોની અને બુદ્ધિની વૃત્તિઓ લય પામી જાયછે એવી સુષુપ્તિ એ અવ્યક્તની સ્વતંત્ર અવસ્થા છે.

**सर्वप्रकारप्रमितिप्रशान्तिर्बीजात्मनावस्थितिरेव बुद्धेः ।**
**सुषुप्तिरेतस्य किल प्रतीतिः किंचिन्न वेद्मीति जगत्प्रसिद्धेः ॥**

સર્વ પ્રકારના ઇંદ્રિયાદિક પ્રમાણોની શાંતિ અને બુદ્ધિનું બીજરૂપે રેહેવું એ સુષુપ્તિ અવસ્થા છે. સુષુપ્તિ અવસ્થાવાળો પુરૂષ જાગ્યા પછી 'હું કાંઈ જાણતો ન હતો' એવા પોતાના અજ્ઞાનના અનુભવને પ્રસિદ્ધ કરેછે એ વાત જગતમાં જાણીતી છે તેથી આત્મા સુષુપ્તિમાં પણ સાક્ષીરૂપે રેહેછે એ સિદ્ધ થાયછે.

**देहेन्द्रियप्राणमनोऽहमादयः सर्वे विकारा विषयाः सुखादयः।**
**व्योमादिभूतान्यखिलं च विश्वमव्यक्तपर्यन्तमिदं ह्यनात्मा ॥**

દેહ, ઇંદ્રિય, પ્રાણ, મન અને અહંકારઆદિ સઘળા વિકારો, સુખઆદિ વિષયો, આકાશ આદિ ભૂતો અને અવ્યક્તપર્યંત જગત એ સઘળા અનાત્મપદાર્થ છે.

**माया मायाकार्यं सर्वं महदादि देहपर्यन्तम् ।**
**असदिदमनात्मकत्वं विद्धि मरुमरीचिकाकल्पम् ॥**

માયા અને મહત્તત્ત્વથી દેહસુધીનું સઘળું માયાનું કાર્ય એ અનાત્મરૂપ છે અને તે ઝાંઝવાનાં પાણીની પેઠે મિથ્યા છે એમ સમજવું.

**अथ ते संप्रवक्ष्यामि स्वरूपं परमात्मनः ।**
**यद्विज्ञाय नरो बन्धान्मुक्तः कैवल्यमश्नुते ॥**

હે શિષ્ય! હવે તારી પાસે પરમાત્માનું સ્વરૂપ કહું છું કે જે જાણવાથી પુરૂષ બંધનમાંથી મુક્ત થઇને મોક્ષ પામે છે.

**अस्ति कश्चित्स्वयं नित्यमहं प्रत्ययलम्बनः ।**
**अवस्थात्रयसाक्षी सत्पञ्चकोशविलक्षणः ॥**

પોતે સર્વદા 'હું છું' એવી પ્રતીતિના આશ્રયરૂપ, ત્રણે અવસ્થાઓનો સાક્ષી, સત્યરૂપ, પાંચે કોશથી ન્યારો અને જેનું મન વાણીથી નિરૂપણ થઈ શકતું નથી એવો આત્મા છે.

**यो विजानाति सकलं जाग्रत्स्वप्नसुषुप्तिषु ।**
**बुद्धितद्वृत्तिसद्भावमभावमहमित्ययम् ॥**

જાગ્રત્ સ્વપ્ન અને સુષુપ્તિમાં સર્વ દૃશ્યને અને બુદ્ધિની તથા તેની વૃત્તિઓના ભાવને તથા અભાવને જે જાણે છે તે 'હું' છે.

**यः पश्यति स्वयं सर्वं यं न पश्यति कश्चन ।**
**यश्चेतयति बुद्ध्यादि न तद्यं चेतयत्ययम् ॥**

જે પોતે સઘળા પદાર્થોને જાણે છે, જેને સઘળા પદાર્થો જાણતા નથી, જે પોતે બુદ્ધિ આદિને ચેતના આપેછે અને બુદ્ધિઆદિ જેને ચેતના આપતાં નથી તે આત્મા છે.

**येन विश्वमिदं व्याप्तं यन्न व्याप्नोति किंचन ।**
**आभारूपमिदं सर्वं यं भान्तमनुभात्ययम् ॥**

જે પોતે સઘળા જગત્માં વ્યાપ્ત છે, જેમાં કાંઇ વ્યાપ્ત નથી અને જેના પ્રકાશને પછવાડે આભાસરૂપ આ સઘળું પ્રકાશે છે તે આત્મા છે.

यस्य सन्निधिमात्रेण देहेन्द्रियमनोधियः ।
विषयेषु स्वकीयेषु वर्तन्ते प्रेरिता इव ॥

જેના માત્ર પાસે રેહેવાનેલીધે દેહ, ઇંદ્રિય, મન અને બુદ્ધિ જાણે પ્રેરાયાં હોય એવીરીતે પોતપોતાના વિષયોમાં પ્રવર્ત્તે છે તે આત્મા છે.

अहंकारादिदेहान्ता विषयाश्च सुखादयः ।
वेद्यन्ते घटवद्येन नित्यबोधस्वरूपिणा ॥

જેમ સૂર્ય ઘટને જણાવે છે તેમ જે નિત્ય બોધસ્વરૂપ વસ્તુ અહંકારથી દેહસુધીના પદાર્થોને તથા સુખઆદિ વિષયોને જણાવે છે તે આત્મા છે.

एषोऽन्तरात्मा पुरुषः पुराणो निरन्तराखण्डसुखानुभूतिः ।
सदैकरूपः प्रतिबोधमात्रो येनेषिता वागसवश्चरन्ति ॥

એ અંતરાત્મા પુરાણપુરૂષ છે, નિરંતર તથા અખંડ સુખના અનુભવરૂપ છે, સર્વદા એકરૂપ છે, અને જ્ઞાન માત્ર છે. વાણી અને ઇંદ્રિયો એની પ્રેરણાથીજ વિષઓમાં પ્રવર્ત્તે છે.

अत्रैव सत्त्वात्मनि धीगुहायामव्याकृताकाश उशत्प्रकाशः ।
आकाश उच्चै रविवत्प्रकाशते स्वतेजसा विश्वमिदं प्रकाशयन् ॥

સત્વગુણમય આ બુદ્ધિરૂપ ગુફામાં અવ્યાકૃતરૂપ આકાશ

છે અને તે આકાશમાં આત્મા સૂર્યની પેઠે બહુજ પ્રકાશે છે કે જેના પ્રકાશથી આ સઘળું જગત્ પ્રકાશમાન છે.

**ज्ञाता मनोऽहंकृतिविक्रियाणां देहेन्द्रियप्राणकृतक्रियाणाम् ।**
**अयोऽग्निवत्ताननुवर्तमानो न चेष्टते नो विकरोति किंचन ॥**

મન તથા અહંકારના વિકારોને અને દેહ, ઇંદ્રિય તથા પ્રાણોએ કરેલી ક્રિયાઓને જાણનાર અને જેમ લોઢાને અગ્નિ અનુસરે છે તેમ એઓને અનુસરતો આત્મા પોતે કાંઈ ક્રિયા કરતો નથી અને કાંઇ વિકાર પણ પામતો નથી.

**न जायते नो म्रियते न वर्धते न क्षीयते नो विकरोति नित्यः ।**
**विलीयमानेऽपि वपुष्यमुष्मिन्न लीयते कुम्भ इवाम्बरः स्वयम् ॥**

એ અવિનાશી આત્મા જનમતો નથી, મરતો નથી, વધતો નથી, ઘટતો નથી, વિકાર પામતો નથી અને જેમ ઘડો ફુટી જતાં તેની અંદરનો આકાશ લય પામતો નથી તેમ આ શરીર લય પામતાં પણ પોતે લય પામતો નથી.

**प्रकृतिविकृतिभिन्नः शुद्धबोधस्वभावः**
**सदसदिदमशेषं भासयन्निर्विशेषः ।**
**विलसति परमात्मा जाग्रदादिष्ववस्था-**
**स्वहमहमिति साक्षात्साक्षिरूपेण बुद्धेः ॥**

પ્રકૃતિથી તથા વિકારોથી નોખો, શુદ્ધ બોધરૂપ, આ સઘળા કાર્યકારણરૂપ જગતને પ્રકાશ આપતો અને કોઇ પણ પ્રકારના વિશેષથી રહિત એ પરમાત્મા 'હું હું' એવી રીતે બુદ્ધિના સાક્ષીરૂપે જાગ્રત્ આદિ અવસ્થા એમાં સાક્ષાત્ પ્રકાશે છે.

नियमितमनसामुं त्वं स्वमात्मानमात्म-
न्ययमहमिति साक्षाद्विद्धि बुद्धिप्रसादात् ।
जनिमरणतरङ्गापारसंसारसिन्धुं
प्रतर भव कृतार्थो ब्रह्मरूपेण संस्थः ॥

હે શિષ્ય! તું નિયમિત કરેલા મનથી અને બુદ્ધિના સ્વચ્છપણાથી 'એ આત્મા હું છું' એમ સ્ફુટ રીતે મનમાં નિશ્ચય કર, જન્મ તથા મરણરૂપી તરંગોથી જેનો પાર આવતો નથી એવા સંસારરૂપ સમુદ્રને તર અને બ્રહ્મરૂપે રહીને કૃતાર્થ થા.

अत्रानात्मन्यहमिति मतेर्बन्ध एषोऽस्य पुंसः
प्राप्तोऽज्ञानाज्जननमरणक्लेशसंपातहेतुः ।
येनैवायं वपुरिदमसत्सत्यमित्यात्मबुद्ध्या
पुष्यत्युक्षत्यवति विषयैस्तन्तुभिः कोशकृद्वत् ॥

પુરૂષને આ દેહાદિક કે જે અનાત્મા છે તેમાં 'હું છું' એવી મતિરૂપ બંધ, અજ્ઞાનથી પ્રાપ્ત થયો છે કે જેથી જન્મ મરણ સંબંધી કલેશોનાં સમૂહ આવી પડયા છે. આ મિથ્યા શરીરને સત્ય અને 'હું છું' એમ સમજીને વિષયોવતે પુષ્ટ કરેછે, સેવન કરેછે અને રક્ષણ કરેછે એ પણ અજ્ઞાનથીજ કરેછે કે જે કરવાથી, જેમ કોશેટાનો જીવડો તંતુઓથી બંધાઇ જાયછે તેમ હાથે [illegible] બંધાય છે.

अतस्मिंस्तद्बुद्धिः प्रभवति विमूढस्य तमसा
विवेकाभावाद्वै स्फुरति भुजगे रज्जुधिषणा ।

ततोऽनर्थव्रातो निपतति समादातुरधिक-
स्ततो योऽसद्ग्राहः स हि भवति बन्धः शृणु सखे ॥

જેમ વિવેકના અભાવને લીધે સર્પમાં 'રજ્જુ છે' એવી બુદ્ધિ થાયછે તેમ અજ્ઞાનથી મૂઢ થએલા પુરૂષને અનાત્મામાં 'આત્મા છે' એવી બુદ્ધિ થાયછે. એ બુદ્ધિને લીધે અનાત્માને આત્મા કરી લેનારને અપાર અનર્થોનો સમૂહ ઉત્પન્ન થતાં તેથી જે મિથ્યા આગ્રહ ઉત્પન્ન થાયછે તે બંધનું સ્વરૂપ.

अखण्डनित्याद्वयबोधशक्त्या स्फुरन्तमात्मानमनन्तवैभवम् ।
समावृणोत्यावृतिशक्तिरेषा तमोमयी राहुरिवार्कबिम्बम् ॥

અખંડ નિત્ય તથા એકરૂપ બોધ શક્તિથી સ્ફુરતા અને અનંત મહિમાવાળા આત્માને, રાહુ જેમ સૂર્યના બિંબને ઢાંકી દે છે તેમ આ તમોગુણમય આવરણ શક્તિ ઢાંકી દે છે.

तिरोभूते स्वात्मन्यमलतरतेजोवति पुमा-
ननात्मानं मोहादहमिति शरीरं कलयति ।
ततः कामक्रोधप्रभृतिभिरमुं बन्धनगुणै-
र्वरं विक्षेपाख्या रजस उरुशक्तिर्व्यथयति ॥

અત્યંત નિર્મળ પ્રકાશવાળું આત્મસ્વરૂપ ઢંકાઈ જતાં પુરૂષ મોહનેલીધે શરીર કે જે અનાત્મા છે તેને 'હું છું' એમ માનેછે અને એમ થયા પછી રજોગુણની વિક્ષેપ નામની મોટી શક્તિ કામ તથા ક્રોધ આદિ બંધનના ગુણોથી બહુજ પીડે છે.

अपारे संसारे विषयविषपूरे जलनिधौ
निमज्योन्मज्यायं भ्रमति कुमतिः कुत्सितगतिः ॥

મહામોહરૂપી ઝૂડ ગળી જવાનેલીધે જેને આત્મજ્ઞાન રહ્યું નથી એવો અને પોતાને અનાત્મારૂપ માની લેવાને લીધે બુદ્ધિની અનેક અવસ્થાઓને પોતામાં માનીને તેપ્રમાણે વર્ત્તતો આ દુખી થતો દુર્બુદ્ધિ પુરૂષ વિષયોરૂપી ઝેરથી ભરેલા આ અપાર સંસારરૂપી સમુદ્રમાં ગળકાં ખાતો ખાતો ભમ્યા કરેછે.

**भानुप्रभासंजनिताभ्रपंक्तिर्भानुं तिरोधाय विजृम्भते यथा ।**
**आत्मोदिताहंकृतिरात्मतत्त्वं तथा तिरोधाय विजृम्भते स्वयम् ॥**

જેમ સૂર્યના તેજથી ઉત્પન્ન થએલી વાદળાંઓની પંક્તિ સૂર્યને તિરોહિત કરીને પોતે પ્રકાશે છે તેમ આત્માથી ઉત્પન્ન થએલો અહંકાર આત્માને તિરોહિત કરીને પોતે પ્રકાશે છે.

**कवलितदिननाथे दुर्दिने सान्द्रमेघै-**
**र्व्यथयति हिमझंझावायुरुग्रो यथैतान् ।**
**अविरततमसात्मन्यावृते मुढबूद्धिं ।**
**क्षपयति बहुदुःखैस्तीव्रविक्षेपशक्तिः ॥**

જેમ ધાબામાં ઘાટાં વાદળાંઓથી સૂર્ય તિરોહિત થઈ જતાં ટાઢો તોફાની પવન લોકોને પીડે છે તેમ નિરંતર તમોગુણથી આત્મા તિરોહિત થઈ જતાં તીવ્રતાવાળી વિક્ષેપશક્તિ મૂઢ બુદ્ધિવાળા પુરૂષને ઘણાં દુઃખોથી પીડે છે.

**एताभ्यामेव शक्तिभ्यां बन्धः पुंसः समागतः ।**
**याभ्यां विमोहितो देहं मत्वात्मानं भवत्ययम् ॥**

એ બે આવરણશક્તિ અને વિક્ષેપશક્તિથીજ પુરૂષને બંધ થયો છે કે જે શક્તિઓથી મોહ પામેલો પુરૂષ દેહને આત્મા માની લે છે.

बीजं संसृतिभूमिजस्य तु तमो देहात्मधीरङ्कुरो
रागः पल्लवमम्बुकर्म तु वपुः स्कन्दोऽसवः शाखिकाः ।
अग्राणीन्द्रियसंहतिश्च विषयाः पुष्पाणि दुःखं फलं
नानाकर्मसमुद्भवं बहुविधं भोक्तात्र जीवः खगः ॥

આવરણશક્તિ એ સંસારરૂપી વૃક્ષનું બીજ છે, દેહને આત્મા માનવો એ અંકુર છે, રાગ એ પાનડાંરૂપ છે, કર્મ એ જળરૂપ છે, શરીર એ સ્કંધરૂપ છે, પ્રાણોની હાની શાખાઓરૂપ છે, ઇંદ્રિયોનો સમૂહ શાખાઓના અગ્રરૂપ છે, વિષયો ફૂલરૂપ છે, અનેક પ્રકારના કર્મોથી ઉત્પન્ન થએલું ઘણા પ્રકારનું દુઃખ એ ફળરૂપ છે, અને તે ફળને ભોગવનારો જીવ પક્ષિરૂપ છે.

अज्ञानमूलोऽयमनात्मबन्धो नैसर्गिकोऽनादिरनंत ईरितः ।
जन्माप्ययव्याधिजरादिदुःखप्रवाहपातं जनयत्यमुष्य ॥

જેનું મૂળ અજ્ઞાન છે એવો આ અનાત્મ પદાર્થોથી બંધ સ્વાભાવિક, અનાદિ અને અનંત કેહેવામાં આવે છે કે જે બંધ આ જીવને જન્મ, મરણ, વ્યાધિ અને જરા આદિ દુઃખોના પ્રવાહમાં પાડ્યા કરે છે.

नास्त्रैर्न शास्त्रैरनिलेन वह्निना छेत्तुं न शक्यो न च कर्मकोटिभिः
विवेकविज्ञानमहासिना विना धातुः प्रसादेन सितेन मञ्जुना ॥

એ બંધ ઈશ્વરની કૃપાથી સજાએલા વિવેક અને વિજ્ઞાનરૂપ સુંદર મોટા ખડ્ગવિના બીજાં અસ્ત્રોથી, અગ્નિથી, વાયુથી કે કરોડો કર્મોથી પણ કાપી શકાતો નથી.

**श्रुतिप्रमाणैकमतेः स्वधर्मनिष्ठा तयैवात्मविशुद्धिरस्य ।**
**विशुद्धबुद्धेः परमात्मवेदनं तेनैव संसारसमूलनाशः ॥**

વેદનેજ મુખ્ય પ્રમાણ માનવાથી સ્વધર્મમાં નિષ્ઠા પ્રાપ્ત થાયછે, સ્વધર્મમાં નિષ્ઠા થયાથી અંતઃકરણની શુદ્ધિ થયાથી પરમાત્માનું જ્ઞાન થાયછે અને પરમાત્માનું જ્ઞાન થયાથીજ સંસારનો મૂળ સહિત નાશ થાયછે.

**कोशैरन्नमयाद्यैः पञ्चभिरात्मा न संवृतो भाति ।**
**निजशक्तिसमुत्पन्नैः शैवलपटलैरिवाम्बु वापिस्थम् ॥**

આત્મા અન્નમય આદિ પાંચ કોશો કે જેઓ પોતાની શક્તિ (માયા)થીજ ઉત્પન્ન થઆ છે તેઓથી ઢંકાઈ જવાનેલીધે, જેમ જળ પોતાથી ઉત્પન્ન થએલા શેવાળના સમૂહથી ઢંકાઇ જવાનેલીધે પ્રતીત થતું નથી તેમ પ્રતીત થતો નથી.

**तच्छैवालापनये सम्यक् सलिलं प्रतीयते शुद्धम् ।**
**तृष्णासन्तापहरं सद्यः सौख्यप्रदं परं पुंसः ॥**
**पञ्चानामपि कोशानामपवादे विभात्ययं शुद्धः ।**
**नित्यानन्दैकरसः प्रत्यग्रूपः परं स्वयंज्योतिः ॥**

જેમ શૈવાળને દૂર કરી નાખતાં શુદ્ધ, તરશ તથા તાપને હરનારૂં અને પુરૂષને તરત સુખ આપનારૂં ઉત્તમ જળ સારી રીતે પ્રતીત થાયછે. તેમ પાંચે કોશનો અપવાદ કરીએ ત્યારે શુદ્ધ, નિત્ય, આનંદ, એકરસ, પર અને સ્વયંપ્રકાશ આ પ્રત્યગાત્મા રૂપજ પ્રતીત થાયછે.

आत्मानात्मविवेकः कर्तव्यो बन्धमुक्तये विदुषा ।
तेनैवानन्दी भवति स्वं विज्ञायैव सच्चिदानन्दम् ॥

સમજુએ બંધથી છુટવાને વાસ્તે આત્મા તથા અનાત્માનો વિવેક કરવો જોઇએ કે જેથી પોતાના સ્વરૂપને સચ્ચિદાનંદ જાણી આનંદી થવાય છે.

मुञ्जादिषीकामिव दृश्यवर्गात्प्रत्यञ्चमात्मानमसङ्गमक्रियम् ।
विविच्य तत्र प्रविलाप्य सर्वं तदात्मना तिष्ठति यः स मुक्तः ॥

જે પુરૂષ, મુંઝના ખડમાંથી જેમ સળીનું વિવેચન કરવામાં આવે છે તેમ દૃશ્યરૂપ પાંચ કોશોમાંથી અસંગ અને ક્રિયારહિત પ્રત્યગાત્માનું વિવેચન કરી તે પ્રત્યગાત્મામાં સઘળાનો લય કરીને તે રૂપેજ રહે તે પુરૂષ મુક્ત છે એમ સમજવું.

देहोऽयमन्नभवनोऽन्नमयस्तु कोश-
श्चान्नेन जीवति विनश्यति तद्विहीनः ।
त्वक्चर्ममांसरुधिरास्थिपुरीषराशि-
र्नायं स्वयं भवितुमर्हति नित्यशुद्धः ॥

આ દેહ અન્નથી ઉત્પન્ન થયો છે, અન્નથી જીવે છે અને અન્ન ન મળે તો નાશ પામે છે માટે અન્નમય કોશ છે તો આ ત્વચા, ચર્મ, માંસ, રૂધિર, હાડકાં અને વિષ્ઠાના સમૂહરૂપ અન્નમયકોશ (દેહ) પોતે નિત્ય શુદ્ધ આત્મા થવાને યોગ્ય નથી.

पूर्वं जनेरपि मृतेरपि नायमस्ति
जातक्षणः क्षणगुणोऽनियतस्वभावः ।

**नैको जडश्च घटवत्परिदृश्यमानः**
**स्वात्मा कथं भवति भावविकारवेत्ता ॥**

આ દેહ કે જે જન્મથી પેહેલાં ન હતો, મરણ થયા પછી રેહેતો નથી, કેવળ વર્ત્તમાનકાળમાંજ જોવામાં આવે છે, અનિશ્ચિત સ્વભાવવાળો છે, અનેક રૂપ છે, ઘડાની પેઠે દેખવામાં આવે છે અને ક્ષણે ક્ષણે બદલાતા ગુણોવાળો છે તે દેહ સઘળા જન્મ આદિ વિકારોને જાણનારો આત્મા કેમ સંભવે ? નજ સંભવે.

**पाणिपादादिमान्देहो नात्मा व्यंग्येऽपि जीवनात् ।**
**तत्तच्छक्तेरनाशाच्च न नियम्यो नियामकः ॥**

હાથ તથા પગ આદિ અવયવોવાળો આ દેહ આત્મા નથી. કારણ કે અવયવો ન હોય તો દેહ મરી જાય છે અને આત્મા અખંડિત રેહે છે. આત્માની કોઈ શક્તિનો નાશ થતો નથી અને દેહની શક્તિનો નાશ થાયછે માટે આત્મા દેહ નથી પણ પણ દેહનો નિયંતા છે.

**देहतद्धर्मतत्कर्मतदवस्थादिसाक्षिणः ।**
**स्वत एव स्वतः सिद्धं तद्वैलक्षण्यमात्मनः ॥**

આત્મા દેહનો, દેહના ધર્મોનો, દેહનાં કર્મોનો અને દેહની અવસ્થા આદિનો સાક્ષી છે તેથી આત્મામાં પોતાની મેળેજ દેહથી વિલક્ષણ પણું સિદ્ધ થાયછે.

**शल्यराशिर्मांसलिप्तो मलपूर्णोऽतिकश्मलः ।**
**कथं भवेदयं वेत्ता स्वयमेतद्विलक्षणः ॥**

આ દેહ કે જે જ્ઞાનરહિત, હાડકાંઓના ઢગલારૂપ, માં-

સથી લેપાએલો, મળોથી પૂર્ણ અને અત્યંત બીભત્સ છે તે આત્મા શી રીતે થઈ શકે? કારણ કે આત્મા જાણનાર છે, હાડકાઓના ઢગલારૂપ નથી, માંસથી લેપાએલો નથી, મળોથી પૂર્ણ નથી અને અત્યંત બીભત્સ નથી.

**त्वङ्मांसमेदोऽस्थिपुरीषराशावहंमतिं मूढजनः करोति ।**
**विलक्षणं वेत्ति विचारशीलो निजस्वरूपं परमार्थभूतम् ॥**

આ દેહ કે જે ત્વચા, માંસ, મેદ, હાડકાં અને વિષ્ઠાના સમૂહરૂપ છે તેને મૂઢ બુદ્ધિવાળો પુરૂષ 'હું છું' એમ માને છે અને વિચારવાળો પુરૂષ તો પરમાર્થરૂપ પોતાના સ્વરૂપને દેહથી વિલક્ષણ જાણે છે.

**देहोऽहमित्येव जडस्य बुद्धिर्देहे च जीवे विदुषस्त्वहं धीः ।**
**विवेकविज्ञानवतो महात्मनो ब्रह्माहमित्येव मतिः सदात्मनि ॥**

મૂઢ બુદ્ધિવાળો માણસ દેહને 'હું' કરી માને છે, સમજુ માણસ જીવને 'હું' કરી માને છે અને વિવેક તથા વિજ્ઞાનવાળો મહાત્મા માણસ તો પોતાને 'બ્રહ્મ છું' એમજ સર્વદા માને છે.

**अत्रात्मबुद्धिं त्यज मूढबुद्धे त्वङ्मांसमेदोऽस्थिपुरीषराशौ ।**
**सर्वात्मनि ब्रह्मणि निर्विकल्पे कुरुष्व शांतिं परमां भजस्व ॥**

હે મૂઢ! આ દેહ કે જે ત્વચા, માંસ, મેદ અને હાડકાંઓના સમૂહરૂપ છે તેમાં 'હું છું' એવા અભિમાનને છોડી દે અને સર્વના આત્મારૂપ જે નિર્વિકલ્પ બ્રહ્મ છે તેજ 'હું છું' એમ નિશ્ચય રાખીને પરમ શાંતિ પામ.

देहेन्द्रियादावसति भ्रमोदितां विद्वानहंतां न जहाति यावत् ।
तावन्न तस्यास्ति विमुक्तिवार्ताप्यस्त्वेष वेदान्तनयान्तदर्शी ॥

જ્યાંસુધી સમજુ માણસ આ દેહ અને ઇંદ્રિય આદિ મિથ્યા પદાર્થમાં ભ્રાંતિથી થએલી અહંબુદ્ધિ (હું છું એવી બુદ્ધિ) ને છોડે નહીં ત્યાંસુધી તે પોતે વેદાંત શાસ્ત્રના પારને પામ્યો હોય તોપણ તેને મુક્તિની વાત પણ નથી.

छायाशरीरे प्रतिबिम्बगात्रे यत्स्वप्नदेहे हृदि कल्पिताङ्गे ।
यथात्मबुद्धिस्तव नास्ति काचिज्जीवच्छरीरे च तथैव मास्तु ॥

જેમ પડછાયામાં, પ્રતિબિંબમાં અને હૃદયમાં કલ્પેલા સ્વપ્ન અવસ્થાના દેહમાં તું કાંઈ પણ 'હું છું' એવી બુદ્ધિ રાખતો નથી તેમ આ જીવતા શરીરમાં પણ રાખ મા.

देहात्मधीरेव नृणामसद्धियां जन्मादिदुःखप्रभवस्य बीजम् ।
यतस्ततस्त्वं जहि तां प्रयत्नात्त्यक्ते तु चित्ते न पुनर्भवाशा ॥

અશુદ્ધ બુદ્ધિવાળાં માણસોને દેહમાં 'હું છું' એવું અભિમાનજ જન્મ આદિ દુઃખો ઊત્પન્ન થવાનું બીજ છે એટલામાટે પ્રયત્ન કરીને ચિત્તથી એ અભિમાનને છોડી દે. એ અભિમાન છુટી જાય એટલે પછી પુનર્જન્મની આશા નથી.

कर्मेन्द्रियैः पञ्चभिरञ्चितोऽयं प्राणो भवेत्प्राणमयस्तु कोशः ॥
येनात्मवानन्नमयोऽन्नपूर्णात्प्रवर्ततेऽसौ सकलक्रियासु ॥

પાંચ કર્મેંદ્રિયો સહિત જે પ્રાણ છે તે પ્રાણમય કોશ છે. અન્નથી પુરાએલો આ આત્માવાળો અન્નમયકોશ એ પ્રાણમયકોશનેલીધે સઘળી ક્રિયાઓમાં પ્રવર્ત્તે છે.

नैवात्मापि प्राणमयो वायुविकारो
गन्तागन्ता वायुवदन्तर्बहिरेषः ।
यस्मात्किंचित्क्वापि न वेत्तीष्टमनिष्टं
स्वं वान्यं वा किंचन नित्यं परतन्त्रः ॥

પ્રાણમય કોશ પણ આત્મા નથી. કારણ કે એ કોશ વાયુના વિકારરૂપ છે, વાયુની પેઠે અંદર તથા બહાર આવજાવ કરનાર છે, કાંઈ ઈષ્ટ કે અનિષ્ટને અથવા પોતાને કે પારકાને કોઇ સમયે કાંઈ પણ જાણતો નથી અને સર્વદા પરતંત્ર છે.

ज्ञानेन्द्रियाणि च मनश्च मनोमयः स्या-
त्कोशो ममाहमिति वस्तुविकल्पहेतुः ।
संज्ञादिभेदकलनाकलितो बलीयां-
स्तत्पूर्वकोशमभिपूर्य विजृम्भते यः ।

પાચ જ્ઞાનેંદ્રિયો અને મન મળીને મનોમયકોશ કેહેવાય છે. એ કોશથીજ વસ્તુઓમાં 'હું અને મારૂં' એવી કલ્પનાઓ થાયછે. નામ આદિ ભેદની રચનાઓથી ભરેલો એ બળવાન્ પોતાથી પેહેલાના કોશોને પૂર્ણ કરીને વૃદ્ધિ પામે છે.

पञ्चेन्द्रियैः पञ्चभिरेव होतृभिः प्रचीयमानो विषयाज्यधारया ।
जाज्वल्यमानो बहुवासनेन्धनैर्मनोमयाग्निर्वहति प्रपञ्चम् ॥

પાંચ હોતા જેવી પાંચ ઇંદ્રિયોએ વિષયો રૂપી ઘીની ધારાથી પ્રદીપ્ત કરાતો, અને ઘણી વાસનાઓરૂપી કાષ્ઠોથી પ્રજ્વલિત થતો એ મનોમયકોશરૂપ અગ્નિ પ્રપંચને દેખાડ્યા કરે છે.

न ह्यस्य विद्यामनसोऽतिरिक्ता मनो ह्यविद्या भवबन्धहेतुः ।
तस्मिन्विनष्टे सकलं विनष्टं विजृम्भितेऽस्मिन्सकलं विजृम्भते ॥

અવિદ્યા મનથી જુદી નથી. જે મન છે તેજ સંસારરૂપી બંધનના કારણરૂપ અવિદ્યા છે મનનો નાશ થાય તો સઘળા પ્રપંચનો નાશ થાયછે અને મનની વૃદ્ધિ થાય તો સઘળા પ્રપંચની વૃદ્ધિ થાયછે.

स्वप्नेऽथ शून्ये सृजति स्वशक्त्या भोक्त्रादि विश्वं मन एव सर्वम् ।
तथैव जाग्रत्यपि नो विशेषस्तत्सर्वमेतन्मनसो विजृम्भणम् ॥

સ્વપ્નમાં બીજું કાંઇ નહીં છતાં પણ મનજ પોતાની શક્તિથી ભોક્તા આદિ સઘળા જગતને ઉત્પન્ન કરે છે અને જેમ સ્વપ્નમાં ઉત્પન્ન કરે છે તેમ જાગ્રતમાં પણ એજ ઉત્પન્ન કરે છે. સ્વપ્નમાં અને જાગ્રતમાં કાંઇ ફેરફાર નથી એટલામાટે આ સઘળો પ્રપંચ મનની કલ્પનારૂપજ છે.

सुषुप्तिकाले मनसि प्रलीने नैवास्ति किञ्चित्सकलप्रसिद्धेः ।
अतो मनःकल्पित एव पुंसः संसार एतस्य न वस्तुतोऽस्ति ॥

સુષુપ્તિમાં મનનો લય થઈ જાય છે ત્યારે કાંઇ પણ રહેતું નથી એ વાત સહુના અનુભવમાં છે. એટલામાટે પુરૂષનો આ સંસાર મનેજ કલ્પેલો છે. વાસ્તવિક નથી.

वायुनाऽनीयते मेघः पुनस्तेनैव नीयते ।
मनसा कल्प्यते बन्धो मोक्षस्तेनैव कल्प्यते ॥

જેમ વાદળાંને લાવનાર પણ વાયુ છે અને દૂર કરનાર પણ વાયુજ છે તેમ બંધને કલ્પનાર અને દૂર કરનાર પણ મનજ છે.

देहादि सर्वविषये परिकल्प्य रागं
बध्नाति तेन पुरुषं पशुवद्गुणेन ।
वैरस्यमत्र विषवत्सुविधाय पश्चा-
देनं विमोचयति तन्मन एव बन्धात् ॥

જેમ માણસ રાંઢવાથી પશુને બાંધે છે તેમ મન દેહ આદિ સઘળા વિષયોના રાગ ઉપજાવીને તે રાગથી પુરૂષને બાંધે છે અને પાછું તેજ મન વિષયોમાં વૈરાગ્ય ઉપજાવીને પુરૂષને બંધમાંથી છોડે પણ છે.

तस्मान्मनः कारणमस्य जन्तो-
र्बन्धस्य मोक्षस्य च वा विधाने ।
बन्धस्य हेतुर्मलिनं रजोगुणै-
र्मोक्षस्य शुद्धं विरजस्तमस्कम् ॥

એટલામાટે મનજ પુરૂષને બંધન કરવામાં અને છુટકારો કરવામાં કારણરૂપ છે. મન જો રજોગુણ તથા તમોગુણથી મેલું હોય તો બંધના કારણરૂપ થાયછે અને રજોગુણ તથા તમોગુણથી રહિત થઇને શુદ્ધ થયું હોય તો મોક્ષના કારણ રૂપ છે.

विवेकवैराग्यगुणातिरेकाच्छुद्धत्वमासाद्य मनो विमुक्त्यै ।
भवत्यतो बुद्धिमतो मुमक्षोस्ताभ्यां दृढाभ्यां भवितव्यमग्रे ॥

મન વિવેક અને વૈરાગ્યરૂપ ગુણો વધવાથી શુદ્ધપણું પામીને મુક્તિ આપવામાં સમર્થ થાયછે એટલામાટે બુદ્ધિમાન મુમુક્ષુએ પ્રથમ વિવેક તથા વૈરાગ્યને દૃઢ કરવાં જોઇએ.

मनो नाम महाव्याघ्रो विषयारण्यभूमिषु ।
चरत्यत्र न गच्छन्तु साधवो ये मुमुक्षवः ॥

વિષયોરૂપી અરણ્યની ભૂમિઓમાં મન નામનો મોટો વાઘ ફરેછે. એટલામાટે મુક્તિની ઇચ્છા રાખનારા જે સાધુઓ હોય તેઓએ ત્યાં જવું નહીં.

मनः प्रसूते विषयानशेषान्स्थूलात्मना सूक्ष्मतया च भोक्तुः ।
शरीरवर्णाश्रमजातिभेदान्गुणक्रियाहेतुफलानि नित्यम् ॥

ભોક્તાને વાસ્તે સઘળા સ્થૂલ સૂક્ષ્મ વિષયોને, શરીર-વર્ણ આશ્રમ તથા જાતિઓના ભેદોને અને ગુણ ક્રિયા કારણો તથા તેઓનાં ફળોને સર્વદા મનજ ઉત્પન્ન કરે છે.

असङ्गचिद्रूपममुं विमोह्य देहेन्द्रियप्राणगुणैर्निबध्य ।
अहंममेति भ्रमयत्यजस्रं मनः स्वकृत्येषु फलोपभुक्तिषु ॥

આત્મા કે જે અસંગ અને ચૈતન્યરૂપ છે તેને મોહ પમાડી દેહ, ઇંદ્રિય તથા પ્રાણના ગુણોથી બાંધીને મનજ પોતાનાં કૃત્યરૂપ ફળના ભોગોમાં અહંતા મમતા કરાવી નિરંતર ભમાવ્યા કરેછે.

अध्यासदोषात्पुरुषस्य संसृतिरध्यासबन्धस्त्वमुनैव कल्पितः ।
रजस्तमोदोषवतो विवेकिनो जन्मादि दुःखस्य निदानमेतत् ॥

પુરૂષને દેહના અધ્યાસરૂપ દોષથી સંસાર થાયછે. અને અધ્યાસરૂપ બંધન મનેજ કલ્પેલું છે એટલા માટે રજોગુણ અને તમોગુણવાળા અવિવેકીને જન્મ આદિ દુઃખોનાં મૂળકારણરૂપ મનજ છે.

अतः प्राहुर्मनोविद्यां पण्डितास्तत्त्वदर्शिनः ।
येनैव भ्राम्यते विश्वं वायुनेवाभ्रमण्डलम् ॥

એટલા માટે તત્ત્વ જાણનારા પંડિત લોકો મનનેજ અવિ-
દ્યારૂપ કેહેછે કે જે મન, વાયુ જેમ વાદળાંનાં મંડળને ભમાવે
છે તેમ જગતને ભમાવે છે.

तन्मनःशोधनं कार्यं प्रयत्नेन मुमुक्षुणा ।
विशुद्धे सति चैतस्मिन्मुक्तिः करफलायते ॥

આમ છે તેથી મુમુક્ષુએ પ્રયત્ન પૂર્વક મનને શુદ્ધ કરવું
જોઇએ. મન શુદ્ધ થાય તો પછી મુક્તિ હસ્તામલની પેઠે સુગ-
મજ થઈ પડે છે.

मोक्षैकसक्त्या विषयेषु रागं निर्मूल्य संन्यस्य च सर्वकर्म ।
सच्छ्रद्धया यः श्रवणादिनिष्ठो रजःस्वभावं स धुनोति बुद्धेः ॥

જે પુરૂષ મોક્ષ પર પરમ આસક્તિથી વિષયો ઉપરના પ્રે-
મને ઉખેડી નાખી સઘળાં કર્મોને છોડી દઇ ઉત્તમ શ્રદ્ધાથી શ્ર-
વણ આદિમાં નિષ્ઠા રાખે તે પુરૂષ બુદ્ધિના રજોગુણી સ્વભાવને
ટાળી નાખે છે.

मनोमयो नापि भवेत्परात्मा ह्याद्यन्तवत्त्वात्परिणामिभावात् ।
दुःखात्मकत्वाद्विषयत्वहेतोर्द्रष्टा हि दृश्यात्मतया न दृष्टः ॥

મનોમયકોશ આત્મા નથી. કારણ કે એ કોશ આદિ
તથા અંતવાળો, પરિણામવાળો અને દુઃખમય છે. આત્મા તો
આદિ અંતથી રહિત, પરિણામ રહિત અને દુઃખ રહિત છે. મ-

નોમયકોશ આત્માનો દૃશ્ય છે તેથી પણ એ આત્મા સંભવે નહીં. આત્મા તો દ્રષ્ટા છે તેને દૃશ્યપણું હોયજ નહીં.

बुद्धिर्बुद्धीन्द्रियैः सार्धं सद्वृत्तिः कर्तृलक्षणः ।
विज्ञानमयकोशः स्यात्पुंसः संसारकारणम् ॥

જ્ઞાનેંદ્રિયો, વૃત્તિઓ અને બુદ્ધિ મળીને કર્ત્તારૂપ વિજ્ઞાનમય-કોશ છે અને તે પુરૂષને સંસારના કારણરૂપ છે.

अनुव्रजच्चित्प्रतिबिम्बशक्तिर्विज्ञानसंज्ञः प्रकृतेर्विकारः ।
ज्ञानक्रियावानहमित्यजस्रं देहेन्द्रियादिष्वभिमन्यते भृशम् ॥

જેમાં ચૈતન્યનું પ્રતિબિંબ સાથે આવે છે એવો એ વિજ્ઞા-નમયકોશ નામનો પ્રકૃતિનો વિકાર, દેહ તથા ઇંદ્રિય આદિમાં 'જ્ઞાનક્રિયાવાળો હું છું' એમ ભારે અભિમાન કરેછે.

अनादिकालोऽयमहंस्वभावो जीवः समस्तव्यवहारवोढा ।
करोति कर्माण्यपि पूर्ववासनः पुण्यान्यपुण्यानि च तत्फलानि ॥
भुंक्ते विचित्रास्वपि योनिषु व्रजन्नायाति निर्यात्यध ऊर्ध्वमेषः ।
अस्यैव विज्ञानमयस्य जाग्रत्स्वप्नाद्यवस्था सुखदुःखभोगः ॥

અનાદિ કાળનો, હુંછું એમ માનવાના સ્વભાવવાળો અને સઘળા વ્યવહારોને ચલાવનારો એ વિજ્ઞાનમયકોશ જીવ કેહેવાય છે કે જે જીવ ઘણી ઘણી પૂર્વ વાસનાઓને લીધે પાપ તથા પુણ્યરૂપ કર્મ કરેછે, તેઓનાં ફળ ભોગવેછે, વિચિત્ર યોનિઓમાં જાયછે અને ઊંચા નીચા લોકોમાં જાયછે. વિજ્ઞાનમયકોશને જાગ્રત્ સ્વપ્ન આદિ અવસ્થા, સુ:ખ તથા દુ:ખના ભોગ અને

દેહાદિકમાં રહેલા આશ્રમ ધર્મકર્મ તથા ગુણો મારા છે એવું નિરંતર અભિમાન છેજ.

**देहादिनिष्ठाश्रमधर्मकर्मगुणाभिमानं सततं ममेति ।**
**विज्ञानकोशोऽयमतिप्रकाशः प्रकृष्टसान्निध्यवशात्परात्मनः॥**
**अतो भवत्येव उपाधिरस्य यदात्मधीः संसरति भ्रमेण ॥**

પરમાત્માના ઊત્તમ સાન્નિધ્યનેલીધે એ વિજ્ઞાનમયકોશ બહુ પ્રકાશવાળો છે અને તેથી આત્માની ઉપાધિરૂપ છે કે જે ઊપાધિમાં ભ્રાંતિથી 'હું છું' એવું અભિમાન થવાથી પુરૂષ જન્મ મરણ પામે છે.

**योऽयं विज्ञानमयः प्राणेषु हृदि स्फुरत्ययं ज्योतिः ।**
**कूटस्थः सन्नात्मा कर्ता भोक्ता भवत्युपाधिस्थः ॥**

સ્વયંપ્રકાશરૂપ આત્મા ઇંદ્રિયોમાં સામાન્ય જ્ઞાનરૂપે સ્ફુરે છે તે સ્થિતિમાં કૂટસ્થ કેહેવાય છે ઉપાધિમાં રહે છે તે સ્થિતિમાં કર્ત્તાભોક્તારૂપ કેહેવાય છે.

**स्वयं परिच्छेदमुपेत्य बुद्धेस्तादात्म्यदोषेण परं मृषात्मनः ।**
**सर्वात्मकः सन्नपि वीक्षते स्वयं स्वतः पृथक्त्वेन मृदो घटानिव ॥**

બુદ્ધિ કે જે મિથ્યા પદાર્થ છે તેની સાથે પોતાનું એકત્વ માનવારૂપ દોષથી પોતે પરિચ્છેદ પામીને સ્વરૂપે સર્વાત્મક છતાં પણ, માટીથી ઘડાઓની પેઠે પદાર્થોને પોતાથી ભિન્ન દેખે છે.

**उपाधिसंबन्धवशात्परात्मा ह्युपाधिधर्माननुभाति तद्गुणः ।**
**अयोविकारानविकारिवह्निवत्सदैकरूपोऽपि परः स्वभावात् ॥**

આત્મા સર્વદા સ્વભાવે એકરૂપ છે તોપણ, જેમ અગ્નિ નિર્વિકાર છતાં પણ લોઢાના વિકારોને અનુસરી તેઓના જેવા ગુણવાળો જણાયછે તેમ ઉપાધિઓના સંબંધનેલીધે તે ઉપાધિઓના ધર્મોને અનુસરી પોતે તે ધર્મોવાળો જણાય છે.

॥ शिष्य उवाच ॥

भ्रमेणाप्यन्यथा वास्तु जीवभावः परात्मनः ।
तदुपाधेरनादित्वान्नानादेर्नाश इष्यते ॥
अतोऽस्य जीवभावोऽपि नित्या भवति संसृतिः ।
न निवर्तेत तन्मोक्षः कथं मे श्रीगुरो वद ॥

**શિષ્ય પૂછે છે.**–હે સદ્‌ગુરુ! ભ્રાંતિનેલીધે પરમાત્માને વિપરીત જીવપણું થઈ ગયું છે એમ આપ કહો છો તેપ્રમાણે હોય તોપણ એ પરમાત્માની ઉપાધિઓ અનાદિ હોવાને લીધે તેઓનો નાશ નહીં થવો જોઇએ અને એપ્રમાણે નાશ ન થાય ત્યારે તેનું જીવપણું નિત્ય રહ્યું અને સંસાર પણ નિત્ય (કદી પણ મટે નહીં એવો) રહ્યો ત્યારે મોક્ષ થવો કેમ સંભવે? એ વિષયનો ઉત્તર આપો.

॥ श्रीगुरुरुवाच ॥

सम्यक्पृष्टं त्वया विद्वन्सावधानेन तच्छृणु ।
प्रामाणिकी न भवति भ्रान्त्या मोहितकल्पना ॥

**ગુરુ કહેછે.**—હે વિદ્વાન્! તેં સારૂં પૂછ્યું. હવે એ વિષયનો ઉત્તર સાવધાનપણાથી સાંભળ. ભ્રાંતિથી મોહ પામીને જે કલ્પના થએલી હોય તે પ્રમાણ સિદ્ધ (સાચી) હોતીજ નથી.

भ्रान्तिं विना त्वसङ्गस्य निष्क्रियस्य निराकृतेः ।
न घटेतार्थसंबन्धो नभसो नीलतादिवत् ॥

આકાશને નીલપણું આદિનો સંબંધ જેમ ભ્રાંતિ વિના ઘટતો નથી તેમ આત્મા કે જે અસંગ, ક્રિયા રહિત અને આકાર રહિત છે તેને ઉપાધિઓનો સંબંધ ભ્રાંતિવિના ઘટતોજ નથી.

स्वस्य द्रष्टुर्निर्गुणस्याक्रियस्य प्रत्यग्बोधानन्दरूपस्य बुद्धेः ।
भ्रान्त्या प्राप्तो जीवभावो न सत्यो मोहापाये नास्त्यवस्तु स्वभावात्

આત્મા કે જે દ્રષ્ટા, નિર્ગુણ, ક્રિયારહિત, સામાન્યબોધરૂપ અને આનંદરૂપ છે તેને ભ્રાંતિથી પ્રાપ્ત થએલો જીવભાવ સાચો નથી એટલે એમ સમજવું કે ભ્રાંતિ મટી જાય ત્યારે જીવભાવ છેજ નહીં. કલ્પિત પદાર્થોનો સ્વભાવજ એવો હોયછે કે ભ્રાંતિ મટી ગયા પછી તેઓની સત્તા હોતીજ નથી.

यावद्भ्रान्तिस्तावदेवास्य सत्ता
मिथ्याज्ञानोज्जृम्भितस्य प्रमादात् ।
रज्ज्वां सर्पो भ्रान्तिकालीन एव
भ्रान्तेर्नाशे नैव सर्पोऽपि तद्वत् ॥

ગફલતથી મિથ્યા જ્ઞાનને લીધે ઉત્પન્ન થએલા પદાર્થની સત્તા જ્યાંસુધી ભ્રાંતિ હોય ત્યાંસુધીજ હોયછે. જ્યાંસુધી ભ્રાંતિ હોય ત્યાંસુધીજ રજ્જુમાં કલ્પાએલો સર્પ રેહેછે. ભ્રાંતિનો નાશ થાય ત્યારે સર્પ રેહેતોજ નથી.

अनादित्वमविद्यायाः कार्यस्यापि तथेष्यते ।
उत्पन्नायां तु विद्यायामाविद्यकमनाद्यपि ॥

प्रबोधे स्वप्नवत्सर्वं सहमूलं विनश्यति ।
अनाद्यपीदं नो नित्यं प्रागभाव इव स्फुटम् ॥

જો કે અવિદ્યાનું અને અવિદ્યાના કાર્યનું અનાદિપણું માનવામાં આવેછે તો પણ, જાગ્રત આવે ત્યારે સ્વપ્નની પેઠે વિદ્યા ઊત્પન્ન થાય ત્યારે અવિદ્યાનું કાર્ય અનાદિ છતાં પણ અવિદ્યા સહિત નાશ પામેછે. જેમ ઘટનો પ્રાગ્ભાવ ( ઊત્પત્તિ થયા પેહેલાનો અભાવ ) અનાદિ છતાં પણ નિત્ય નથી તેમ અવિદ્યા અને અવિદ્યાનું કાર્ય અનાદિ છતાં પણ નિત્ય નથી.

अनादेरपि विध्वंसः प्रागभावस्य वीक्षितः ।
यद्बुद्ध्युपाधिसंबन्धात्परिकल्पितमात्मनि ॥
जीवत्वं न ततोऽन्यत्तु स्वरूपेण विलक्षणः ।
संबन्धः स्वात्मनो बुद्ध्या मिथ्याज्ञानपुरःसरः ॥
विनिवृत्तिर्भवेत्तस्य सम्यग्ज्ञानेन नान्यथा ।
ब्रह्मात्मैकत्वविज्ञानं सम्यग्ज्ञानं श्रुतेर्मतम् ॥

જેમ પ્રાગભાવ અનાદિ છતાં પણ ઘટની ઊત્પત્તિ થયા પછી તેનો વિધ્વંશ થએલો જોવામાં આવેછે તેમ અવિદ્યા અને અવિદ્યાનું કાર્ય અનાદિ છતાં પણ વિદ્યાની ઊત્પત્તિ થતાં તેનો વિધ્વંશ થાયછે. બુદ્ધિરૂપ ઊપાધિના સંબંધથી આત્મામાં જે જીવપણું કલ્પાયું છે તેનું સ્વરૂપ કલ્પનાથી જુદું નથી પણ કલ્પના માત્રજ છે. આત્માને બુદ્ધિની સાથે સંબંધ થવામાં મિથ્યા જ્ઞાન કારણરૂપ છે અને એ મિથ્યા જ્ઞાનની નિવૃત્તિ યથાર્થ જ્ઞાનથીજ થાય. બીજી કોઇ રીતે થાય નહીં. આત્મા અને પરબ્રહ્મની એકતા સમજાય એજ યથાર્થ જ્ઞાનનું સ્વરૂપ છે એવો વેદનો સિદ્ધાંત છે.

तदात्मानात्मनोः सम्यग्विवेकेनैव सिद्ध्यति ।
ततो विवेकः कर्तव्यः प्रत्यगात्मसदात्मनोः ॥

એ યથાર્થ જ્ઞાન આત્મા અને અનાત્માના વિવેકથીજ સિદ્ધ થાયછે એટલામાટે એ વિવેક કરવો જોઇએ.

जलं पङ्कवदत्यन्तं पङ्कापाये जलं स्फुटम् ॥
असन्निवृत्तौ तु सदात्मना स्फुटं प्रतीतिरेतस्य भवेत्प्रतीचः ।
ततो निरासः करणीय एव सदात्मनः साध्वहमादिवस्तुनः ॥

જેમ બહુજ કાદવવાળા જળમાંથી કાદવ કાઢી નાખીએ એટલે જળ સ્ફુટ પ્રતિત થાયછે તેમ અનાત્મા પદાર્થની નિવૃત્તિ થાય ત્યારે પ્રત્યગાત્માની સદ્રૂપે સ્ફુટ પ્રતિતી થાયછે. આ કારણુને લીધે પ્રત્યગાત્મમાંથી અહંકાર આદિ અનાત્મ વસ્તુનો સારી રીતે નિરાસ ( ત્યાગ ) કરવો જોઇએ.

अतो नायं परात्मा स्याद्विज्ञानमयशब्दभाक् ।
विकारित्वाज्जडत्वाच्च परिच्छिन्नत्वहेतुतः ।
दृश्यत्वाद्व्यभिचारित्वान्नानित्यो नित्य इष्यते ॥

આ પ્રમાણે વિજ્ઞાનમયકોશ આત્મા નથી. કારણુ કે વિજ્ઞાનમયકોશ વિકારી છે, જડ છે, દશ્ય છે, પરિચ્છિન્ન છે અને ફેરફાર પામનાર છે. વિજ્ઞાનમયકોશ કે જે અનિત્ય છે તેને નિત્ય આત્મા કહી શકાયજ નહિ.

आनन्दप्रतिबिम्बचुम्बिततनुर्वृत्तिस्तमोज्जृम्भिता
स्यादानन्दमयः प्रियादिगुणकः स्वेष्टार्थलाभोदयः ।

**पुण्यस्यानुभवे विभाति कृतिनामानन्दरूपः स्वयं**
**भूत्वानन्दति यत्र साधुतनुभृन्मात्रः प्रयत्नंविना ॥**

પુણ્યવાળાઓને પુણ્યના ફળનો અનુભવ થવાના સમયમાં પોતાને પ્યારા પદાર્થનો લાભ થતાં આનંદના પ્રતિબિંબ યુક્ત થએલી પ્રિય મોદ અને પ્રમોદ ગુણવાળી તમોગુણની વૃત્તિ આનંદમયકોશ કહેવાય છે. કે જે વૃત્તિનો ઉદય થતાં પ્રાણિમાત્ર પ્રયત્ન વિનાજ પોતે આનંદમય થઇને સારી રીતે સુખ પામે છે.

**आनन्दमयकोशस्य सुषुप्तौ स्फूर्तिरुत्कटा ।**
**स्वप्नजागरयोरीषदिष्टसंदर्शनादिना ॥**

સુષુપ્તિમાં આનંદમયકોશની ઘણી સ્ફુર્ત્તિ થાયછે અને સ્વપ્ન તથા જાગ્રતમાં તો પ્યારા પદાર્થનું દર્શન આદિ થતાં જરાક સ્ફુર્ત્તિ થાયછે.

**नैवायमानन्दमयः परात्मा सोपाधिकत्वात्प्रकृतेर्विकारात् ।**
**कार्यत्वहेतोः सुकृतक्रियाया विकारसंघातसमाहितत्वात् ॥**

આ આનંદમયકોશ ઉપાધિ સહિત છે, પ્રકૃતિના વિકારરૂપ છે, કાર્યરૂપ છે અને પુણ્યના વિકારના સમૂહને આધિન છે તેથી પરમાત્મા નથી.

**पञ्चानामपि कोशानां निषेधे युक्तितः श्रुतेः ।**
**तन्निषेधावधिः साक्षी बोधरूपोऽवशिष्यते ॥**

યુક્તિઓથી અને શ્રુતિથી પાંચે કોશનો નિષેધ થતાં તે નિષેધના અવધિરૂપે બોધરૂપ સાક્ષી અવશેષ રેહેછે.

योऽयमात्मा स्वयंज्योतिः पञ्चकोशविलक्षणः ।
अवस्थात्रयसाक्षी सन्निर्विकारो निरञ्जनः ।
सदानन्दः स विज्ञेयः स्वात्मन्येन विपश्चिता ॥

પાંચે કોશથી ન્યારો, સ્વયંપ્રકાશ, ત્રણે અવસ્થાઓના સાક્ષી, નિર્વિકાર, નિરંજન અને સચ્ચિદાનંદરૂપ આ પરમાત્માને સમજુએ પોતાનો આત્મા જાણવો.

॥ शिष्य उवाच ॥

मिथ्यात्वेन निषिद्धेषु कोशेष्वेतेषु पञ्चसु ।
सर्वाभावं विना किंचिन्न पश्याम्यत्र हे गुरो ।
विज्ञेयं किमु वस्त्वस्ति स्वात्मनात्मविपश्चिता ॥

શિષ્ય પૂછેછે–હે ગુરુ ! મિથ્યાપણાને લીધે એ પાંચે કોશનો નિષેધ કરતાં સર્વનો અભાવજ મારા જોવામાં આવેછે એ શિવાય બીજું કાંઈ પણ જોવામાં આવતું નથી માટે સમજુએ પોતાના આત્મા રૂપે જાણવાની શી વસ્તુ છે ?

॥ श्रीगुरुरुवाच ॥

सत्यमुक्तं त्वया विद्वन्निपुणोऽसि विचारणे ।
अहमादिविकारास्ते तदभावोऽयमप्यनु ॥
सर्वे येनानुभूयन्ते यः स्वयं नानुभूयते ।
तमात्मानं वेदितारं विद्धि बुद्ध्या सुसूक्ष्मया ॥

ગુરુ કહેછે–હે વિદ્વાન્ ! તેં સાચું કહ્યું. તું વિચાર કરવામાં નિપુણ છે. અહંકાર આદિ વિકારોને અને પછી તેઓના અ-

ભાવને પણ જે જાણે છે અને પોતે જાણવામાં નથી આવતો તે જાણનારાને તું સૂક્ષ્મબુદ્ધિથી આત્મા જાણ.

तत्साक्षिकं भवेत्तत्तद्यद्येनानुभूयते ।
कस्याप्यननुभूतार्थे साक्षित्वं नोपयुज्यते ॥

જે વસ્તુ જેના અનુભવમાં આવે તે વસ્તુનો તે સાક્ષી કેહેવાય છે. જે વસ્તુનો અનુભવ ન થયો હોય તે વસ્તુમાં કોઇનું પણ સાક્ષીપણું હોતું નથી.

असौ स्वसाक्षिको भावो यतः स्वेनानुभूयते ।
अतः परं स्वयं साक्षात्प्रत्यगात्मा न चेतरः ॥

અહંકારાદિકના અભાવના સાક્ષી આપણે પોતેજ છીએ કારણ કે પોતેજ તેને જાણીએ છીએ એટલામાટે સહુથી પર અને સહુનો સાક્ષી સાક્ષાત્ પ્રત્યગાત્માજ છે. બીજો કોઇ નથી.

जाग्रत्स्वप्नसुषुप्तिषु स्फुटतरं योऽसौ समुज्जृम्भते
प्रत्यग्रूपतया सदाहमहमित्यन्तः स्फुरन्नैकधा ।
नानाकारविकारभागिन इमान्पश्यन्नहंधीमुखान्
नित्यानन्दचिदात्मना स्फुरति तं विद्धि स्वमेतं हृदि ॥

પ્રત્યક્રૂપે સર્વદા 'હું હું' એવી રીતે અંદર એક પ્રકારથીજ સ્ફુરતો જે આત્મા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં અત્યંત સ્ફુટ જણાય છે તથા અહંકાર અને બુદ્ધિ આદિ પદાર્થો કે જેઓ અનેક પ્રકારના વિકારોને પ્રાપ્ત થાયછે તેઓને જોતાં સચ્ચિદાનંદરૂપે હૃદયમાં સ્ફુરેછે તે તું છો એમ સમજ.

घटोदके बिम्बितमर्कबिम्बमालोक्य मूढो रविमेव मन्यते ।
तथा चिदाभासमुपाधिसंस्थं भ्रान्त्याहमित्येव जडोऽभिमन्यते॥

જેમ મૂઢ માણસ ઘડાના જળમાં પ્રતિબિંબિત થએલા સૂર્યના બિંબને ભ્રાંતિથી સૂર્યજ માનેછે તેમ અજ્ઞાની માણસ ઉપાધિમાં રહેલા ચિદાભાસને (હું છું) એમ કરી માનેછે.

घटं जलं तद्गतमर्कबिम्बं विहाय सर्वं विनिरीक्ष्यतेऽर्कः ।
तटस्थ एतत्त्रितयावभासकः स्वयंप्रकाशो विदुषा यथा यथा ॥
देहं धियं चित्प्रतिबिम्बमेवं विसृज्य बुद्धौ निहितं गुहायाम् ।
द्रष्टारमात्मानमखण्डबोधं सर्वप्रकाशं सदसद्विलक्षणम् ॥
नित्यं विभुं सर्वगतं सुसूक्ष्ममन्तर्बहिः शून्यमनन्यमात्मनः ।
विज्ञाय सम्यङ्निजरूपमेतत्पुमान्विपाप्मा विरजो विमृत्युः ॥
विशोक आनन्दघनो विपश्चित्स्वयं कुतश्चिन्न बिभेति कश्चित् ।
नान्योऽस्ति पन्था भवबन्धमुक्तेर्विना स्वतत्त्वावगमं मुमुक्षोः ॥

ઘડો, જળ અને તેમાં રહેલું સૂર્યનું પ્રતિબિંબ એ સઘળાંને છોડી દઇ જેમ ન્યારો, એ ત્રણેનો પ્રકાશ કરનાર અને સ્વયંપ્રકાશ સૂર્ય જોવામાં આવે છે તેમ દેહ, બુદ્ધિ અને બુદ્ધિમાં રહેલો ચૈતન્યનો આભાસ એ સઘળાંને છોડી દઇ જ્યારે દ્રષ્ટા, અખંડબોધરૂપ, સર્વને પ્રકાશ આપનાર, કાર્ય–કારણથી ન્યારો, નિત્ય વ્યાપક, સર્વમાં રહેલ, અત્યંત સૂક્ષ્મ પોતાથી અભિન્ન અને જેની બાહાર કે અંદર બીજો કોઈ પદાર્થજ નથી એવો સ્વરૂપભૂત આત્મા સારી રીતે જાણવામાં આવે ત્યારે વિદ્વાન પુરૂષ પાપરહિત થાયછે, શોકરહિત થાયછે, મૃત્યુ રહિત થાયછે, રજ-

રહિત થાયછે, આનંદઘન થાયછે અને પોતે કોઇથી બીતો નથી. મુમુક્ષુને પોતાના આત્માનું તત્ત્વ જાણવા શિવાય બીજો કોઇ સંસારના બંધમાંથી છુટવાનો માર્ગ નથી.

ब्रह्माभिन्नत्वविज्ञानं भवमोक्षस्य कारणम् ।
येनाद्वितीयमानन्दं ब्रह्म सम्पद्यते बुधैः ॥

'હું બ્રહ્મથી અભિન્ન છું' એવું જ્ઞાન સંસારથી છુટકારો થવાનું કારણ છે. કે જે જ્ઞાનથી સમજુઓ અદ્વિતીય અને આનંદરૂપ બ્રહ્મ થાયછે.

ब्रह्मभूतस्तु संसृत्यै विद्वान्नावर्तते पुनः ।
विज्ञातव्यमतः सम्यग्ब्रह्माभिन्नत्वमात्मनः ॥

બ્રહ્મરૂપ થએલો વિદ્વાન્ પાછો જન્મ મરણના ચક્રમાં આવતો નથી એટલા માટે પોતાનું બ્રહ્મથી અભિન્નપણું સારી રીતે જાણવું જોઇએ.

सत्यं ज्ञानमनन्तं ब्रह्म विशुद्धं परं स्वतः सिद्धम् ।
नित्यानन्दैकरसं प्रत्यगभिन्नं निरन्तरं जयति ॥

સત્યરૂપ, જ્ઞાનરૂપ, અનંત, શુદ્ધ, સ્વતઃસિદ્ધ, નિત્ય આનંદથી એકરસ અને પ્રત્યગાત્માથી અભિન્ન પરબ્રહ્મ સર્વદા સર્વેથી ઉત્કૃષ્ટ છે.

सदिदं परमाद्वैतं स्वस्मादन्यस्य वस्तुनोऽभावात् ।
नह्यन्यदस्ति किंचित्सम्यक्परमार्थतत्त्वबोधदशायाम् ॥

પોતાથી ભિન્ન કોઇ વસ્તુ નહીં હોવાનેલીધે આ પરમ

અદ્વૈત સત્ય છે. વાસ્તવિક તત્ત્વ સમજાય તે દશામાં બીજી કોઇ વસ્તુ નિરૂપણ કરવાને યોગ્ય રહેતી નથી.

**यदिदं सकलं विश्वं नानारूपं प्रतीतमज्ञानात् ।**
**तत्सर्वं ब्रह्मैव प्रत्यस्ताशेषभावनादोषम् ॥**

જે આ સઘળું જગત્ અજ્ઞાનનેલીધે અનેક રૂપવાળું પ્રતિત થાયછે તે સઘળું બ્રહ્મજ છે. કે જેમાં સઘળી ભાવનાઓના દોષ અસ્ત પામેછે.

**मृत्कार्यभूतोऽपि मृदो न भिन्नः कुम्भोऽस्ति सर्वत्र तु मृत्स्वरूपात्।**
**न कुम्भरूपं पृथगस्ति कुम्भः कुतो मृषा कल्पितनाममात्रः ॥**

માટીના કાર્યરૂપ છતાં પણ માટી ભિન્ન નથી અને સર્વ સ્થળમાં ઘડાનું રૂપ માટીના રૂપથી જુદું નથી ત્યારે ઘડો કે જેનું નામ માત્ર મિથ્યા કલ્પાયું છે તે, માટીથી જુદો કેમજ હોય?

**केनापि मृद्भिन्नतया स्वरूपं घटस्य सन्दर्शयितुं न शक्यते ।**
**अतो घटः कल्पित एव मोहान्मृदेव सत्यं परमार्थभूतम् ॥**

ઘડાનું સ્વરૂપ માટીથી જુદું કોઇથી પણ દેખાડી શકાય એમ નથી એટલામાટે ઘડો મોહનેલીધે કલ્પાએલો છે. વાસ્તવિક સત્ય તો માટીજ છે તેમ જગતનું સ્વરૂપ બ્રહ્મથી જુદું કોઇથી પણ દેખાડી શકાય એમ નથી એટલામાટે જગત મોહથી કલ્પાએલું છે; વાસ્તવિક સત્ય તો બ્રહ્મજ છે.

**सद्ब्रह्मकार्यं सकलं सदैव तन्मात्रमेतन्न ततोऽन्यदस्ति ।**
**अस्तीति यो वक्ति न तस्य मोहो विनिर्गतो निद्रितवत्प्रजल्पः॥**

આ સઘળું જગત સદ્રૂપ બ્રહ્મનું કાર્ય છે એટલામાટે બ્રહ્મરૂપજ છે, બ્રહ્મથી જુદું નથી. જે માણસ 'જગત્ બ્રહ્મથી નોખી

સત્તાવાળું છે' એમ કહેછે તેનો મોહ મટ્યો નથી એટલે ઉંઘે-લાની પેઠે બકેછે એમ સમજવું.

**ब्रह्मैवेदं विश्वमित्येव वाणी श्रौती ब्रूतेऽथर्वनिष्ठा वरिष्ठा ।**
**तस्मादेतद्ब्रह्ममात्रं हि विश्वं नाधिष्ठानाद्भिन्नतारोपितस्य ॥**

અથર્વ વેદની ઉત્તમ શ્રુતિરૂપ વાણી કેહેછે કે "આ જગત્ બ્રહ્મજ છે." એટલામાટે આ સઘળું જગત્ બ્રહ્મજ છે. કલ્પિત પદાર્થ પોતાના અધિષ્ઠાનથી ભિન્ન હોયજ નહીં.

**सत्यं यदि स्याज्जगदेतदात्मना न तत्त्वहानिर्निगमाप्रमाणता ।**
**असत्यवादित्वमपीशितुः स्यान्नैतत्त्रयं साधु हितं महात्मनाम् ॥**

"એમ છે ત્યારે જગત્ બ્રહ્મરૂપે સત્ય હોવું જોઇએ" એવી શંકા કરવી નહીં. કારણ કે જગતને સત્ય માનવાથી તત્ત્વની હાનિ થાયછે. વેદનું અપ્રમાણપણું થાયછે અને શ્રીકૃષ્ણનું અસ-ત્યવાદીપણું થાયછે. આ ત્રણ દોષો થવા દેવા એ મહાત્માઓનો ઈષ્ટ નથી.

**ईश्वरो वस्तुतत्त्वज्ञो न चाहं तेष्ववस्थितः ।**
**नच मत्स्थानि भूतानीत्येवमेव व्यचीक्लृपत् ॥**

વસ્તુના તત્ત્વને જાણનારા ઈશ્વર શ્રીકૃષ્ણે ભગવદ્ગીતામાં કહ્યું છે કે "દૃશ્ય પદાર્થો કલ્પિત છે તેથી તેઓમાં હું રહ્યો નથી અને તેઓ મારામાં રહ્યા નથી."

**यदि सत्यं भवेद्विश्वं सुषुप्तावुपलभ्यताम् ।**
**यन्नोपलभ्यते किंचिदतोऽसत्स्वप्नवन्मृषा ॥**

જગત્ જો સાચું હોય તો સુષુપ્તિમાં દેખાવું જોઇએ પણ કાંઈ દેખાતું નથી તેથી સિદ્ધ થાયછે કે જગત્ અસત્ છે તથા સ્વપ્નની પેઠે મિથ્યા છે.

**अतः पृथङ्नास्ति जगत्परात्मनः पृथक्प्रतीतिस्तु मृषा गुणादिवत्**
**आरोपितस्यास्ति किमर्थवत्ताधिष्ठानमाभाति तथा भ्रमेण ॥**

એટલામાટે જગતની સત્તા પરમાત્માથી જુદી નથી. જગતની જે જુદી પ્રતિતી થાયછે તે તો રજ્જુ સર્પ આદિની પેઠે મિથ્યા છે. આરોપિત પદાર્થની સ્વતંત્ર સત્તા હોતીજ નથી માટે ભ્રાંતિનેલીધે અધિષ્ઠાનજ આરોપિતરૂપે પ્રતિત થાયછે એમ માનવું યોગ્ય છે.

**भ्रान्तस्य यद्यद्भ्रमतः प्रतीतं ब्रह्मैव तत्तद्रजतं हि शुक्तिः ।**
**इदन्तया ब्रह्म सदैव रूप्यते त्वारोपितं ब्रह्मणि नाममात्रम् ॥**

ભ્રાંતિ પામેલા માણસને જે કાંઈ ભ્રમથી પ્રતિત થાયછે તે અધિષ્ઠાનથી જુદું હોતું નથી. જેમકે છીપમાં પ્રતિત થએલું રૂપું છીપથી જુદું નથી. ભ્રાંતિના સમયમાં 'આ રૂપું છે' એ વાકયમાં 'આ' એ અંશ જેમ છીપ છે તેમ 'આ જગત્ છે' એ વાકયમાં 'આ' એ અંશ સર્વદા બ્રહ્મરૂપ છે. છીપમાં આરોપિત થએલું રૂપું જેમ નામમાત્રજ છે તેમ બ્રહ્મમાં આરોપિત થએલું જગત્ નામમાત્રજ છે.

**अतः परं ब्रह्म सदद्वितीयं विशुद्धविज्ञानघनं निरञ्जनम् ।**
**प्रशान्तमाद्यन्तविहीनमक्रियं निरन्तरानन्दरसस्वरूपम् ॥**

એટલામાટે પરબ્રહ્મ સત્ય છે, અદ્વિતીય છે, વિશુદ્ધ વિજ્ઞાનમય છે, નિરંજન છે, પ્રશાંત છે, આદિ તથા અંતથી રહિત છે, ક્રિયાઓથી રહિત છે અને નિરંતર આનંદરસ સ્વરૂપ છે.

**निरस्तमायाकृतसर्वभेदं नित्यं सुखं निष्कलमप्रमेयम् ।**
**अरूपमव्यक्तमनाख्यमव्ययं ज्योतिः स्वयं किंचिदिदं चकास्ति॥**

માયાએ કરેલા સઘળા ભેદોથી રહિત છે, નિત્ય છે, સુખરૂપ છે, અંશ રહિત છે, પ્રમાણોથી જણાય એવું નથી, નિરાકાર છે, મન તથા વાણી આદિથી અગમ્ય છે, નામ રહિત છે અને નાશ રહિત છે. એવું છતાં પણ એ કાંઈક તત્ત્વ સ્વયંપ્રકાશરૂપે દીપે છે.

**ज्ञातृज्ञेयज्ञानशून्यमनन्तं निर्विकल्पकम् ।**
**केवलाखण्डचिन्मात्रं परं तत्त्वं विदुर्बुधाः ॥**

જ્ઞાતા, જ્ઞાન તથા જ્ઞેય ભાવથી રહિત, અનંત, નિર્વિકલ્પ અને કેવલ અખંડ ચૈતન્યરૂપ એ પરમતત્ત્વને જ્ઞાનીઓ જાણે છે.

**अहेयमनुपादेयं मनोवाचामगोचरम् ।**
**अप्रमेयमनाद्यन्तं ब्रह्म पूर्णमहं महः ॥**

છોડી શકાય નહીં એવું, લઈ શકાય નહીં એવું, મન તથા ઇંદ્રિયોથી અગમ્ય, અને પ્રમાણો જેને પહોંચે નહીં એવું જે પૂર્ણબ્રહ્મરૂપ જ્યોતિ છે તે હું છું.

**तत्त्वंपदाभ्यामभिधीयमानयोर्ब्रह्मात्मनोः शोधितयोर्यदीत्थम् ।**
**श्रुत्या तयोस्तत्त्वमसीति सम्यगेकत्वमेव प्रतिपाद्यते मुहुः ॥**

'**तत्त्वमसि**' પોતાનાં **तत्** પદ અને **त्वं** પદથી કહેવાતા ઈશ્વર અને જીવની એકતાનું વારંવાર સારી રીતે પ્રતિપાદન કરેછે તે એઓની શુદ્ધરૂપે એકતાનું પ્રતિપાદન કરેછે.

**ऐक्यं तयोर्लक्षितयोर्न वाच्ययोर्निगद्यतेऽन्योन्यविरुद्धधर्मिणोः**
**खद्योतभान्वोरिव राजभृत्ययोः कूपाम्बुराश्योः परमाणुमेर्वोः॥**

ઈશ્વર અને જીવની લક્ષ્યરૂપે એકતા છે પણ વાચ્યરૂપે નથી.

કારણ કે વાચ્યરૂપમાં તો સૂર્ય તથા પતંગીઆની પેઠે, રાજા તથા રાજાના નોકરની પેઠે, સમુદ્ર તથા કુવાની પેઠે અને મેરૂ તથા પરમાણુની પેઠે એઓના ધર્મ પરસ્પરથી વિરૂદ્ધ છે.

**तयोर्विरोधोऽयमुपाधिकल्पितो न वास्तवः कश्चिदुपाधिरेषः ।**
**ईशस्य मायामहदादिकारणं जीवस्य कार्यं शृणु पञ्च कोशम् ॥**

તેઓનો આ વિરોધ ઉપાધિથી કલ્પાએલો છે અને તે ઉપાધિ કોઇ વાસ્તવિક નથી. મહત્તત્ત્વ આદિની કારણરૂપ માયા ઈશ્વરની ઉપાધિ છે અને માયાના કાર્યરૂપ પંચકોશ જીવની ઉપાધિ છે.

**एतावुपाधी परजीवयोस्तयोः सम्यङ्निरासे न परो न जीवः ।**
**राज्यं नरेन्द्रस्य भटस्य खेटकस्तयोरपोहेन भटो न राजा ॥**

ઈશ્વર અને જીવની આ બે ઉપાધિઓનો સારી રીતે ત્યાગ કરીએ એટલે ઈશ્વર રેહેતો નથી અને જીવ પણ રેહેતો નથી. જેમ કે રાજ્યરૂપ ઉપાધિને લઇને રાજા કેહેવાય છે અને તરવારરૂપ ઉપાધિને લઇને સીપાઈ કહેવાય છે. તો પછી એ બંને ઉપાધિઓનો ત્યાગ કરતાં રાજા રહેતો નથી અને સીપાઈ પણ રહેતો નથી.

**अथात आदेश इति श्रुतिः स्वयं निषेधति ब्रह्मणि कल्पितं द्वयम् ।**
**श्रुतिप्रमाणानुगृहीतबोधात्तयोर्निरासः करणीय एवम् ॥**

'अथात आदेशः' એ શ્રુતિ બ્રહ્મમાં કલ્પેલા દ્વૈતનો નિષેધ કરેછે. તો એ શ્રુતિરૂપ પ્રમાણથી પૂર્ણ ટેકો પામેલા બોધવડે ઉપરપ્રમાણે બન્ને ઉપાધિઓનો ત્યાગ કરવો જોઇએ.

**नेदं नेदं कल्पितत्वान्न सत्यं रज्जुदृष्टव्यालवत्स्वप्नवच्च ।**
**इत्थं दृश्यं साधुयुक्त्या व्यपोह्य ज्ञेयः पश्चादेकभावस्तयोर्यः ॥**

"આ વસ્તુ બ્રહ્મ નથી, આ વસ્તુ બ્રહ્મ નથી, કારણ કે બ્રહ્મમાં કલ્પિત છે અને કલ્પિત હોવાથી રજ્જુમાં દેખાએલા સર્પની પેઠે તથા સ્વપ્નની પેઠે સત્ય નથી," એવી રીતે સારી યુક્તિથી પ્રત્યેક દૃશ્ય પદાર્થનો અપવાદ કરી પછી ઈશ્વરના અને જીવનો જે એક ભાવ છે તે જાણવો.

**ततस्तु तौ लक्षणया सुलक्ष्यौ तयोरखण्डैकरसत्वसिद्धये ।**
**नालं जहत्या न तथाऽजहत्या किंतूभयार्थात्मिकयैव भाव्यम् ॥**

બન્નેના અખંડ એકરસપણાની સિદ્ધિને વાસ્તે લક્ષણાથી બન્નેનો (ઈશ્વર તથા જીવનો) લક્ષ્યાર્થ સમજવો જોઇએ. એ સમજવામાં જહત્સ્વાર્થાલક્ષણાનો કે અજહત્સ્વાર્થાલક્ષણાનો ઉપયોગ નહીં કરતાં જહદજહત્સ્વાર્થા અથવા ભાગત્યાગલક્ષણાનો ઉપયોગ કરવો.[1]

**स देवदत्तोऽयमितीह चैकता विरुद्धधर्मांशमपास्य कथ्यते ।**
**यथा तथा तत्त्वमसीति वाक्ये विरुद्धधर्मानुभयत्र हित्वा ॥**
**संलक्ष्य चिन्मात्रतया सदात्मनोरखण्डभावः परिचीयते बुधैः ।**
**एवं महावाक्यशतेन कथ्यते ब्रह्मात्मनोरैक्यमखण्डभावः ॥**

---

૧ 'ગંગામાં ગામ છે' એ વાક્યમાં ગંગાપદના પ્રવાહરૂપ શક્યાર્થનો તમામ ત્યાગ કરીને તટનું ગ્રહણ કરવામાં આવેછે તેથી તેમાં જહત્સ્વાર્થાલક્ષણા છે. 'રાતો દોડે છે' એ વાક્યમાં દોડવારૂપ ક્રિયામાં લક્ષણાથી અશ્વનો અન્વય લેતાં રાતાનો પણ અન્વય લેવામાં આવેછે તેથી તે અજહત્સ્વાર્થાલક્ષણા છે. 'તે આ દેવદત્ત છે' એવાક્યમાં તે અને આ એ બે અંશ કે જેઓ પરસ્પર વિરૂદ્ધ છે તેઓનો ત્યાગ કરી દેવદત્તરૂપ અવિરૂદ્ધ અંશનું ગ્રહણ કરવામાં આવેછે તેથી તે જહદજહત્સ્વાર્થાલક્ષણા છે.

જેમ 'તે આ દેવદત્ત છે' એ વાક્યમાં 'તે' અને 'આ' એ બે વિરૂદ્ધ અંશનો ત્યાગ કરવારૂપ ભાગત્યાગલક્ષણા કરીને દેવદત્તપિંડની એકતા માનવામાં આવે છે તેમ '**तत्त्वमसि**' એ વાક્યમાં ઈશ્વર તથા જીવના વિરૂદ્ધ અંશોનો ત્યાગ કરીને ચૈતન્યરૂપે બન્નેનું અખંડપણું વિચક્ષણોના અનુભવમાં આવે છે. એ પ્રમાણેજ સૈકડો મહાવાકયો ભાગત્યાગલક્ષણાથી ઈશ્વર તથા જીવના અખંડ એકપણાને કેહેછે.

**अस्थूलमित्येतदसन्निरस्य सिद्धं स्वतो व्योमवदप्रतर्क्यम् ।**
**अतो मृषामात्रमिदं प्रतीतं जहीहि यत्स्वात्मतया गृहीतम् ॥**
**ब्रह्माहमित्येव विशुद्धबुद्ध्या विद्धि स्वमात्मानमखण्डबोधम् ॥**

'**अस्थूलं**' એ શ્રુતિ મિથ્યા પદાર્થોનો નિષેધ કરીને સ્વતઃસિદ્ધ, આકાશની પેઠે વ્યાપક અને તર્કમાં ન આવે એવા પરબ્રહ્મનો બોધ કરેછે. એટલા માટે હે શિષ્ય! આ પ્રતિત થતા મિથ્યા પદાર્થો કે જેઓને તું પોતાનો આત્મા કરી માનેછે તેઓને છોડીદે અને શુદ્ધ બુદ્ધિથી 'બ્રહ્મ હુંજ છું' એ રીતે પોતાના આત્માને અખંડબોધરૂપ જાણ.

**मृत्कार्यं सकलं घटादि सततं मृन्मात्रमेवाहितं**
**तद्वत्सज्जनितं सदात्मकमिदं सन्मात्रमेवाखिलम् ।**
**यस्मान्नास्ति सतः परं किमपि तत्सत्यं स आत्मा स्वयं**
**तस्मात्तत्त्वमसि प्रशान्तममलं ब्रह्माद्वयं यत्परम् ॥**

જેમ માટીના કાર્યરૂપ સઘળી ઘટ આદિ વસ્તુઓ માટીરૂપ જ છે તેમ સત્ (બ્રહ્મ) થી ઊત્પન્ન થએલું આ સઘળું જગત્ સતરૂપજ છે. જે સત્થી નોખું બીજું કાંઇ પણ નથી તે સત્

પોતે આત્માજ છે એટલા માટે પ્રશાંત, અદ્વય અને નિર્મળ જે પરબ્રહ્મ છે તે તું છે.

निद्राकल्पितदेशकालविषयज्ञात्रादिसर्वं यथा
मिथ्या तद्वदिहापि जाग्रति जगत्स्वाज्ञानकार्यत्वतः ।
यस्मादेवमिदं शरीरकरणप्राणाहमाद्यप्यस-
त्तस्मात्तत्त्वमसि प्रशान्तममलं ब्रह्माद्वयं यत्परम् ॥

જેમ સ્વપ્નમાં અજ્ઞાને કલ્પેલું દેશ, કાલ વિષય અને જ્ઞાતા આદિ સઘળું મિથ્યા છે તેમ જાગ્રતમાં પણ અજ્ઞાને કલ્પેલું સઘળું જગત્ મિથ્યા છે. આ પ્રમાણે શરીર, ઇંદ્રિય, પ્રાણ અને અહંકાર આદિ સઘળું મિથ્યા છે એટલા માટે પ્રશાંત, નિર્મળ અને અદ્વય જે પરબ્રહ્મ છે તે તું છે.

जातिनीतिकुलगोत्रदूरगं नामरूपगुणदोषवर्जितम् ।
देशकालविषयातिवर्ति यद्ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥

જાતિ, નીતિ, કુલ અને ગોત્રથી દૂર રહેનાર તથા નામ, રૂપ, ગુણ અને દોષથી રહિત અને દેશ, કાલ તથા વિષયોને અતિક્રમ કરી રહેલું છે તે પરબ્રહ્મ છે. તે તુંજ છે. તું આ વિષયની મનમાં ભાવના કર.

यत्परं सकलरागगोचरं गोचरं विमलबोधचक्षुषः ।
शुद्धचिद्धनमनादि वस्तु यद्ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥

જે પરબ્રહ્મ સર્વના પ્રેમના વિષયરૂપ છે, નિર્મલ બોધરૂપી ચક્ષુથી જણાય એવું છે, અનાદિ છે અને શુદ્ધ ચૈતન્યઘન છે તે પરબ્રહ્મ તું છે. તું આ વિષયની મનમાં ભાવના કર.

षड्भिरूर्मिभिरयोगियोगिहृद्भावितं न करणैर्विभावितम् ।
बुद्ध्यवेद्यमनवद्यमस्ति यद्ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥

જે પરબ્રહ્મ ક્ષુધા પિપાસા આદિ છ ઊર્મિઓથી રહીત છે, ઇંદ્રિયો આદિથી ધારવામાં આવતું નથી, યોગીઓએ હૃદયમાં ધારેલું છે, બુદ્ધિથી જણાતું નથી અને દોષ રહિત છે તે પરબ્રહ્મ તું છે. તું આ વિષયની મનમાં ભાવના કર.

भ्रान्तिकल्पिजगत्कलाश्रयं स्वाश्रयं च सदसद्विलक्षणम् ।
निष्कलं निरुपमानवद्धि यद्ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥

જે પરબ્રહ્મ ભ્રાંતિથી કલ્પાએલા જગતરૂપ અંશના અધિષ્ઠાનરૂપ છે, પોતાનાજ આધારવાળું છે, કાર્ય-કારણથી વિલક્ષણ છે, ભાગ રહિત છે અને ઉપમાવગરનું છે તે પરબ્રહ્મ તું છે. તું આ વિષયની મનમાં ભાવના કર.

जन्मवृद्धिपरिणत्यपक्षयव्याधिनाशनविहीनमव्ययम् ।
विश्वसृष्ट्यवविघातकारणं ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥

જે પરબ્રહ્મ જન્મ, વૃદ્ધિ, પરિણામ, અપક્ષય, વ્યાધી, તથા નાશથી રહિત છે, અવ્યય છે, અને જગતના સૃષ્ટિ સ્થિતિ તથા પ્રલયના કારણરૂપ છે તે પરબ્રહ્મ તું છે. તું આ આ વિષયની મનમાં ભાવના કર.

अस्तभेदमनपास्तलक्षणं निस्तरङ्गजलराशिनिश्चलम् ।
नित्यमुक्तमविभक्तमूर्ति यद्ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥

જે પરબ્રહ્મ ભેદ રહિત છે, અવિચળ લક્ષણવાળું છે, તરંગ વગરના સમુદ્રની પેઠે નિશ્ચળ છે, નિત્યમુક્ત છે અને વિભાગ

પામેલું નથી તે પરબ્રહ્મ તું છે. તું આ વિષયની મનમાં ભાવના કર.

**एकमेव सदनेककारणं कारणान्तरनिरास्यकारणम् ।**
**कार्यकारणविलक्षणं स्वयं ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥**

જે પરબ્રહ્મ એક છતાંજ અનેકના કારણરૂપ છે, બીજાં કારણોને દૂર કરવાના કારણરૂપ છે અને કાર્યો તથા કારણોથી વિલક્ષણ છે. તે પરબ્રહ્મ તું છે. તું આ વિષયની મનમાં ભાવના કર.

**निर्विकल्पकमनल्पमक्षरं यत्क्षराक्षरविलक्षणं परम् ।**
**नित्यमव्ययसुखं निरञ्जनं ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥**

જે પરબ્રહ્મ નિર્વિકલ્પ, સહુથી મોટું, અવિનાશી, જીવ તથા ઈશ્વરથી વિલક્ષણ, પર, નિત્ય, અવિચળ સુખરૂપ અને નિરંજન છે તે પરબ્રહ્મ તું છે. તું આ વિષયની મનમાં ભાવના કર.

**यद्विभाति सदनेकधा भ्रमान्नामरूपगुणविक्रियात्मना ।**
**हेमवत्स्वयमविक्रियं सदा ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥**

જે પરબ્રહ્મ સુવર્ણની પેઠે એક છતાં નામ, રૂપ અને ગુણ નામના વિકારો રૂપે અનેક પ્રકારનું ભાસેછે અને પોતે સદા નિર્વિકાર છે તે પરબ્રહ્મ તું છે આ વિષયની તું મનમાં ભાવના કર.

**यच्चकास्त्यनपरं परात्परं प्रत्यगेकरसमात्मलक्षणम् ।**
**सत्यचित्सुखमनन्तमव्ययं ब्रह्म तत्त्वमसि भावयात्मनि ॥**

જે પરબ્રહ્મ અદ્વિતીય, પરથી પર, પ્રત્યગ્રૂપ, એકરસ, સ્વતંત્રલક્ષણવાળું, સચ્ચિદાનંદરૂપ, અનંત અને અવ્યય પ્રકાશે છે તે પરબ્રહ્મ તું છે, તું આ વિષયની મનમાં ભાવના કર.

उक्तमर्थमिममात्मनि स्वयं भावयेत्प्रथितयुक्तिभिर्धिया ।
संशयादिरहितं कराम्बुवत्तेन तत्त्वनिगमो भविष्यति ॥

ઉપર કહેલા વિષયને બુદ્ધિથી પ્રૌઢ યુક્તિઓવડે પોતાની મેળે મનમાં ગોઠવવો જોઇએ કે જેથી નિસ્સંશય રીતે તત્ત્વજ્ઞાન હાથમાં રહેલા જળની પેઠે સુગમ થશે.

संबोधमात्रं परिशुद्धतत्त्वं विज्ञाय सङ्घे नृपवच्च सैन्ये ।
तदाश्रयः स्वात्मनि सर्वदा स्थितो विलापय ब्रह्मणि विश्वजातम् ।

જેમ સૈન્યમાં રાજા હોયછે તેમ દેહાદિકના સમૂહમાં જ્ઞાનસ્વરૂપ શુદ્ધ આત્મા છે. એમ જાણીને તું તેનોજ આશ્રય કર અને સ્વરૂપમાંજ સર્વદા રહીને સઘળા જગત્નો તેમાંજ લય કર.

बुद्धौ गुहायां सदसद्विलक्षणं ब्रह्मास्ति सत्यं परमद्वितीयम् ।
तदात्मना योऽत्र वसेद्गुहायां पुनर्न तस्याङ्ग गुहाप्रवेशः ॥

હે શિષ્ય! બુદ્ધિરૂપ ગુફામાં કાર્ય-કારણોથી વિલક્ષણ, સત્ય, પર અને અદ્વિત્ય બ્રહ્મ છે માટે જે પુરૂષ તે બ્રહ્મરૂપે એ ગુફામાં રહે તેને ફરીવાર ગુફામાં પેસવું પડતું નથી.

ज्ञाते वस्तुन्यपि बलवती वासनानादिरेषा
कर्ता भोक्ताप्यहमिति दृढा यास्य संसारहेतुः ।
प्रत्यग्दृष्ट्यात्मनि निवसता सापनेया प्रयत्ना-
न्मुक्तिं प्रहुस्तदिह मुनयो वासनातानवं यत् ॥

બ્રહ્મતત્ત્વ જણાયા પછી પણ (હું કર્ત્તા છું અને ભોક્તા છું) એવા પ્રકારની જે આ દઢ અને બલવત્તર વાસના રેહેછે તે વા-

સના પુરૂષને સંસારના કારણરૂપ છે એટલામાટે પ્રત્યગદષ્ટિથી સ્વરૂપમાં રહીને પ્રયત્નપૂર્વક તે વાસનાને દૂર કરવી જોઇએ. કારણ કે વાસના પાતળી પડી જાય એજ મુક્તિ છે એમ મુનિયો કેહેછે.

अहंममेति यो भावो देहाक्ष्यादावनात्मनि ।
अध्यासोऽयं निरस्तव्यो विदुषा स्वात्मनिष्ठया ॥

દેહ અને ઇંદ્રિય આદિ અનાત્મ પદાર્થોમાં ( હું અને મારૂં ) એવી રીતનો જે આ અધ્યાસ છે તેને વિદ્વાને સ્વરૂપનિષ્ઠાવડે દૂર કરવો જોઈએ.

ज्ञात्वा स्वं प्रत्यगात्मानं बुद्धितद्वृत्तिसाक्षिणम् ।
सोऽहमित्येव सद्वृत्त्यानात्मन्यात्ममतिं जहि ॥

બુદ્ધિ અને બુદ્ધિની વૃત્તિઓના સાક્ષી પોતાના પ્રત્યગાત્માને જાણી ( તેજ હું છું ) એવી વૃત્તિ રાખીને તું અનાત્મામાં આત્મબુદ્ધિનો ત્યાગ કર.

लोकानुवर्तनं त्यक्त्वा त्यक्त्वा देहानुवर्तनम् ।
शास्त्रानुवर्तनं त्यक्त्वा स्वाध्यासापनयं कुरु ॥

લોકને અનુસરવાને, દેહને અનુસરવાને તથા શાસ્ત્રને અનુસરવાને છોડી દઇ તું પોતાના અધ્યાસને દૂર કર.

लोकवासनया जन्तोः शास्त्रवासनयापि च ।
देहवासनया ज्ञानं यथावन्नैव जायते ॥

પ્રાણીને લોકની વાસનાથી, શાસ્ત્રની વાસનાથી અને દેહની વાસનાથી યથાર્થ જ્ઞાન થતું નથી.

संसारकारागृहमोक्षमिच्छोरयोमयं पादनिबन्धशृंखलम् ।
वदन्ति तज्ज्ञाः पटुवासनात्रयं योऽस्माद्विमुक्तः समुपैति मुक्तिम् ।

સંસારરૂપી બંધીખાનામાંથી છુટવાને ઇચ્છનારા પુરૂષને ઉ-પર કહેલી ત્રણ વાસનાઓ પગમાં અત્યંત દૃઢ લોઢાની બેડી-રૂપ છે એમ વિદ્વાનો કેહેછે. માટે એ ત્રણ વાસનાઓમાંથી જે મુક્ત થાય તેજ મુક્તિને પ્રાપ્ત થાયછે.

जलादिसम्पर्कवशात्प्रभूतदुर्गन्धधूता गुरुदिव्यवासना ।
संघर्षणेनैव विभाति सम्यग्विधूयमाने सति बाह्यगन्धे ॥
अन्तः श्रितानन्तदुरन्तवासनाधूलीविलिप्ता परमात्मवासना ।
प्रज्ञातिसंघर्षणतो विशुद्धा प्रतीयते चन्दनगन्धवत्स्फुटम् ॥

જેમ જળ આદિના સંસર્ગને લીધે ઉત્પન્ન થએલી દુર્ગંધે દ-બાવી દીધેલી અગરૂચંદનની દિવ્ય સુગંધી, ઘસવાથી બાહારનો દુર્ગંધ દૂર કરવામાં આવે ત્યારે યથાર્થ જણાય છે તેમ અંદર રહેલી અનંત દુષ્ટ વાસનાઓરૂપી ધૂળથી બહુજ ખરડાએલી પરમાત્માની વાસના, વિચારથી ઘસાઇને ચોખી થાય ત્યારે સ્પષ્ટ પ્રતીત થાયછે.

अनात्मवासनाजालैस्तिरोभूतात्मवासना ।
नित्यात्मनिष्ठया तेषां नाशो भाति स्वयं स्फुटम् ॥

અનાત્મપદાર્થોની વાસનાઓરૂપ જાળાંઓથી તિરોહિત થ-એલી આત્માની વાસના, નિરંતર આત્મનિષ્ઠાથી તે જાળાંઓનો નાશ થતાં તે સ્પષ્ટ પ્રકાશે છે.

यथा यथा प्रत्यगवस्थितं मनस्तथा तथा मुञ्चति बाह्यवासनाम् ।
निःशेषमोक्षे सति वासनानामात्मानुभूतिः प्रतिबन्धशून्या ॥

મન જેમ જેમ પ્રત્યગાત્મામાં રેહેવા લાગે તેમ તેમ બાહારની વાસનાઓને છોડતું જાયછે. અને એવી રીતે સઘળી વાસનાઓ છુટી જાય ત્યારે સ્વરૂપનો પ્રતિબંધ રહિત અનુભવ થાયછે.

स्वात्मन्येव सदा स्थित्वा मनो नश्यति योगिनः ।
वासनानां क्षयश्चातः स्वाध्यासापनयं कुरु ॥

સર્વદા પોતાના સ્વરૂપમાંજ રેહેવાથી યોગિના મનનો નાશ થાયછે અને વાસનાઓનો ક્ષય પણ થાયછે એટલા માટે તું પોતાના અધ્યાસને દૂર કર.

तमो द्वाभ्यां रजः सत्त्वात्सत्त्वं शुद्धेन नश्यति ।
तस्मात्सत्त्वमवष्टभ्य स्वाध्यासापनयं कुरु ॥

રજોગુણથી તથા સત્ત્વગુણથી તમોગુણનો નાશ થાયછે, રજોગુણનો સત્ત્વગુણથી નાશ થાયછે અને સત્ત્વગુણનો શુદ્ધ સત્ત્વગુણથી નાશ થાયછે. માટે સત્ત્વગુણનો આશ્રય કરીને પોતાના અધ્યાસને દૂર કર.

प्रारब्धं पुष्यति वपुरिति निश्चित्य निश्चलः ।
धैर्यमालम्ब्य यत्नेन स्वाध्यासापनयं कुरु ॥

પ્રારબ્ધજ શરીરનું પોષણ કરેછે એવો નિશ્ચય કરી નિશ્ચલ થઈ ધીરજ રાખીને કાળજીથી પોતાના અધ્યાસને દૂર કર.

नाहं जीवः परं ब्रह्मेत्यतद्व्यावृत्तिपूर्वकम् ।
वासनावेगतः प्राप्तस्वाध्यासापनयं कुरु ॥

(હું જીવ નથી પણ પરબ્રહ્મ છું) એવી રીતે મિથ્યા પદાર્થોનો નિષેધ કરી, વાસનાઓના વેગથી પ્રાપ્ત થએલા પોતાના અધ્યાસને દૂર કર.

**श्रुत्या युक्त्या स्वानुभूत्या ज्ञात्वा सार्वात्म्यमात्मनः ।**
**क्वचिदाभासतः प्राप्तस्वाध्यासापनयं कुरु ॥**

શ્રુતિથી, યુક્તિથી અને પોતાના અનુભવથી પોતાનું સર્વાત્મકપણું જાણીને પોતાનો અધ્યાસ કે જે કોઇ સમયે આભાસથી પ્રાપ્ત છે તેને દૂર કર.

**अनादानविसर्गाभ्यामीषन्नास्ति क्रिया मुनेः ।**
**तदेकनिष्ठया नित्यं स्वाध्यासापनयं कुरु ॥**

આત્મા કાંઇ લેતો નથી અને કાંઈ મુકતો નથી તેથી આત્મામાં ક્રિયા નથી તો એવા આત્મામાં નિત્ય નિષ્ઠા રાખીને પોતાના અધ્યાસને દૂર કર.

**तत्त्वमस्यादिवाक्योत्थब्रह्मात्मैकत्वबोधतः ।**
**ब्रह्मण्यात्मत्वदार्ढ्याय स्वाध्यासापनयं कुरु ॥**

'**तत्त्वमसि**' આદિ વાકયોથી ઉત્પન્ન થએલા બ્રહ્મની અને જીવની એકતાના બોધથી થતા બ્રહ્મમાં પોતાના આત્માપણાના જ્ઞાનની દૃઢતાને વાસ્તે પોતાના અધ્યાસને દૂર કર.

**अहंभावस्य देहेऽस्मिन्निःशेषविलयावधि ।**
**सावधानेन युक्तयात्मा स्वाध्यासापनयं कुरु ॥**

આ દેહમાં અહંભાવનો નિશ્શેષ લય થતાં સુધી સાવધાનપણું રાખી તત્પર થઇને પોતાના અધ્યાસને દૂર કર.

प्रतीतिर्जीवजगतोः स्वप्नवद्भाति यावता ।
तावन्निरन्तरं विद्वन्स्वाध्यासापनयं कुरु ॥

હે વિદ્વાન્! જીવ અને જગત્‌ની સ્વપ્નની પેઠે પ્રતિતી થાય ત્યાંસુધી નિરંતર પોતાના અધ્યાસને દૂર કર.

निद्राया लोकवार्तायाः शब्दादेरपि विस्मृतेः ।
क्वचिन्नावसरं दत्त्वा चिन्तयात्मानमात्मनि ॥

નિદ્રા, લોકોની વાતચીત, શબ્દ આદિ અને વિસ્મરણ એઓને કોઇ સમયે પણ અવકાશ નહિ આપતાં મનમાં આત્માનું ચિંતન કર.

मातापित्रोर्मलोद्भूतं मलमांसमयं वपुः ।
त्यक्त्वा चाण्डालवद्दूरं ब्रह्मीभूय कृती भव ॥

આ શરીર કે જે માતાપિતાના મલથી ઉત્પન્ન થએલું અને મલમાં સમાય છે તેને ચંડાલ સમાન ગણી દૂર છોડી દઇ બ્રહ્મરૂપ થઇને કૃતાર્થ થા.

घटाकाशं महाकाश इवात्मानं परात्मनि ।
विलाप्याखण्डभावेन तूष्णीं भव सदा मुने ॥

હે મુનિ! જેમ ઘટાકાશનો મહાકાશમાં લય કરવામાં આવેછે તેમ આત્માનો પરમાત્મામાં લય કરી અખંડપણું પામીને સર્વદા ચૂપ રેહે.

स्वप्रकाशमधिष्ठानं स्वयंभूय सदात्मना ।
ब्रह्माण्डमपि पिण्डाण्डं त्यज्यतां मलभाण्डवत् ॥

સતરૂપે કરી પોતે સ્વયંપ્રકાશ અધિષ્ઠાન રૂપ થઇને પિંડને અને બ્રહ્માંડને વિષ્ઠાના વાસણુની પેઠે છોડીદે.

चिदात्मनि सदानन्दे देहारूढामहंधियम् ।
निवेश्य लिङ्गमुत्सृज्य केवलो भव सर्वदा ॥

દેહમાં આરૂઢ થએલી 'હું છું' એવી બુદ્ધિને સચ્ચિદાનંદરૂપ પરમાત્મામાં નાખી દઈ લિંગદેહને છોડી દઇને સર્વદા કેવલ સ્વરૂપે રેહે.

यत्रैष जगदाभासो दर्पणान्तःपुरं यथा ।
तद्ब्रह्माहमिति ज्ञात्वा कृतकृत्यो भविष्यसि ॥

જેમ દર્પણુની અંદર નગર દેખવામાં આવે તેમ જેમાં આ જગતરૂપ આભાસ દેખવામાં આવેછે તે બ્રહ્મ હું છું એમ જાણીને તું કૃતાર્થ થશે.

यत्सत्यभूतं निजरूपमाद्यं चिदद्वयानन्दमरूपमक्रियम् ।
तदेत्य मिथ्यावपुरुत्सृजेत शैलूषवद्वेषमुपात्तमात्मनः ॥

જે પોતાનું રૂપ બ્રહ્મ, સત્ય, આદ્ય, ચૈતન્યરૂપ, અદ્વૈત, આનંદરૂપ, નિરાકાર અને ક્રિયારહિત છે તેને પામીને, આ મિથ્યા શરીર કે જે નટના વેષની પેઠે લેવાએલું છે તેને છોડી દેવું.

सर्वात्मना दृश्यमिदं मृषैव नैवाहमर्थः क्षणिकत्वदर्शनात् ।
जानाम्यहं सर्वमिति प्रतीतिः कुतोऽहमादेः क्षणिकस्य सिद्ध्येत् ॥

આ સર્વ દૃશ્ય વસ્તુ આત્મા નથી પણુ સઘળી રીતે મિથ્યાજ છે. કારણુ કે સર્વમાં ક્ષણિકપણું જોવામાં આવેછે. આ-

હંકાર આદિ પદાર્થ કે જે ક્ષણિક છે તેને 'હું સઘળાંને જાણુંછું' એવી પ્રતીતિ થવી કેમજ સંભવે?

**अहंपदार्थस्त्वहमादिसाक्षी नित्यं सुषुप्तावपि भावदर्शनात् ।**
**ब्रूते ह्यजो नित्य इति श्रुतिः स्वयं तत्प्रत्यगात्मा सदसद्विलक्षणः॥**
**विकारिणां सर्वविकारवेत्ता नित्याविकारो भवितुं समर्हति ।**
**मनोरथस्वप्नसुषुप्तिषु स्फुटं पुनः पुनर्दृष्टमसत्त्वमेतयोः ॥**

(હું) એ પદના-વાસ્તવિક અર્થરૂપ આત્મા તો અહંકાર આદિનો સાક્ષી છે કારણ કે સુષુપ્તિમાં પણ તેનું અસ્તિત્વ જોવામાં આવેછે. 'આત્મા અજન્મા છે અને નિત્ય છે' એમ શ્રુતિ કેહેછે માટે પ્રત્યગાત્મા કાર્યોથી તથા કારણોથી વિલક્ષણ વિકારી પદાર્થોના સઘળા વિકારોને જાણનાર અને પોતે નિત્ય નિર્વિકાર છે. મનોરથ, સ્વપ્ન અને સુષુપ્તિમાં કાર્યોનું તથા કારણોનું મિથ્યાપણું તો વારંવાર જોવામાં આવેલું છે.

**अतोऽभिमानं त्यज मांसपिण्डे पिण्डाभिमानिन्यपि बुद्धिकल्पिते**
**कालत्रयाबाध्यमखण्डबोधं ज्ञात्वा स्वमात्मानमुपैहि शान्तिम् ॥**

એટલામાટે પોતાના આત્માને ત્રણે કાળમાં બાધ ન પામે એવો અને અખંડ બોધરૂપ જાણીને માંસના પિંડરૂપ દેહમાં તથા બુદ્ધિથી કલ્પાએલા દેહના અભિમાનીમાં પણ અહંબુદ્ધિને છોડીદે અને છોડીને પરમ શાંતિ પામ.

**त्यजाभिमानं कुलगोत्रनामरूपाश्रमेष्वार्द्रशवाश्रितेषु ।**
**लिङ्गस्य धर्मानपि कर्तृतादींस्त्यक्त्वा भवाखण्डसुखस्वरूपः ॥**

કુલ, ગોત્ર, નામ, રૂપ અને આશ્રમો કે જેઓ લીલા શ-

અરૂપ આ દેહને આશ્રિત છે તેઓમાં અભિમાનને તથા કર્ત્તા-પણા આદિ લિંગશરીરના ધર્મોને પણ છોડી દઇને અખંડ સુ-ખસ્વરૂપ થા.

सन्त्यन्ये प्रतिबन्धाः पुंसः संसारहेतवो दृष्टाः ।
तेषामेवं मूलं प्रथमविकारो भवत्यहंकारः ॥

પુરૂષને સંસારના કારણરૂપ જોવામાં આવતા બીજા પ્રતિ-બંધો ભલે રહ્યા પણ તે સઘળાઓનું મૂળ પેહેલો વિકાર અ-હંકાર છે.

यावत्स्यात्स्वस्य सम्बधोऽहंकारेण दुरात्मना ।
तावन्न लेशमात्रापि मुक्तिवार्ता विलक्षणा ॥

જ્યાંસુધી દુષ્ટ અહંકારની સાથે પોતાને સંબંધ હોય ત્યાંસુધી મુક્તિની વાત લેશ માત્ર પણ નથી. કારણ કે એ વાત જુદા પ્રકારનીજ છે.

अहंकारग्रहान्मुक्तः स्वरूपमुपपद्यते ।
चन्द्रवद्विमलः पूर्णः सदानन्दः स्वयंप्रभः ॥

અહંકારરૂપી ઝૂડથી મુકાય ત્યારે સ્વરૂપને પ્રાપ્ત થાયછે કે જેથી ચંદ્રની પેઠે નિર્મળ, પૂર્ણ, સદાનંદ અને સ્વયંપ્રકાશ થાયછે.

यो वा पुरे सोऽहमिति प्रतीतो बुद्ध्या प्रक्लृप्तस्तमसातिमूढया ।
तस्यैव निःशेषतया विनाशे ब्रह्मात्मभावः प्रतिबन्धशून्यः ॥

શરીરમાં તમોગુણથી અત્યંત મૂઢ થએલી બુદ્ધિએ કલ્પેલો જે અહંકાર 'એ હું' એવી રીતે પ્રતીત થાયછે તેનો નિશ્શેષ વિનાશ થાય ત્યારે બ્રહ્માત્મભાવ પ્રતિબંધ રહિત થાયછે.

ब्रह्मानन्दनिधिर्महाबलवताहंकारघोराहिना
संवेष्ट्यात्मनि रक्ष्यते गुणमयैश्चण्डैस्त्रिभिर्मस्तकैः ।
विज्ञानाख्यमहासिना श्रुतिमता विच्छिद्य शीर्षत्रयं
निर्मूल्याहिमिमं निधिं सुखकरं धीरोऽनुभोक्तुं क्षमः ॥

સત્વ, રજ અને તમ એ ગુણોરૂપી ત્રણ પ્રચંડ ફેણોવાળો, મહાબળવાન્ અને ઘોર અહંકારરૂપી સર્પ બ્રહ્માનંદરૂપી ભંડારને પોતાના શરીરથી વીટી બેઠો છે એટલામાટે શ્રુતિની સહાયતા-વાળા વિજ્ઞાનરૂપ મોટા ખડ્ગથી ત્રણે ફેણોને કાપી નાખી એ સર્પને નિર્મૂળ કરવામાં આવે ત્યારે ધીર પુરૂષથી એ સુખકારી ભંડાર ભોગવી શકાય છે.

यावद्वा यत्किंचिद्विषदोषस्फूर्तिरस्ति चेद्देहे ।
कथमारोग्याय भवेत्तद्वदहन्तापि योगिनो मुक्त्यै ॥

જ્યાંસુધી શરીરમાં થોડોક પણ ઝેરનો વેગ જણાતો હોય ત્યાંસુધી આરોગ્ય થતુંજ નથી તેમ જ્યાંસુધી યોગિને થોડોક પણ અહંકાર હોય ત્યાંસુધી મુક્તિ નથી.

अहमोऽत्यन्तनिवृत्त्या तत्कृतनानाविकल्पसंहृत्या ।
प्रत्यक्तत्वविवेकादिदमहमस्मीत्येव विन्दते तत्त्वम् ॥

અહંકારની અત્યંત નિવૃત્તિથી, અહંકારે કરેલા અનેક પ્રકારના ભેદોનો સંહાર કરવાથી અને આત્મતત્ત્વના વિવેકથી 'હું બ્રહ્મ છું' એ રીતનું તત્ત્વ મળેછે.

अहंकारे कर्तर्यहमिति मतिं मुञ्च सहसा
विकारात्मन्यात्मप्रतिफलजुषि स्वस्थितिमुषि ।

यदध्यासात्प्राप्ता जनिमृतिजरादुःखबहुला
प्रतीचश्चिन्मूर्तेस्तव सुखतनोः संसृतिरियम् ॥

અહંકાર કે જે કર્ત્તા છે, વિકારોરૂપ છે, આત્માના પ્રતિબિંબવાળો છે અને આત્મસ્થિતિને ચોરનાર છે તેમાં 'હું છું' એવી બુદ્ધિને તું તુરત છોડીદે. તું કે જે પ્રત્યગ્ ચૈતન્ય અને સુખરૂપ છે તેને અહંકારના અધ્યાસથી જન્મ, મરણ, જરા અને દુઃખોથી ઘેરાએલો સંસાર પ્રાપ્ત થયો છે.

सदैकरूपस्य चिदात्मनो विभोरानन्दमूर्तेरनवद्यकीर्तेः ।
नैवान्यथा क्वाप्यविकारिणस्ते विनाहमध्यासममुष्य संसृतिः॥

તું કે જે સર્વદા એકરૂપ, ચૈતન્ય, વ્યાપક, આનંદરૂપ, નિર્દોષ કીર્તિવાળો અને નિર્વિકાર છે તેને અહંકારના અધ્યાસવિના બીજા કોઇ પણ પ્રકારથી સંસાર નથી.

तस्मादहंकारमिमं स्वशत्रुं भोक्तुर्गले कण्टकवत्प्रतीतम् ।
विच्छिद्य विज्ञानमहासिना स्फुटं भुङ्क्ष्वात्मसाम्राज्यसुखं यथेष्टम्

જેમ ભોજન કરનારને ગળામાં કાંટો હોય તે મહાદુઃખદાયી છે તેમ તને મહાદુઃખ દેનારા આ અહંકારરૂપી શત્રુને વિજ્ઞાનરૂપ મોટા ખડ્ગથી કાપી નાખીને તું આત્મજ્ઞાન રૂપી ચક્રવર્તીપણાના સ્પષ્ટ સુખને યથેષ્ઠ રીતે ભોગવ.

ततोऽहमादेर्विनिवर्त्य वृत्तिं संत्यक्तरागः परमार्थलाभात् ।
तूष्णीं समास्वात्मसुखानुभूत्या पूर्णात्मना ब्रह्मणि निर्विकल्पः॥

પરમાર્થ મળવાથી વિષયોમાં રાગમાત્રને છોડી દઇ અહંકાર આદિની વૃત્તિને બંધ પાડી આત્મસુખના અનુભવથી નિર્વિકલ્પ થઇ ચુપ થઇને તું બ્રહ્મમાંજ પૂર્ણ રૂપે રહે.

समूलकृत्तोऽपि महानहं पुनर्व्युल्लेखितः स्याद्यदि चेतसा क्षणम् ।
संजीव्य विक्षेपशतं करोति नभस्वता प्रावृषि वारिदो यथा ॥

અહંકાર નિર્મૂળ કપાઇ ગયા છતાં પણ જો ચિત્ત ક્ષણમાત્ર પણ તેને પાછો લાવે તો તે અહંકાર જીવતો થઇને, વર્ષાઋતુમાં વાયુએ પાછા આણેલા મેઘની પેઠે પાછા સૈંકડો વિક્ષેપોને ઉત્પન્ન કરેછે.

निगृह्य शत्रोरहमोऽवकाशः क्वचिन्न देयो विषयानुचिन्तया ।
स एव सञ्जीवनहेतुरस्य प्रक्षीणजम्बीरतरोरिवाम्बु ॥

અહંકારરૂપ શત્રુનો નિગ્રહ કર્યા પછી પાછાં વિષયોનાં ચિંતનથી તેને લાગ નહીં દેવો જોઇએ. કારણ કે જેમ સુકાએલા લિંબૂના ઝાડને પાણી પાછું જીવાડવાના હેતુરૂપ છે તેમ એ લાગ પાછો તે અહંકારને પ્રફુલ્લિત કરવાના કારણરૂપ થાયછે.

देहात्मना संस्थित एव कामी विलक्षणः कामयिता कथं स्यात् ।
अतोऽर्थसन्धानपरत्वमेव भेदप्रसक्त्या भवबन्धहेतुः ॥

વિષયોની ઇચ્છાવાળો પુરૂષ દેહરૂપેજ રહે છે. કેમકે જો તેને દેહથી જુદો છું એવું ભાન હોય તો વિષયોની કામના થવીજ સંભવતી નથી. એ પ્રમાણે દેહરૂપ થઇ આત્માથી જુદાઇ થવાને લીધે વિષયોના અનુસંધાનમાં તત્પર પણું થાયછે એજ સંસારૂપી બંધનના કારણરૂપ છે.

कार्यप्रवर्धनाद्बीजप्रवृद्धिः परिदृश्यते ।
कार्यनाशाद्बीजनाशस्तस्मात्कार्यं निरोधयेत् ॥

બીજનાં કાર્યો વધવાથી બીજ વધતાં જોવામાં આવેછે અ-

ને કાર્યોનો નાશ થવાથી બીજનો નાશ થતો જોવામાં આવેછે એટલા માટે વાસનાના કાર્યરૂપ વિષયોને રોકવા જોઇએ.

**वासनावृद्धितः कार्यं कार्यवृद्ध्या च वासना ।**
**वर्धते सर्वथा पुंसः संसारो न निवर्तते ॥**

વાસના વધવાથી વિષયો વધેછે અને વિષયો વધવાથી વાસના વધેછે અને એમ થવાથી પુરૂષને કોઇ રીતે સંસાર મટતો નથી.

**संसारबन्धविच्छित्त्यै तद्द्वयं प्रदहेद्यतिः ।**
**वासनावृद्धिरेताभ्यां चिन्तया क्रियया बहिः ॥**
**ताभ्यां प्रवर्धमाना सा सूते संसृतिमात्मनः ।**
**त्रयाणां च क्षयोपायः सर्वावस्थासु सर्वदा ॥**

સંસારરૂપ બંધનને તોડી નાખવાવાસ્તે સંન્યાસીએ વાસના અને વિષયો એ બન્નેને બાળી નાખવાં જોઇએ. મનમાં ચિંતન કરવાથી તથા બાહારની ક્રિયા કરવાથી વાસના વધેછે અને વધતી જતી વાસના સંસારને ઉત્પન્ન કરેછે એટલા માટે સઘળા કાળમાં અને સઘળી અવસ્થાઓમાં ચિંતન, ક્રિયા તથા વાસના એ ત્રણેના ક્ષયનો ઉપાય કરવો જોઇએ.

**सर्वत्र सर्वतः सर्वं ब्रह्ममात्रावलोकनैः ।**
**सद्भाववासनादार्ढ्यात्तत्त्रयं लयमश्नुते ॥**

સર્વ સ્થળમાં અને સર્વકાળમાં સર્વને બ્રહ્મમાત્ર જોવાથી બ્રહ્મભાવની વાસના દૃઢ કરવામાં આવે ત્યારે ઉપર કહેલાં ત્રણેનો ક્ષય થાયછે.

क्रियानाशे भवेच्चिन्तानाशोऽस्माद्वासनाक्षयः ।
वासनाप्रक्षयो मोक्षः सा जीवन्मुक्तिरिष्यते ॥

ક્રિયાનો નાશ થવાથી ચિંતનનો નાશ થાયછે અને ચિંતનનો નાશ થવાથી વાસનાનો નાશ થાયછે. વાસનાનો ક્ષય થતાં મોક્ષજ પ્રાપ્ત થાયછે કે જે જીવન્મુક્તિ કેહેવાયછે.

सद्वासनास्फूर्तिविजृम्भणे सत्यसौ विलीनाप्यहमादिवासना ।
अतिप्रकृष्टाप्यरुणप्रभायां विलीयते साधु यथा तमिस्रा ॥

જેમ રાત ભારે અંધારી છતાં પણ અરૂણની પ્રભાનો ઉદય થાય ત્યારે અત્યંત લીન થઇ જાયછે તેમ આ અહંકાર આદિની વાસના પ્રબળ છતાં પણ બ્રહ્મભાવની વાસનાનો ભારે ઉદય થાય ત્યારે લય પામી જાયછે.

तमस्तमःकार्यमनर्थजालं न दृश्यते सत्युदिते दिनेशे ।
तथाऽद्वयानन्दरसानुभूतौ नैवास्ति बन्धो न च दुःखगन्धः ॥

સૂર્ય ઉદય પામે ત્યારે અંધારૂં અને અંધારાંનાં કાર્યરૂપ અનેક અનર્થો જોવામાં આવતા નથી તેમ અદ્વૈત આનંદ રસનો અનુભવ થાય ત્યારે બંધન અને બંધનથી થતાં દુઃખો લેશમાત્ર પણ જોવામાં આવતાં નથી.

दृश्यं प्रतीतं प्रविलापयन्सन्सन्मात्रमानन्दघनं विभावयन् ।
समाहितः सन्बहिरन्तरं वा कालं नयेथाः सति कर्मबन्धे ॥

જો તને કર્મબંધ હોય તો, પ્રતીત થતા દશ્ય પદાર્થોનો લય કરતાં, આનંદઘન સન્માત્ર બ્રહ્મની ભાવના કરતાં અને અંદરના તથા બાહારના વિષયોથી સાવચેત રેહેતાં કાલક્ષેપ કર.

प्रमादो ब्रह्मनिष्ठायां न कर्तव्यः कदाचन ।
प्रमादो मृत्युरित्याह भगवान्ब्रह्मणः सुतः ॥

બ્રહ્મનિષ્ઠામાં કદી પણ પ્રમાદ (ગફલત) કરવો નહીં. કારણ કે પ્રમાદ એજ મૃત્યુ છે એમ મહાત્મા સનત્કુમારે કહ્યું છે.

न प्रमादादनर्थोऽन्यो ज्ञानिनः स्वस्वरूपतः ।
ततो मोहस्ततोऽहंधीस्ततो बन्धस्ततो व्यथा ॥

જ્ઞાનિને પોતાના સ્વરૂપમાં પ્રમાદ કરવા કરતાં બીજો કોઇપણ મોટો અનર્થ નથી. કારણ કે પ્રમાદથી મોહ, મોહથી અહંબુદ્ધિ, અહંબુદ્ધિથી બંધ અને બંધથી વ્યથા થાયછે.

विषयाभिमुखं दृष्ट्वा विद्वांसमपि विस्मृतिः ।
विक्षेपयति धीदोषैर्योषा जारमिव प्रियम् ॥

વિસ્મરણ વિદ્વાનને પણ વિષયોમાં અભિમુખ થએલો જોઇ, સ્ત્રી જેમ જાર પુરૂષને બુદ્ધિના દોષોથી વિક્ષેપયુક્ત કરેછે તેમ તેને તે દોષોથી વિક્ષેપયુક્ત કરેછે.

यथापकृष्टं शैवालं क्षणमात्रं न तिष्ठति ।
आवृणोति तथा माया प्राज्ञं वापि पराङ्मुखम् ॥

જેમ જળ ઉપરથી ખસેડેલું શેવાળ ક્ષણમાત્ર પણ તેવી સ્થિતિમાં નહીં રેહેતાં પાછું જળને ઢાંકી દેછે તેમ માયા મિથ્યા જાણેલી છતાં પણ સ્વરૂપથી બહિર્મુખ થએલા વિદ્વાનને ક્ષણમાત્રમાં આવરણ કરી દેછે.

लक्ष्यच्युतं चेद्यदि चित्तमीषद्बहिर्मुखं सन्निपतेत्ततस्ततः ।
प्रमादतः प्रच्युतकेलिकन्दुकः सोपानपङ्क्तौ पतितो यथा तथा ॥

જો ચિત્ત લક્ષ્યમાંથી જરાક ખસી બહિર્મુખ થાય તો પછી, ગફલતથી છટકી ગએલો રમવાનો દડો જેમ પગથીઆઓમાં અથડાય છે તેમ ચારે કોરે અથડાયા કરેછે.

**विषयेष्वाविशच्चेतः संकल्पयति तद्गुणान् ।**
**सम्यक्संकल्पनात्कामः कामात्पुंसः प्रवर्तनम् ॥**

વિષયોમાં પ્રવેશ કરતું ચિત્ત વિષયોના ગુણોની કલ્પના કરેછે, ઘણી કલ્પના થયાથી સ્પૃહા ઉત્પન્ન થાયછે અને સ્પૃહાથી પુરૂષની તે વિષયોમાં પ્રવૃત્તિ થાયછે.

**अतः प्रमादान्न परोऽस्ति मृत्युर्विवेकिनो ब्रह्मविदः समाधौ ।**
**समाहितः सिद्धिमुपैति सम्यक्समाहितात्मा भव सावधानः ॥**

એટલા માટે સમાધિમાં તત્ત્વને જાણનારા વિવેકીને પ્રમાદથી વધારે બીજો કોઇ પણ મોટો શત્રુ નથી. તત્વમાં ચિત્તની એકાગ્રતા રાખનારને સારી રીતે સિદ્ધિ થાયછે માટે તું તત્વમાં ચિત્તની એકાગ્રતા રાખ અને વિષયોથી સાવચેત રહે.

**ततः स्वरूपविभ्रंशो विभ्रष्टस्तु पतत्यधः ।**
**पतितस्य विना नाशं पुनर्नारोह ईक्ष्यते ॥**

પ્રમાદ કરે તો સ્વરૂપમાંથી છટકે છે અને છટકે એટલે નીચે પડેછે. એ પ્રમાણે જે નીચે પડે તે દુઃખીજ થાયછે પણ પાછો તુરત ચડી શકતો નથી.

**संकल्पं वर्जयेत्तस्मात्सर्वानर्थस्य कारणम् ।**
**जीवतो यस्य कैवल्यं विदेहे च स केवलः ॥**
**यत्किंचित्पश्यतो भेदं भयं ब्रूते यजुःश्रुतिः ॥**

એટલા માટે સંકલ્પ કે જે સઘળા અનર્થોનું કારણ છે તેને છોડી દેવો જોઈએ. જેને જીવન્મુક્તિ પ્રાપ્ત થાય તેને વિદેહમુક્તિ પણ પ્રાપ્ત થાયછે. જે પુરૂષ જરા પણ ભેદદૃષ્ટિ રાખે તેને ભય પ્રાપ્ત થાયછે એમ યજુર્વેદની શ્રુતિ કહેછે.

यदा कदा वापि विपश्चिदेष ब्रह्मण्यनन्तेऽप्यणुमात्रभेदम् ।
पश्यत्यथामुष्य भयं तदैव यद्वीक्षितं भिन्नतया प्रमादात् ॥

જો વિદ્વાન કોઇ સમયે પણ બ્રહ્મમાં અણુમાત્ર પણ ભેદને જુવે તો તેને તે સમયેજ ભય પ્રાપ્ત થાયછે. પ્રમાદવિના ભેદ દેખવામાં આવતો નથી.

श्रुतिस्मृतिन्यायशतैर्निषिद्धे दृश्येऽत्र यः स्वात्ममतिं करोति ।
उपैति दुःखोपरि दुःखजातं निषिद्धकर्ता स मलिम्लुचो यथा ॥

સૈકડો શ્રુતિ, સ્મૃતિ અને ન્યાયોએ અપવાદ કર્યા છતાં પણ જે પુરૂષ દૃશ્ય પદાર્થમાં અહંબુદ્ધિ કરે તે પુરૂષ ભુંડાં કામ કરનારા મલિન પુરૂષની પેઠે દુઃખો ઉપર દુઃખોનેજ પામ્યા કરેછે.

सत्याभिसन्धानरतो विमुक्तो महत्त्वमात्मीयमुपैति नित्यम् ।
मिथ्याभिसन्धानरतस्तु नश्येद्दृष्टं तदेतद्यदचौरचोरयोः ॥

જેમ સાહુકાર સાચાનું અભિસંધાન કરવાને લીધે સર્વદા છુટો રહી મોટાઈ મેળવે છે અને ચોર માણસ ખોટી વાતનું અભિસંધાન કરવાને લીધે ખરાબ થાયછે તેમ સમજુ માણસ સત્ય બ્રહ્મવસ્તુનું અભિસંધાન કરવાને લીધે મુક્ત રહીને પોતાની અવિચળ મહત્તાને મેળવે છે અને મૂઢ માણસ દેહઆદિ ખોટા પદાર્થોનું અભિસંધાન કરવાને લીધે સંસારમાં દુઃખી થાયછે.

यतिरसदनुसन्धिं बन्धहेतुं विहाय
स्वयमयमहमस्मीत्यात्मदृष्ट्यैव तिष्ठेत् ।
सुखयति ननु निष्ठा ब्रह्मणि स्वानुभूत्या
हरति परमविद्याकार्यदुःखं प्रतीतम् ॥

મુમુક્ષુએ ખોટા દેહાદિકનું અનુસંધાન કે જે બંધનું કારણ છે તેને છોડી દઇ 'હું બ્રહ્મ છું' એવી આત્મદ્રષ્ટિ કરતાંજ રેહેવું જોઇએ. બ્રહ્મનિષ્ઠા સ્વરૂપના અનુભવથી સુખ આપે છે અને પ્રતીત થએલા અવિદ્યાનાં કાર્યોરૂપ મહા દુઃખને હરેછે.

बाह्यानुसन्धिः परिवर्धयेत्फलं दुर्वासनामेव ततस्ततोऽधिकाम् ।
ज्ञात्वा विवेकैः परिहृत्य बाह्यं स्वात्मानुसन्धिं विदधीत नित्यम्॥

વિષયાદિક બાહ્ય પદાર્થોનું અનુસંધાન એક એકથી અધિક દુષ્ટવાસના રૂપ ફળનેજ વધારે છે એટલા માટે વિવેકથી સમજી બાહ્ય પદાર્થોનો ત્યાગ કરીને નિત્ય સ્વરૂપનું અનુસંધાનજ કરવું જોઇએ.

बाह्ये निरुद्धे मनसः प्रसन्नता मनःप्रसादे परमात्मदर्शनम् ।
तस्मिन्सुदृष्टे भवबन्धनाशो बहिर्निरोधः पदवीविमुक्तेः ॥

બાહ્યપદાર્થો રોકાવાથી મન સ્વચ્છ થાયછે, મન સ્વચ્છ થવાથી પરમાત્માનું જ્ઞાન થાયછે અને પરમાત્માનું જ્ઞાન થવાથી સંસારરૂપ બંધનનો નાશ થાયછે એટલા માટે બાહ્યપદાર્થોને રોકવા એ મુક્તિનો માર્ગ છે.

कः पण्डितः सन्सदसद्विवेकी श्रुतिप्रमाणः परमार्थदर्शी ।
जानन्हि कुर्यादसतोऽवलम्बं स्वपातहेतोः शिशुवन्मुमुक्षुः ॥

કયો મુમુક્ષુ પુરૂષ પોતે સમજુ, સાચા ખોટાના વિવેકવાળો, વેદને પ્રમાણ ગણનાર અને પરમાર્થને જાણનાર છતાં બાલકની પેઠે, મિથ્યા પદાર્થ કે જે પોતાના પડવાનાજ કારણરૂપ છે તેમાં અભિનિવેશ કરે?

**देहादिसंसक्तिमतो न मुक्तिर्मुक्तस्य देहाद्यभिमत्यभावः ।**
**सुप्तस्य नो जागरणं न जाग्रतः स्वप्नस्तयोर्भिन्नगुणाश्रयत्वात्**

જેમ સ્વપ્નવાળાને જાગ્રત્ નથી અને જાગ્રતવાળાને સ્વપ્ન નથી તેમ દેહાદિકમાં આસક્તિવાળાને મુક્તિ હોતી નથી અને મુક્ત થએલાને દેહાદિકનું અભિમાન હોતું નથી. કારણ કે એઓના આશ્રયરૂપ ગુણો પરસ્પરથી વિરૂદ્ધ છે.

**अन्तर्बहिः स्वं स्थिरजङ्गमेषु ज्ञात्वात्मनाधारतया विलोक्य ।**
**त्यक्ताखिलोपाधिरखण्डरूपः पूर्णात्मना यः स्थित एष मुक्तः**

આધારપણાને લીધે સ્થાવરજંગમોમાં અંદર તથા બાહાર પોતાનુંજ વ્યાપકપણું જોઇ સઘળી ઉપાધિઓને છોડી દેતાં જે પુરૂષ અખંડ અને પૂર્ણરૂપે રહે તેજ મુક્ત છે એમ સમજવું

**सर्वात्मना बन्धविमुक्तिहेतुः सर्वात्मभावान्न परोऽस्ति कश्चित् ।**
**दृश्याग्रहे सत्युपपद्यतेऽसौ सर्वात्मभावोऽस्य सदात्मनिष्ठया ॥**

સઘળી રીતે બંધનોમાંથી છુટવાનો ઉપાય સર્વાત્મકપણા વિના બીજો કોઇ નથી અને એ સર્વાત્મકપણું દૃશ્યોનું ગ્રહણ છુટી જઇ પોતાના સ્વરૂપમાં નિષ્ઠા થવાથી પ્રાપ્ત થાયછે.

**दृश्यस्याग्रहणं कथं तु घटते देहात्मना तिष्ठतो**
**बाह्यार्थानुभवप्रसक्तमनसस्तत्तत्क्रियां कुर्वतः ।**

संन्यस्ताखिलधर्मकर्मविषयैर्नित्यात्मनिष्ठापरै-
स्तत्त्वज्ञैः करणीयमात्मनि सदानन्देच्छुभिर्यत्नतः ॥

જ્યાંસુધી દેહરૂપે રહ્યો હોય, મન બાહારના પદાર્થોના અનુભવમાં લાગ્યું હોય અને પોતે તે તે ક્રિયાઓ કરતો હોય ત્યાંસુધી દૃશ્યપદાર્થોનું ગ્રહણ કેમજ છુટે? નજ છુટે. એટલા માટે સર્વદા આનંદને ઇચ્છનારા તત્વવેત્તાઓએ પ્રયત્નપૂર્વક સઘળાં ધર્મ, કર્મ અને વિષયોને છોડી દઇ નિત્ય આત્મામાં નિષ્ઠા રાખીને તે દૃશ્યોનું ગ્રહણ નજ થાય એમ કરવું જોઇએ.

सर्वात्मसिद्धये भिक्षोः कृतश्रवणकर्मणः ।
समाधिं विदधात्येषा शान्तो दान्त इति श्रुतिः ॥

જેણે વેદાંતનું શ્રવણ કરયું હોય એવા સંન્યાસીને સર્વાત્મરૂપણાની સિદ્ધિને વાસ્તે 'शांतोदांतः' એ શ્રુતિ સમાધિ કરવાની આજ્ઞા કરેછે.

आरूढशक्तेरहमो विनाशः कर्तुं न शक्यः सहसापि पण्डितैः ।
ये निर्विकल्पाख्यसमाधिनिश्चलास्तानन्तरानन्तभवा हि वासनाः

જેઓ નિર્વિકલ્પ નામની સમાધિમાં નિશ્ચળ થએલા હોય તે લોકોવિના બીજા પંડિતોથી પણ અનાદિકાળથી જામેલા અહંકારનો સહસા નાશ કરી શકાતો નથી. કારણ કે વાસનાઓ અનેક જન્મોની લાગેલી હોયછે.

अहंबुद्ध्यैव मोहिन्या योजयित्वावृतेर्बलात् ।
विक्षेपशक्तिः पुरुषं विक्षेपयति तद्गुणैः ॥

આવરણના બળથી મોહ કરનારી અહંબુદ્ધિમાં જોડી દઇને વિક્ષેપશક્તિ તેના ગુણોથી પુરૂષને વિક્ષેપમાં નાખેછે.

विक्षेपशक्तिविजयो विषमो विधातुं
निःशेषमावरणशक्तिनिवृत्त्यभावे ।
दृग्दृश्ययोः स्फुटपयोजलवद्विभागे
नश्येत्तदावरणमात्मनि च स्वभावात् ॥

જ્યાંસુધી આવરણશક્તિની નિશ્શેષ નિવૃત્તિ ન થાય ત્યાં-સુધી વિક્ષેપશક્તિને જીતવી પણ કઠણ છે. જ્યારે દુધ અને જળના વિભાગની પેઠે દ્રષ્ટા અને દૃશ્યનો સ્ફુટ વિભાગ થાય ત્યારે આત્મામાં આવરણ પણ પોતાની મેળે નાશ પામેછે.

निःसंशयेन भवति प्रतिबन्धशून्यो
विक्षेपणं नहि तदा यदि चेन्मृषार्थः ।
सम्यग्विवेकः स्फुटबोधजन्यो
विभज्य दृग्दृश्यपदार्थतत्त्वम् ।
छिनत्ति मायाकृतमोहबन्धं
यस्माद्विमुक्तस्य पुनर्न संसृतिः ॥

મિથ્યા પદાર્થોના સંબંધમાં વિક્ષેપ ન હોય તો નિસ્સંશય પ્રતિબંધ રહિત બોધ થાયછે. સ્ફુટ બોધથી થએલો ઊત્તમ વિ-વેક દ્રષ્ટા અને દૃશ્યરૂપ પદાર્થોના વિભાગ કરીને માયાએ કરે-લા મોહરૂપ બંધનને કાપી નાખેછે કે જે કપાયાથી મુક્તપુરૂષને પાછો સંસાર થતો નથી.

परावरैकत्वविवेकवह्निर्दहत्यविद्यागहनं ह्यशेषम् ।
किं स्यात्पुनः संसरणस्य बीजमद्वैतभावं समुपेयुषोऽस्य ॥

જીવ અને બ્રહ્મની એકતા જાણવારૂપ અગ્નિ સઘળા અવિદ્યારૂપી વનને બાળી નાખેછે એટલે પછી અદ્વૈતભાવને પામેલા પુરૂષને ફરીવાર સંસાર પ્રાપ્ત થવાનું બીજ શું રહ્યું? કાંઇ પણ ન રહ્યું.

आवरणस्य निवृत्तिर्भवति च सम्यक्पदार्थदर्शनतः ।
मिथ्याज्ञानविनाशस्तद्विक्षेपजनितदुःखनिवृत्तिः ॥

યથાર્થ રીતે પદાર્થનું જ્ઞાન થવાથી આવરણની નિવૃત્તિ, મિથ્યાજ્ઞાનનો નાશ અને વિક્ષેપથી થએલાં દુઃખોની નિવૃત્તિ એ ત્રણ વાનાં થાયછે.

एतत्त्रितयं दृष्टं सम्यग्रज्जुस्वरूपविज्ञानात् ।
तस्माद्वस्तुसतत्त्वं ज्ञातव्यं बन्धमुक्तये विदुषा ॥

લોકમાં પણ સાચી રીતે રજ્જુના સ્વરૂપનું જ્ઞાન થવાથી આવરણની નિવૃત્તિ, સર્પરૂપ મિથ્યા જ્ઞાનનો નાશ અને સર્પ જાણવાથી થએલાં દુઃખોની નિવૃત્તિ જોવામાં આવેછે એટલા માટે બંધથી છુટવાને વાસ્તે વિદ્વાને વસ્તુનું યથાર્થ તત્વ જાણવું જોઇયે.

अयोऽग्नियोगादिव सत्समन्वयान्मात्रादिरूपेण विजृम्भते धीः ।
तत्कार्यमेतद्द्वितयं यतो मृषा दृष्टं भ्रमस्वप्नमनोरथेषु ॥

જેમ અગ્નિના યોગથી લોઢું દાહકરૂપે પ્રતીત થાયછે તેમ સત્‌ના યોગને લીધે બુદ્ધિ પ્રમાતા આદિરૂપે પ્રતીત થાયછે. આ દ્વૈત એ બુદ્ધિનું કાર્ય છે માટે મિથ્યા છે. દ્વૈતનું મિથ્યાપણુ ભ્રાંતિ, સ્વપ્ન અને મનોરથમાં સ્પષ્ટ જોવામાં આવેછે.

ततो विकाराः प्रकृतेरहंमुखा
देहावसाना विषयाश्च सर्वे ।
क्षणेऽन्यथा भावितया ह्यमीषा-
मसत्त्वमात्मा तु कदापि नान्यथा ॥

આવી રીતે અહંકારથી તે દેહસુધીના સઘળા પ્રકૃતિના વિકારો અને વિષયો મિથ્યા છે. એઓ ક્ષણુમાત્રમાં બીજી રીતના થઇ જાયછે એટલા માટે મિથ્યા છે. અને આત્મા તો કદી પણ બદલાતો નથી માટે સત્ય છે.

नित्याद्वयाखण्डचिदेकरूपो बुद्ध्यादिसाक्षी सदसद्विलक्षणः ।
अहंपदप्रत्ययलक्षितार्थः प्रत्यक्सदानन्दघनः परात्मा ॥

અહંપદની ( હું એવા પદની ) પ્રતીતિથી લક્ષિત થતા પદાર્થરૂપ પરમાત્મા નિત્ય છે, અદ્વૈત છે, અખંડ છે, ચૈતન્યરૂપ છે, એક છે, બુદ્ધિ આદિનો સાક્ષી છે, કાર્યોથી તથા કારણોથી વિલક્ષણ છે, પ્રત્યક છે અને સર્વદા આનંદઘન છે.

इत्थं विपश्चित्सदसद्विभज्य निश्चित्य तत्त्वं निजबोधदृष्ट्या ।
ज्ञात्वा स्वमात्मानमखण्डबोधं तेभ्यो विमुक्तः स्वयमेव शाम्यति ॥

આ પ્રમાણે વિદ્વાન સાચાનો અને ખોટાનો વિભાગ કરી પોતાની બોધ દૃષ્ટિથી તત્વનો નિશ્ચય કરી અને પોતાના આત્માને અખંડ બોધરૂપ જાણી મિથ્યા પદાર્થોથી છુટીને પોતાની મેળેજ શાંત થાયછે.

अज्ञानहृदयग्रन्थेर्निःशेषविलयस्तदा ।
समाधिनाविकल्पेन यदाद्वैतात्मदर्शनम् ॥

જ્યારે નિર્વિકલ્પ સમાધિથી અદ્વૈત આત્માનું દર્શન થાય ત્યારે હૃદયની અજ્ઞાનરૂપ ગાંઠનો નિઃશેષ લય થાયછે.

त्वमहमिदमितीयं कल्पना बुद्धिदोषा-
त्प्रभवति परामात्मन्यद्वये निर्विशेषे ।
प्रविलसति समाधावस्य सर्वो विकल्पो
विलयनमुपगच्छेद्वस्तुतत्त्वावधृत्या ॥

પરમાત્મા કે જે અદ્વય અને નિર્વિશેષ છે તેમાં બુદ્ધિના દોષને લીધે 'તું હું અને આ' એ કલ્પના ઊત્પન્ન થાયછે. જ્યારે સમાધિ થાય ત્યારે વસ્તુનું તત્વ યથાર્થ જાણવામાં આવવાથી સઘળો વિકલ્પ લય પામેછે.

शान्तो दान्तः परमुपरतः क्षान्तियुक्तः समाधिं
कुर्वन्नित्यं कलयति यतिः स्वस्य सर्वात्मभावम् ।
तेनाविद्यातिमिरजनितान्साधु दग्ध्वा विकल्पान्
ब्रह्माकृत्या निवसति सुखं निष्क्रियो निर्विकल्पः ॥

શાંત, જિતેંદ્રિય, પરમ ઊપરામ પામેલો, ક્ષમાવાળો અને નિત્ય સમાધિ કરતો સંન્યાસી પોતાના બ્રહ્મભાવનો યથાર્થ અનુભવ કરે છે. એ અનુભવને લીધે, અવિદ્યારૂપી અંધકારથી થએલા વિકલ્પોને અત્યંત બાળી નાખી પોતે ક્રિયારહિત અને વિકલ્પ રહિત થઇ બ્રહ્માકાર બની પરમ સુખે રહેછે.

समाहिता ये प्रविलाप्य बाह्यं श्रोत्रादिचेतः स्वमहं चिदात्मनि ।
त एव मुक्ता भवपाशबन्धैर्नान्ये तु पारोक्ष्यकथाभिधायिनः ॥

પોતાનાં શ્રોત્ર આદિ ઇંદ્રિયો, ચિત્ત અને અહંકાર કે જે દૃશ્ય પદાર્થો છે તેઓનો ચિદાત્મામાં લય કરી જેઓ સ્વરૂપનો અપરોક્ષ અનુભવ કરેછે તેઓનેજ મુક્ત થએલા સમજવા. પરોક્ષવાતો કરનારા બીજાઓને મુક્ત સમજવા નહીં.

**उपाधिभेदात्स्वयमेव भिद्यते चोपाध्यपोहे स्वयमेव केवलः ।**
**तस्मादुपाधेर्विलयाय विद्वान्वसेत्सदा कल्पसमाधिनिष्ठया ॥**

ઉપાધિઓના ભેદને લીધે પોતેજ ભિન્ન ભિન્નરૂપે જણાય છે અને ઉપાધિઓ દૂર થાય ત્યારે પોતે એકલોજ રેહેછે એટલા માટે વિદ્વાને ઉપાધિઓનો લય થવાને વાસ્તે સર્વદા નિર્વિકલ્પ સમાધિમાં નિષ્ઠા રાખી રેહેવું.

**सति सक्तो नरो याति सद्भावं ह्येकनिष्ठया ।**
**कीटको भ्रमरं ध्यायन्भ्रमरत्वाय कल्पते ॥**

જેમ ભ્રમરીનું ધ્યાન કરતો કીડો ભ્રમરી પણું પામેછે તેમ એક નિષ્ઠાથી બ્રહ્મનું ચિંતન કરવામાં લાગેલો પુરૂષ બ્રહ્મપણું પામેછે.

**क्रियान्तरासक्तिमपास्य कीटको**
**ध्यायन्नलित्वं ह्यलिभावमृच्छति ।**
**तथैव योगी परमात्मतत्त्वं**
**ध्यात्वा समायाति तदेकनिष्ठया ॥**

બીજી ક્રિયાઓમાં આસક્તિ નહીં રાખતાં જેમ ભ્રમરીનું ધ્યાન કરતો કીડો ભ્રમરીપણું પામેછે તેમ એક નિષ્ઠાથી પરમાત્માના તત્ત્વનું ધ્યાન કરતો યોગી પરમાત્માપણું પામેછે.

अतीव सूक्ष्मं परमात्मतत्त्वं न स्थूलदृष्ट्या प्रतिपत्तुमर्हति ।
समाधिनात्यन्तसुसूक्ष्मवृत्त्या ज्ञातव्यमार्यैरतिशुद्धबुद्धिभिः ॥

પરમાત્માનું તત્વ અત્યંત સૂક્ષ્મ હોવાને લીધે સ્થૂલ દૃષ્ટિથી જાણી શકાય એવું નથી એટલા માટે અત્યંત શુદ્ધ બુદ્ધિવાળા સજ્જનોએ સમાધિ કરી બહુજ સૂક્ષ્મ વૃત્તિથી તેને જાણવું જોઇએ.

यथा सुवर्णं पुटपाकशोधितं त्यक्त्वा मलं स्वात्मगुणं समृच्छति ।
तथा मनः सत्वरजस्तमोमलं ध्यानेन संत्यज्य समेति तत्त्वम् ॥

જેમ સારી રીતે તાવીને શુદ્ધ કરેલું સોનું મેલને છોડી દઇ પોતાના ગુણને પ્રાપ્ત થાયછે તેમ ધ્યાનથી શુદ્ધ કરેલું મન સત્વ, રજ અને તમરૂપી મેલને છોડી દઇ તત્વને પ્રાપ્ત થાયછે.

निरन्तराभ्यासवशात्तदित्थं पक्वं मनो ब्रह्मणि लीयते यदा ।
तदा समाधिः स विकल्पवर्जितः स्वतोऽद्वयानन्दरसानुभावकः ॥

એ મન નિરંતર અભ્યાસને લીધે પકવ થઇને જ્યારે બ્રહ્મમાં લય પામે ત્યારે પોતાની મેળેજ અદ્વૈત આનંદ રસનો અનુભવ કરાવનારી નિર્વિકલ્પ સમાધિ થાયછે.

समाधिनानेन समस्तवासनाग्रन्थेर्विनाशोऽखिलकर्मनाशः ।
अन्तर्बहिः सर्वत एव सर्वदा स्वरूपविस्फूर्तिरयत्नतः स्यात् ॥

આ સમાધિથી સઘળી વાસના રૂપ ગ્રંથિનો નાશ થાયછે, સઘળાં કર્મોનો નાશ થાયછે અને યત્ન વગરજ અંદર બાહાર, સર્વ સ્થલમાં તથા સર્વ કાલમાં સ્વરૂપનું સ્ફુરણ થાયછે.

श्रुतेः शतगुणं विद्यान्मननं मननादपि ।
निदिध्यासं लक्षगुणमनन्तं निर्विकल्पकम् ॥

શ્રવણ કરતાં મનન કરવામાં સોગણો લાભ થાયછે, મનન કરતાં નિદિધ્યાસમાં લાખગણો લાભ થાયછે અને નિદિધ્યાસ કરતાં નિર્વિકલ્પ સમાધિમાં અનંત લાભ થાયછે.

**निर्विकल्पकसमाधिना स्फुटं ब्रह्मतत्त्वमवगम्यते ध्रुवम् ।**
**नान्यथाचलतया मनोगतेः प्रत्ययान्तरविमिश्रितं भवेत् ॥**

નિર્વિકલ્પ સમાધિથીજ બ્રહ્મતત્વનો અપરોક્ષ અનુભવ થાયછે. મનની ગતિ ચંચળ હોવાને લીધે બીજા કોઈ પ્રકારથી થતો નથી. બીજા કોઇ પ્રકારથી થાય તો તે દૃશ્ય પદાર્થની પ્રતીતિથી મિશ્રિત થાયછે.

**अतः समाधत्स्व यतेन्द्रियः सन्निरन्तरं शान्तमनाः प्रतीचि ।**
**विध्वंसय ध्वान्तमनाद्यविद्यया कृतं सदेकत्वविलोकनेन ॥**

એટલામાટે તું જીતેંદ્રિય તથા શાંત મનવાળો થઇ બ્રહ્મમાં નિરંતર નિર્વિકલ્પ સમાધિ કર અને અનાદિ અવિદ્યાએ કરેલા અંધકારનો સ્વરૂપની એકતા જોવાથી નાશ કર.

**योगस्य प्रथमद्वारं वाङ्निरोधोऽपरिग्रहः ।**
**निराशा च निरीहा च नित्यमेकान्तशीलता ॥**

વાણીનો નિરોધ, પરિગ્રહનો ત્યાગ, આશારહિત પણું ક્રિયારહિત પણું અને સર્વદા એકાંતમાં રહેવાનો સ્વભાવ એઓ યોગના પહેલાં દ્વારરૂપ છે.

**एकान्तस्थितिरिन्द्रियोपरमणे हेतुर्दमश्चेतसः**
**संरोधे करणं शमेन विलयं यायादहंवासना ।**

तेनानन्दरसानुभूतिरचला ब्राह्मी सदा योगिन-
स्तस्माच्चित्तनिरोध एव सततं कार्यः प्रयत्नान्मुनेः ॥

એકાંતમાં રેહેવાથી ઇંદ્રિયોનો ઉપરામ થાયછે, ઇંદ્રિયોના ઉપરામથી ચિત્તનો સંરોધ (શમ) થાયછે, નિરોધથી અહંકારની વાસના મટે છે અને એ મટવાથી યોગિને સર્વદા બ્રહ્મ સંબંધી અવિચળ આનંદ રસનો અનુભવ થાયછે એટલા માટે યોગીએ પ્રયત્નપૂર્વક સર્વદા ચિત્તનો નિરોધજ કરવો જોઇએ.

वाचं नियच्छात्मनि तं नियच्छ बुद्धौ धियं यच्छ च बुद्धिसाक्षिणि।
तं चापि पूर्णात्मनि निर्विकल्पे विलाप्य शान्तिं परमां भजस्व ॥

વાણીનો મનમાં, મનનો બુદ્ધિમાં, બુદ્ધિનો બુદ્ધિના સાક્ષીમાં અને તે સાક્ષીનો નિર્વિકલ્પ પૂર્ણાત્માનાં લય કરીને પરમ શાંતિ પામ.

देहप्राणेन्द्रियमनोबुद्ध्यादिभिरुपाधिभिः ।
यैर्यैर्वृत्तेः समायोगस्तत्तद्भावोऽस्य योगिनः ॥

દેહ, પ્રાણ, ઇંદ્રિય, મન અને બુદ્ધિ આદિ ઉપાધીઓમાં જે જે ઉપાધિની સાથે વૃત્તિનો સમાગમ થાય તે તે ઉપાધિરૂપ પણું યોગીને પ્રાપ્ત થાયછે.

तन्निवृत्त्या मुनेः सम्यक्सर्वोपरमणं सुखम् ।
संदृश्यते सदानन्दरसानुभवविप्लवः ॥

યોગીને સઘળી ઉપાધિઓની નિવૃત્તિથી સર્વના ઉપરામ વાળું સ્વરૂપ સુખ અને સાચા આનંદરસના અનુભવમાં નિમગ્ન પણું પ્રાપ્ત થાયછે.

अन्तस्त्यागो बहिस्त्यागो विरक्तस्यैव युज्यते ।
त्यजत्यन्तर्बहिः सङ्गं विरक्तस्तु मुमुक्षया ॥

વૈરાગ્યવાળાથીજ અંદરના તથા બાહારના વિષયોનો ત્યાગ થઇ શકે છે અને એ ત્યાગ જો મોક્ષની ઇચ્છા હો તોજ થાયછે.

बहिस्तु विषयैः सङ्गं तथान्तरहमादिभिः ।
विरक्त एव शक्नोति त्यक्तुं ब्रह्मणि निष्ठितः ॥

બ્રહ્મમાં નિષ્ઠા પામેલો વિરક્ત પુરૂષજ બાહારના વિષયોના તથા અંદરના અહંકાર આદિના સંગને છોડી શકેછે.

वैराग्यबोधौ पुरुषस्य पक्षिवत्पक्षौ विजानीहि विचक्षण त्वम् ।
विमुक्तिसौधाग्रलताधिरोहणं ताभ्यां विना नान्यतरेण सिध्यति

હે વિચક્ષણ! પુરૂષને મુક્તિરૂપી મોટા મહેલની ટોંચ ઉપર ચડવામાં વૈરાગ્ય અને બોધ એ પાંખો છે એમ જાણ. જેમ પક્ષી બન્ને પાંખો હોય તોજ ઊંચે જઇ શકે છે પણ એક પાંખ હોય તો જઇ શકતો નથી તેમ પુરૂષ વૈરાગ્ય અને બોધ એ બન્ને હોય તોજ મુક્તિને પ્રાપ્ત થઇ શકેછે પણ એકલા બોધથી પ્રાપ્ત થઇ શકતો નથી.

अत्यन्तवैराग्यवतः समाधिः समाहितस्यैव दृढप्रबोधः ।
प्रबुद्धतत्त्वस्य हि बन्धमुक्तिर्मुक्तात्मनो नित्यसुखानुभूतिः ॥

અત્યંત વૈરાગ્યવાળાને સમાધિ પ્રાપ્ત થાયછે, સમાધિવાળાનેજ દૃઢ બોધ થાયછે, દૃઢ બોધવાળાનેજ બંધનમાંથી છુટકારો મળેછે અને બંધનમાંથી છુટેલાનેજ નિત્ય સુખનો અનુભવ મળેછે.

वैराग्यान्न परं सुखस्य जनकं पश्यामि वश्यात्मन-
स्तच्चेच्छुद्धतरात्मबोधसहितं स्वाराज्यसाम्राज्यधुक् ।
एतद्द्वारमजस्रमुक्तियुवतेर्यस्मात्त्वमस्मात्परं
सर्वत्रास्पृहया सदात्मनि सदा प्रज्ञां कुरु श्रेयसे ॥

વશ્ય અંતઃકરણવાળાને વૈરાગ્ય કરતાં વધારે સુખ આપનારૂં બીજું કાંઇ પણ જોવામાં આવતું નથી પણ એ વૈરાગ્ય જો અત્યંત શુદ્ધ આત્માના બોધ રહિત હોય તો આત્માનંદરૂપી ચક્રવર્તીપણાના સુખને આપેછે. સર્વદા મુક્તિરૂપ સ્ત્રી મળવાનું દ્વાર એજ છે એટલામાટે તું હવે પછી પરમ કલ્યાણનેવાસ્તે સઘળાંની સ્પૃહા છોડી દઇને સર્વદા આત્મનિષ્ઠાજ રાખ.

आशां छिन्धि विषोपमेषु विषयेष्वेषैव मृत्योः कृति-
स्त्यक्त्वा जातिकुलाश्रमेष्वभिमतिं मुञ्चातिदूरात्क्रियाः ।
देहादावसति त्यजात्मधिषणां प्रज्ञां कुरुष्वात्मनि
त्वं द्रष्टास्य मनोऽसि निर्द्वय परं ब्रह्मासि यद्वस्तुतः ॥

ઝેર જેવા વિષયોની આશાને કાપી નાખ. કારણ કે એ આશાજ મૃત્યુની યુક્તિરૂપ છે. જાતિ, કુલ અને આશ્રમોનું અભિમાન છોડી દઇને ક્રિયાઓને અત્યંત દૂરથીજ છોડી દે. દેહાદિક મિથ્યા પદાર્થોમાં આત્મબુદ્ધિને છોડી દે અને આત્મામાંજ નિષ્ઠા રાખ. કારણ કે તું દ્રષ્ટા છો, મનરહિત છો અને વાસ્તવિક રીતે જે અદ્વૈત પરબ્રહ્મ છે તેજ છો.

लक्ष्ये ब्रह्मणि मानसं दृढतरं संस्थाप्य बाह्येन्द्रियं
स्वस्थाने विनिवेश्य निश्चलतनुश्चोपेक्ष्य देहस्थितिम् ।

ब्रह्मात्मैक्यमुपेत्य तन्मयतया चाखण्डवृत्त्यानिशं
ब्रह्मानन्दरसं पिबात्मनि मुदा शून्यैः किमन्यैर्भृशम् ॥

મનને બ્રહ્મરૂપ લક્ષ્યમાં અત્યંત દૃઢ રાખી, બાહારની ઇં-દ્રિયોને પોતપોતાનાં ગોલકોમાંજ રાખી, દેહના નિર્વાહની ઉપેક્ષા કરી અને નિશ્ચળપણાથી પોતાની તથા બ્રહ્મની એકતા સમજી તન્મયપણાથી અખંડ વૃત્તિવડે પ્રેમપૂર્વક ચિત્તમાં બ્રહ્માનંદના ર-સને પી. બીજા પદાર્થો કે જેઓ અત્યંત શૂન્ય છે તેઓથી શું વળવાનું છે?

अनात्मचिन्तनं त्यक्त्वा कश्मलं दुःखकारणम् ।
चिन्तयात्मानमानन्दरूपं यन्मुक्तिकारणम् ॥

અનાત્મ પદાર્થોનું ચિંતન કે જે મોહરૂપ અને દુઃખના કારણરૂપ છે તેને છોડી દઈ આનંદરૂપ આત્માનું ચિંતન કર, કે જેથી મુક્તિ પ્રાપ્ત થાયછે.

एष स्वयंज्योतिरशेषसाक्षी विज्ञानकोशो विलसत्यजस्रम् ।
लक्ष्यं विधायैनमसद्विलक्षणमखण्डवृत्त्यात्मतयानुभावय ॥

સ્વયંપ્રકાશ અને સર્વનો સાક્ષી એ આત્મા બુદ્ધિમાં નિ-રંતર પ્રકાશે છે તો પરમ સત્યરૂપ એ આત્માને લક્ષ્ય કરી અ-ખંડ વૃત્તિથી 'તે પોતાનુંજ સ્વરૂપ છે' એવી ભાવના કર.

एतमच्छिन्नया वृत्त्या प्रत्ययान्तरशून्यया ।
उल्लेखयन्विजानीयात्स्वस्वरूपतया स्फुटम् ॥

અનાત્મ પદાર્થોની પ્રતીતિ વગરની અવિચ્છિન્ન વૃત્તિથી ચિં-

તન કરતો પુરૂષ એ આત્માને સ્ફુટ રીતે પોતાના સ્વરૂપભૂત જાણી શકે.

अत्रात्मत्वं दृढीकुर्वन्नहमादिषु संत्यजन् ।
उदासीनतया तेषु तिष्ठेत्स्फुटघटादिवत् ॥

સ્વરૂપમાં આત્માપણાની દૃઢ ભાવના કરતાં અને અહંકાર આદિમાં આત્માપણાની ભાવનાને છોડી દેતાં મુનિએ દેખાવામાં આવતા ઘટઆદિ પદાર્થોમાં ઉદાસી ન રેહેવું.

विशुद्धमन्तःकरणं स्वरूपे निवेश्य साक्षिण्यवबोधमात्रे ।
शनैःशनैर्निश्चलतामुपानयन्पूर्णं स्वमेवानुविलोकयेत्ततः ॥

શુદ્ધ થએલા અંતઃકરણને સાક્ષી કે જે જ્ઞાનમાત્ર છે તેમાં પેસાડી ધીરે ધીરે નિશ્ચય કરતો પુરૂષ અંતે પોતાનેજ પૂર્ણ દેખે.

देहेन्द्रियप्राणमनोऽहमादिभिः स्वाज्ञानक्लृप्तैरखिलैरुपाधिभिः ।
विमुक्तमात्मानमखण्डरूपं पूर्णं महाकाशमिवावलोकयेत् ॥

દેહ, ઇંદ્રિય, પ્રાણ અને અહંકાર આદિ સઘળી ઉપાધિઓ કે જેઓ પોતાના અજ્ઞાનથી કલ્પાએલી છે તેઓથી છુટેલા આત્માને મહાકાશની પેઠે અખંડ અને પૂર્ણ જોવો.

घटकलशकुसूलसूचिमुख्यैर्गगनमुपाधिशतैर्विमुक्तमेकम् ।
भवति न विविधं तथैव शुद्धं परमहमादिविमुक्तमेकमेव ॥

ઘટ, કળસ, કોઠી અને સોઇ આદિ સેકડો ઉપાધિઓને છોડી દેતાં આકાશ એકજ રેહેછે; પણ અનેકરૂપે રેહેતું નથી તેમ અહંકાર આદિ ઉપાધિઓને છોડી દેતાં પરમ શુદ્ધ સ્વરૂપ એકજ રેહેછે; પણ અનેકરૂપે રેહેતું નથી.

**ब्रह्मादिस्तम्बपर्यन्ता मृषामात्रा उपाधयः ।**
**ततः पूर्णं स्वमात्मानं पश्येदेकात्मना स्थितम् ॥**

બ્રહ્માથી તે થુંબડા સુધીની સઘળી ઉપાધિઓ મિથ્યાજ છે માટે પોતાના આત્માને પૂર્ણ અને એકરૂપે રહેલો જાણવો.

**यत्र भ्रान्त्या कल्पितं तद्विवेके तत्तन्मात्रं नैव तस्माद्विभिन्नम् ।**
**भ्रान्तेर्नाशे भाति दृष्टाहितत्त्वं रज्जुस्तद्वद्विश्वमात्मस्वरूपम् ॥**

જેમ રજ્જુમાં કલ્પાએલો સર્પ ભ્રાંતિ મટીને રજ્જુનો વિવેક થતાં રજ્જુરૂપજ થઇ જાય છે પણ રજ્જુથી ભિન્ન રહેતો નથી તેમ આત્મામાં કલ્પાએલું જગત ભ્રાંતિ મટીને આત્માનો વિવેક થતાં આત્મારૂપજ થઈ જાયછે પણ આત્માથી ભિન્ન રેહેતું નથી. જે જેમા ભ્રાંતિથી કલ્પાયું હોય તે તે રૂપજ હોયછે.

**स्वयं ब्रह्मा स्वयं विष्णुः स्वयमिन्द्रः स्वयं शिवः ।**
**स्वयं विश्वमिदं सर्वं स्वस्मादन्यन्न किंचन ॥**

બ્રહ્મા, વિષ્ણુ, ઇંદ્ર, શિવ અને સઘળુંજ જગત પોતેજ છીએ, પોતાથી જુદું કાંઈ નથી.

**अन्तः स्वयं चापि बहिः स्वयं च स्वयं पुरस्तात्स्वयमेव पश्चात्**
**स्वयं ह्यवाच्यां स्वयमप्युदीच्यां तथोपरिष्टात्स्वयमप्यधस्तात् ॥**

અંદર, બહાર, આગળ, પાછળ, દક્ષિણમાં, ઉત્તરમાં, ઊંચે અને નીચે પોતે એક આત્માજ છે. બીજું કાંઈ નથી.

तरङ्गफेनभ्रमबुद्बुदादि सर्वं स्वरूपेण जलं यथा तथा ।
चिदेव देहाद्यहमन्तमेतत्सर्वं चिदेवैकरसं विशुद्धम् ॥

જેમ તરંગ, ફીણ, ચકરી અને પરપોટા આદિ સઘળા પદાર્થો સ્વરૂપે જળજ છે તેમ દેહથી તે અહંકાર પર્યંત આ સઘળું એકરસ અને પરમ શુદ્ધ ચૈતન્યજ છે.

सदेवेदं सर्वं जगदवगतं वाङ्मनसयोः
सतोऽन्यन्नास्त्येव प्रकृतिपरसीम्नि स्थितवतः ।
पृथक् किं मृत्स्नायाः कलशघटकुम्भाद्यवगतं
वदत्येष भ्रान्तस्त्वमहमिति मायामदिरया ॥

વાણી અને મન આદિથી જાણવામાં આવતું આ જગત બ્રહ્મરૂપજ છે. પ્રકૃતિથી પર સીમાડામાં રહેલાં બ્રહ્મથી નોખું નથી. ઘટ, કળશ અને કુંભ આદિ માટીના પદાર્થો માટીથી જુદા હોય છે? નથીજ હોતા. જે પુરૂષ જગતને બ્રહ્મથી નોખું કેહતો હોય તે પુરૂષ 'તું અને હું' ઇત્યાદિ આકારવાળી માયારૂપ મદિરાથી ભ્રાંતિ પામેલો છે એમ સમજવું.

क्रियासमभिहारेण यत्र नान्यदिति श्रुतिः ।
ब्रवीति द्वैतराहित्यं मिथ्याध्यासनिवृत्तये ॥

ખોટા અધ્યાસની નિવૃત્તિ કરવાવાસ્તે 'यत्र नान्यत्' એ શ્રુતિ વારંવાર બ્રહ્મમાં દ્વૈત રહિત પણું કેહેછે.

आकाशवन्निर्मलनिर्विकल्पनिःसीमनिष्पन्दननिर्विकारम् ।
अन्तर्बहिःशून्यमनन्यमद्वयं स्वयं परं ब्रह्म किमस्ति बोध्यम् ॥

પરબ્રહ્મ કે જે આકાશની પેઠે નિર્મળ છે, વિકલ્પ રહિત છે, સીમાડાવગરનું છે, ક્રિયા રહિત છે, વિકાર રહિત છે, અંદર તથા બહાર બીજા પદાર્થો વગરનું છે અને અદ્વય છે એથી ઉપરાંત બીજું સમજવાનું કાંઇ નથી.

**वक्तव्यं किमु विद्यतेऽत्र बहुधा ब्रह्मैव जीवः स्वयं**
**ब्रह्मैतज्जगदाततं नु सकलं ब्रह्माद्वितीयं श्रुतिः ।**
**ब्रह्मैवाहमिति प्रबुद्धमतयः संत्यक्तबाह्याः स्फुटं**
**ब्रह्मीभूय वसन्ति सन्ततचिदानन्दात्मनैतद्ध्रुवम् ॥**

આ વિષયમાં વધારે શું કેહેવું. જીવ પોતે બ્રહ્મ છે અને આ સઘળું વિસ્તીર્ણ જગત્ પણ બ્રહ્મજ છે. કારણ કે 'બ્રહ્મ અદ્વિતીય છે,' એમ શ્રુતિ કેહેછે. 'હુંજ બ્રહ્મ છું,' એવી રીતે પાકું સમજેલા અને બાહ્ય પદાર્થોને છોડી દેનારા પુરૂષો સ્ફુટ રીતે બ્રહ્મ થઇને અવશ્ય ચિદાનંદરૂપે રહેછે.

**जहि मलमयकोशेऽहंधियोत्थापिताशां**
**प्रसभमनिलकल्पे लिङ्गदेहेऽपि पश्चात् ।**
**निगमगदितकीर्तिं नित्यमानन्दमूर्तिं**
**स्वयमिति परिचीय ब्रह्मरूपेण तिष्ठ ॥**

આ મેલમય સ્થૂળ દેહમાં અહંબુદ્ધિએ ઉત્પન્ન કરેલી આશાને છોડી દે અને પછી વાયુ જેવા લિંગદેહમાં પણ અહંબુદ્ધિએ ઉત્પન્ન કરેલી આશાને બળાત્કારે છોડી દે. એમ કર્યા પછી પરબ્રહ્મ કે જેની કીર્ત્તિ વેદે ગાયેલી છે અને જે નિત્ય તથા આનંદઘન છે તે હું પોતે છું એમ પાકી રીતે સમજી બ્રહ્મરૂપે રહે.

शवाकारं यावद्भजति मनुजस्तावदशुचिः
परेभ्यः स्यात्क्लेशो जननमरणव्याधिनिलयः ।
यदात्मानं शुद्धं कलयति शिवाकारमचलं
तदा तेभ्यो मुक्तो भवति हि तदाह श्रुतिरपि ॥

જ્યાંસુધી માણુસ આ શબજેવા શરીરને ભજે છે ત્યાંસુધી અપવિત્ર રહેછે, બીજાઓથી કલેશને પ્રાપ્ત થાયછે અને જન્મ, મરણ તથા વ્યાધિના સ્થાનકરૂપ રહેછે પણ જ્યારે પોતાના સ્વરૂપ, અવિચળ અને શુદ્ધ સમજે ત્યારે ઉપર કહેલાં દુઃખોથી મુક્ત થાયછે એમ શ્રુતિ પણ કેહેછે.

स्वात्मन्यारोपिताशेषाभासवस्तुनिरासतः ।
स्वयमेव परं ब्रह्म पूर्णमद्वयमक्रियम् ॥

પોતાના સ્વરૂપમાં આરોપિત કરેલી સઘળી આભાસરૂપ વસ્તુઓનું નિરાકરણ કરવામાં આવે ત્યારે પૂર્ણ અદ્વય અને ક્રિયા રહિત પોતે પરબ્રહ્મજ રહેછે.

समाहितायां सति चित्तवृत्तौ परात्मनि ब्रह्मणि निर्विकल्पे ।
न दृश्यते कश्चिदयं विकल्पः प्रजल्पमात्रः परिशिष्यते ततः ॥

નિર્વિકલ્પ પરમાત્મા પરબ્રહ્મમાં ચિત્તવૃત્તિ સમાહિત થાય ત્યારે આ કાંઇ પણ સંસારરૂપ વિકલ્પ દેખાતો નથી. ફક્ત કેહેવા માત્રજ અવશેષ રેહેછે.

असत्कल्पो विकल्पोऽयं विश्वमित्येकवस्तुनि ।
निर्विकारे निराकारे निर्विशेषे भिदा कुतः ॥

એક પરવસ્તુજ સત્ય છે માટે તેમાં જગતરૂપ આ વિકલ્પ મિથ્યા છે. પરવસ્તુ બ્રહ્મ કે નિર્વિકાર, નિરાકાર અને નિર્વિશેષ છે તેમાં ભેદ ક્યાંથીજ હોય.

**द्रष्टृदर्शनदृश्यादिभावशून्यैकवस्तुनि ।**
**निर्विकारे निराकारे निर्विशेषे भिदा कुतः ॥**

નિર્વિકાર, નિરાકાર, નિર્વિશેષ અને જેમાં દ્રષ્ટા, દર્શન કે દૃશ્ય આદિપણું છેજ નહીં એવી એક વસ્તુમાં ભેદ ક્યાંથીજ હોય.

**कल्पार्णव इवात्यन्तपरिपूर्णैकवस्तुनि ।**
**निर्विकारे निराकारे निर्विशेषे भिदा कुतः ॥**

પ્રલય કાળના સમુદ્રની પેઠે અત્યંત પરિપૂર્ણ, નિર્વિકાર, નિરાકાર અને નિર્વિશેષ એકજ વસ્તુમાં ભેદ કેમજ સંભવે.

**तेजसीव तमो यत्र प्रलीनं भ्रान्तिकारणम् ।**
**अद्वितीये परे तत्त्वे निर्विशेषे भिदा कुतः ॥**

અદ્વિતીય અને નિર્વિશેષ પરતત્વ કે જેમાં અંધારાની પેઠે ભ્રાંતિનું કારણ લીન થઈ જાયછે તેમાં ભેદ ક્યાંથીજ હોય.

**एकात्मके परे तत्त्वे भेदवार्ता कथं वसेत् ।**
**सुषुप्तौ सुखमात्रायां भेदः केनावलोकितः ॥**

પરતત્વ કે જે એકરૂપજ છે તેમાં ભેદની વાત પણ કેમ રહે. સુખરૂપ સુષુપ્તિ અવસ્થામાં ભેદ કોણે જોયેલો છે?

**नह्यस्ति विश्वं परतत्त्वबोधात्सदात्मनि ब्रह्मणि निर्विकल्पे ।**
**कालत्रये नाप्यहिरीक्षितो गुणे नह्यम्बुबिन्दुर्मृगतृष्णिकायाम् ॥**

યથાર્થ તત્વનો બોધ થાય ત્યારે નિર્વિકલ્પ અને સદ્રુપ પરબ્રહ્મમાં જગત્ છેજ નહીં. રજ્જુમાં સર્પ અને ઝાંઝવાનાં પાણીમાં નદીનાં જળનો છાંટો પણ ત્રણે કાળમાં હોય નહીં.

**मायामात्रमिदं द्वैतमद्वैतं परमार्थतः ।**
**इति ब्रूते श्रुतिः साक्षात्सुषुप्तावनुभूयते ॥**

'આ દ્વૈત માયામાત્ર છે અને અદ્વૈત વાસ્તવિક છે' એમ શ્રુતિ કેહેછે અને તે વાતનો સુષુપ્તિમાં પ્રત્યક્ષ અનુભવ પણ થાયછે.

**अनन्यत्वमधिष्ठानादारोप्यस्य निरीक्षितम् ।**
**पण्डितै रज्जुसर्पादौ विकल्पो भ्रान्तिजीवनः ॥**

આરોપિત પદાર્થ અધિષ્ઠાનથી ભિન્ન હોતો નથી એમ પંડિતોએ રજ્જુસર્પ આદિ દૃષ્ટાંતોમાં સ્પષ્ટ જોએલું છે એટલામાટે જે ભેદ દેખાયછે તેનું મૂળ ભ્રાંતિજ છે.

**चित्तमूलो विकल्पोऽयं चित्ताभावे न कश्चन ।**
**अतश्चित्तं समाधेहि प्रत्यग्रूपे परात्मनि ॥**

આ સંસારરૂપ વિકલ્પનું ચિત્તજ મૂળ છે. ચિત્ત ન હોય ત્યારે કાંઈ વિકલ્પ નથી. એટલામાટે પ્રત્યગરૂપ પરમાત્મામાં ચિત્તનો લય કરી દે.

**किमपि सततबोधं केवलानन्दरूपं**
**निरुपममतिवेलं नित्यमुक्तं निरीहम् ।**
**निरवधि गगनाभं निष्कलं निर्विकल्पं**
**हृदि कलयति विद्वान्ब्रह्म पूर्णं समाधौ ॥**

નિત્ય બોધરૂપ, કેવળ આનંદરૂપ, સઘળી રીતે ઉપમા રહિત, નિત્યમુક્ત, ક્રિયા રહિત, અવધિ રહિત, આકાશ સરખું, અંશરહિત, વિકલ્પ રહિત અને વચનથી કહી શકાતું નથી એવું જે પૂર્ણ બ્રહ્મ છે તેનો વિદ્વાન્ પુરૂષ સમાધિમાં અનુભવ કરેછે.

**प्रकृतिविकृतिशून्यं भावनातीतभावं**
**समरसमसमानं मानसं बन्धदूरम् ।**
**निगमवचनसिद्धं नित्यमस्मत्प्रसिद्धं**
**हृदि कलयति विद्वान्ब्रह्म पूर्णं समाधौ ॥**

પ્રકૃતિ તથા વિકૃતિપણાથી રહિત, ભાવનામાં ન આવે એવા સ્વરૂપવાળું, અખંડરસરૂપ, કોઇની તુલ્યના વગરનું, અભિમાનના સંબંધથી દૂર, વેદનાં વચનોથી સિદ્ધ, નિત્ય અને 'હું' શબ્દથી પ્રસિદ્ધ થતું જે પૂર્ણ બ્રહ્મ છે તેનો વિદ્વાન્ પુરૂષ સમાધિમાં અનુભવ કરેછે.

**अजरममरमस्ताभाववस्तुस्वरूपं**
**स्तिमितसलिलराशिप्रख्यमाख्याविहीनम् ।**
**शमितगुणविकारं शाश्वतं शान्तमेकं**
**हृदि कलयति विद्वान्ब्रह्म पूर्णं समाधौ ॥**

જરારહિત, મરણરહિત, સર્વદાભાવ વસ્તુરૂપ, નિશ્ચળ અએલા સમુદ્ર જેવું, નામ રહિત, જેમાં ગુણોના વિકાર શાંત થાયછે એવું, અવિચળ, શાંત અને એક જે પરબ્રહ્મ છે તેનો વિદ્વાન્ પુરૂષ સમાધિમાં અનુભવ કરેછે.

समाहितान्तःकरणः स्वरूपे विलोकयात्मानमखण्डवैभवम् ।
विच्छिन्धि बन्धं भवगन्धगन्धितं यत्नेन पुंस्त्वं सफलीकुरुष्व ॥

તું અંતઃકરણને સ્વરૂપમાં એકાગ્ર કરીને અખંડ વૈભવવાળા આત્માને જો, બંધને કાપી નાખ અને સંસારના ગંધથી દુર્ગંધી થએલા પુરૂષપણાને યત્નથી સફળ કર.

सर्वोपाधिविनिर्मुक्तं सच्चिदानन्दमद्वयम् ।
भावयात्मानमात्मस्थं न भूयः कल्पसेऽध्वने ॥

સઘળી ઉપાધિઓથી રહિત, સચ્ચિદાનંદરૂપ, અને અદ્વય આત્માને પોતારૂપ ધાર. એમ ધારવાથી તને પાછો સંસારનો ફેરો રહેશે નહીં.

छायेव पुंसः परिदृश्यमानमाभासरूपेण फलानुभूत्या ।
शरीरभाराच्छववन्निरस्तं पुनर्न सन्धत्त इदं महात्मा ॥

આભાસરૂપે ફળ ભોગવવાને લીધે પુરૂષની છાયાની પેઠે દેખાતા અને વિચારથી શબની પેઠે દૂર ફેંકી દીધેલા આ શરીરનું મહાત્મા પુરૂષ પાછું અનુસંધાન કરતો નથી.

सततविमलबोधानन्दरूपं समेत्य
त्यज जडमलरूपोपाधिमेतं सुदूरे ।
अथ पुनरपि नैष स्मर्यतां वान्तवस्तु
स्मरणविषयभूतं कल्पते कुत्सनाय ॥

વિસ્તીર્ણ તથા નિર્મળ બોધરૂપ અને આનંદરૂપ આત્માને મળી આ જડ અને મેલરૂપ ઉપાધિ (દેહ) ને દૂર છોડી દે.

દૂર છોડી દીધા પછી એનું પાછું સ્મરણ કરવું નહીં કારણ કે વમન કરેલી વસ્તુના સ્મરણથી ગ્લાનિ અને તિરસ્કારજ ઉત્પન્ન થાયછે.

**समूलमेतत्परिदह्य वह्नौ सदात्मनि ब्रह्मणि निर्विकल्पे ।**
**ततः स्वयं नित्यविशुद्धबोधानन्दात्मना तिष्ठति विद्वरिष्ठः ॥**

નિર્વિકલ્પ અને પરમ સત્ય બ્રહ્મરૂપ અગ્નિમાં આ ઉપાધિને મૂળસહિત બાળી નાખીને પછી ઉત્તમ વિદ્વાન પોતે નિત્ય, શુદ્ધ, બોધ અને આનંદઘન આત્મારૂપ રહેછે.

**प्रारब्धसूत्रग्रथितं शरीरं प्रयातु वा तिष्ठतु गोरिवास्रक् ।**
**न तत्पुनः पश्यति तत्त्ववेत्तानन्दात्मनि ब्रह्मणि लीनवृत्तिः ॥**

પ્રારબ્ધરૂપી દોરાથી ગુંથાએલું આ શરીર જાઓ કે રહો; પરંતુ બ્રહ્મમાં જેની વૃત્તિ લીન થઈ હોય એવો તત્વવેત્તા પુરૂષ ગાયના રૂધિરની પેઠે પાછું તે શરીર સામું જોતો નથી.

**अखण्डानन्दमात्मानं विज्ञाय स्वस्वरूपतः ।**
**किमिच्छन्कस्य वा हेतोर्देहं पुष्णाति तत्त्ववित् ॥**

અખંડ આનંદરૂપ આત્માને પોતાનું સ્વરૂપ જાણ્યા પછી તત્વવેત્તા પુરૂષ કોની ઇચ્છાથી અને કયા પ્રયોજનથી દેહનું પોષણ કરે.

**संसिद्धस्य फलं त्वेतज्जीवन्मुक्तस्य योगिनः ।**
**बहिरन्तः सदानन्दरसास्वादनमात्मनि ॥**

સારી રીતે સિદ્ધ થએલા જીવન્મુક્ત યોગિને પોતાના ચિ-

તેમાં બાહર અને અંદર બ્રહ્માનંદનો રસ પીવાયા કરે એ મોટું ફળ છે.

**वैराग्यस्य फलं बोधो बोधस्योपरतिः फलम् ।**
**स्वानन्दानुभवाच्छान्तिरेषैवोपरतेः फलम् ॥**

વૈરાગ્યનું ફળ બોધ છે, બોધનું ફળ ઉપરામ છે અને ઉપરામનું પોતાના સ્વરૂપાનંદના અનુભવથી થતી પરમશાંતિ ફળ છે.

**यद्युत्तरोत्तराभवः पूर्वपूर्वं तु निष्फलम् ।**
**निवृत्तिः परमा तृप्तिरानन्दोऽनुपमः स्वतः ॥**
**दृष्टदुःखेष्वनुद्वेगो विद्यायाः प्रस्तुतं फलम् ।**
**यत्कृतं भ्रान्तिवेलायां नानाकर्म जुगुप्सितम् ।**
**पश्चान्नरो विवेकेन तत्कथं कर्तुमर्हति ॥**

જો શાંતિ ન થાય તો ઉપરામ વ્યર્થ છે, ઉપરામ ન થાય તો બોધ વૈરાગ્ય નિષ્ફળ છે. નિવૃત્તિ, પરમ તૃપ્તિ, સ્વતાસિદ્ધ અને અનુપમ આનંદ અને સંસારનાં દુઃખોથી ઉદ્વેગ રહિતપણું એ બ્રહ્મવિદ્યાના ફળરૂપ છે. ભ્રાંતિના સમયમાં જે કાંઈ અનેક પ્રકારનાં ભુંડાં કામો થયાં હોય તેવાં કામો વિવેક ઉત્પન્ન થયા પછી નજ થાય.

**विद्याफलं स्यादसतो निवृत्तिः प्रवृत्तिरज्ञानफलं तदीक्षितम् ।**
**तज्ज्ञाज्ञयोर्यन्मृगतृष्णिकादौ नोचेद्विदां दृष्टफलं किमस्मात् ॥**

સમજુ માણુસ ઝાંઝવાનાં જળ આદિમાં પ્રવૃત્તિ કરતો નથી અને અજ્ઞાની માણુસ તેમાં પ્રવૃત્તિ કરેછે તો એ દૃષ્ટાંત ઉપરથી

સમજવું કે ખોટા પદાર્થથી નિવૃત્તિ થાય એ વિદ્યાનું ફળ છે અને ખોટા પદાર્થમાં પ્રવૃત્તિ થાય એ અવિદ્યાનું ફળ છે. જો એમ ન હોય તો વિદ્વાનોને જ્ઞાનથી દેખીતું શું ફળ છે.

अज्ञानहृदयग्रन्थेर्विनाशो यद्यशेषतः ।
अनिच्छोर्विषयः किंनु प्रवृत्तेः कारणं स्वतः ॥

જો સઘળી રીતે અજ્ઞાનરૂપ હૃદયની ગ્રંથીનો વિનાશ થાય તો પછી ઇચ્છા વગરના તત્વવેત્તાને વિષય પોતાથી પ્રવૃત્તિનું કારણ થાય કે? નજ થાય.

वासनानुदयो भोग्ये वैराग्यस्य तदावधिः ।
अहंभावोदयाभावो बोधस्य परमावधिः ।
लीनवृत्तेरनुत्पत्तिर्मर्यादोपरतेस्तु सा ॥

ભોગ્ય પદાર્થોમાં વાસના ઉત્પન્ન ન થાય એ વૈરાગ્યની પરાકાષ્ઠા છે, અહંતાનો ઉદય ન થાય એ બોધની પરાકાષ્ઠા છે અને લીન થએલી વૃત્તિની પાછી ઉત્પત્તિ ન થાય એ ઉપરામની પરાકાષ્ઠા છે.

ब्रह्माकारतया सदा स्थिततया निर्मुक्तबाह्यार्थधी-
रन्यावेदितभोग्यभोगकलनो निद्रालुवद्बालवत् ।
स्वप्नालोकितलोकवज्जगदिदं पश्यन्क्वचिल्लब्धधी-
रास्ते कश्चिदनन्तपुण्यफलभुग्धन्यः स मान्यो भुवि ॥

સર્વદા બ્રહ્માકારપણે રેહેવાને લીધે જેનું વિષયોનું અનુસંધાન ઊંઘેલા માણસ પેઠે છુટી ગયું હોય એવા, બીજાઓએ

નિવેદન કરેલા ભોગ્ય પદાર્થોને બાળકની પેઠે ભોગવનાર અને આ જગતને સ્વપ્નમાં દેખવામાં આવતા લોકો જેવું દેખતો સ્થિતપ્રજ્ઞયોગી કોઇ સ્થળમાં બેસી રેહેછે. એવા યોગીનેજ અનંત પુણ્યોનાં ફળોને ભોગવનાર અને પૃથ્વીમાં માનપાત્ર સમજવો.

**स्थितप्रज्ञो यतिरयं यः सदानन्दमश्नुते ।**
**ब्रह्मण्येव विलीनात्मा निर्विकारो विनिष्क्रियः ॥**

નિર્વિકાર, ક્રિયારહિત અને બ્રહ્મમાંજ લીન વૃત્તિવાળો જે યોગી સર્વદા આનંદમાં રેહેતો હોય તેને સ્થિતપ્રજ્ઞ (નિશ્ચલ બુદ્ધિવાળો) સમજવો.

**ब्रह्मात्मनोः शोधितयोरेकभावावगाहिनी ।**
**निर्विकल्पा च चिन्मात्रा वृत्तिः प्रज्ञेति कथ्यते ॥**

ઉપાધિઓને દૂર કરી બ્રહ્મ તથા આત્માની એકતામાં પોહોચેલી, વિકલ્પ રહિત અને બ્રહ્માકાર જે વૃત્તિ હોય તે પ્રજ્ઞા કેહેવાય.

**सुस्थितासौ भवेद्यस्य स्थितप्रज्ञः स उच्यते ।**
**यस्य स्थिता भवेत्प्रज्ञा यस्यानन्दो निरन्तरः ।**
**प्रपञ्चो विस्मृतप्रायः स जीवन्मुक्त इष्यते ॥**

એ પ્રજ્ઞા જેની સારી રીતે સ્થિરતા પામેલી હોય તે સ્થિતપ્રજ્ઞ કેહેવાયછે. જેની પ્રજ્ઞા સ્થિરતા પામેલી હોય, જેને આનંદ નિરંતર વર્ત્તતો હોય અને પ્રપંચને ઘણું કરી ભુલીજ ગયો હોય તે જીવન્મુક્ત કેહેવાયછે.

लीनधीरपि जागर्ति यो जाग्रद्धर्मवर्जितः ।
बोधो निर्वासनो यस्य स जीवन्मुक्त इष्यते ॥

બુદ્ધિ લીન થયા છતાં પણ જે જાગતો હોય, જાગતાં છતાં જાગ્રતના ધર્મોથી રહિત હોય અને જેનો બોધ વાસના રહિત હોય તે જીવન્મુક્ત કેહેવાયછે.

शान्तसंसारकलनः कलावानपि निष्कलः ।
यस्य चित्तं विनिश्चिन्तं स जीवन्मुक्त इष्यते ॥

જેને સંસારની રચનાનું અનુસંધાન શાંત થયું હોય, જે પોતે કલાવાન છતાં પણ કલા રહિતની પેઠે વર્તતો હોય અને જેનું ચિત્ત ચિંતાથી રહિત હોય તે જીવન્મુક્ત કેહેવાયછે.

वर्तमानेऽपि देहेऽस्मिञ्छायावदनुवर्तिनि ।
अहन्ताममताभावो जीवन्मुक्तस्य लक्षणम् ॥

છાયાની પેઠે અનુસરનારો આ દેહ વિદ્યમાન છતાં પણ જેને તેમાં અહંતા કે મમતા ન હોય તેને જીવન્મુક્ત સમજવો.

अतीताननुसन्धानं भविष्यदविचारणम् ।
औदासीन्यमपि प्राप्तं जीवन्मुक्तस्य लक्षणम् ॥

જે પુરૂષ ગએલી વાતનું સ્મરણ કરતો ન હોય, ભવિષ્ય-વાતનો વિચાર કરતો ન હોય અને સઘળામાં ઉદાસીન રેહેતો હોય તેને જીવન્મુક્ત સમજવો.

गुणदोषविशिष्टेऽस्मिन्स्वभावेन विलक्षणे ।
सर्वत्र समदर्शित्वं जीवन्मुक्तस्य लक्षणम् ॥

ગુણદોષથી ભરેલા અને સ્વભાવથીજ વિલક્ષણતાવાળા આ પ્રપંચમાં જેની દૃષ્ટિ સર્વ સ્થલે સમાન હોય તેને જીવન્મુક્ત સમજવો.

इष्टानिष्टार्थसंप्राप्तौ समदर्शितयात्मनि ।
उभयत्राविकारित्वं जीवन्मुक्तस्य लक्षणम् ॥

ઇષ્ટ કે અનિષ્ટ પદાર્થની પ્રાપ્તિ થતાં સમદૃષ્ટિપણાને લીધે જેનું મન સર્વદા નિર્વિકારજ રહે તેને જીવન્મુક્ત સમજવો.

ब्रह्मानन्दरसस्वादासक्तचित्ततया यतेः ।
अन्तर्बहिरविज्ञानं जीवन्मुक्तस्य लक्षणम् ॥

બ્રહ્માનંદનો રસ પીવામાં ચિત્ત આસક્ત થવાને લીધે જેને અંદરના તથા બહારના વિષયોનું અનુસંધાન ન રહે તેને જીવન્મુક્ત સમજવો.

देहेन्द्रियादौ कर्तव्ये ममाहंभाववर्जितः ।
औदासीन्येन यस्तिष्ठेत्स जीवन्मुक्तलक्षणः ॥

દેહ તથા ઇંદ્રિય આદિમાં તથા બીજા કામકાજમાં અહંતા મમતાથી રહિત થઇને જે સર્વદા ઉદાસીનપણાથી રહેતો હોય તેને જીવન્મુક્ત સમજવો.

विज्ञात आत्मनो यस्य ब्रह्मभावः श्रुतेर्बलात् ।
भवबन्धविनिर्मुक्तः स जीवन्मुक्तलक्षणः ॥

જેણે શ્રુતિના બળથી પોતાનું બ્રહ્મપણું જાણેલું હોય અને જે સંસારના બંધનથી છુટેલો હોય તેને જીવન્મુક્ત સમજવો.

**देहेन्द्रियेष्वहंभाव इदंभावस्तदन्यके ।**
**यस्य नो भवतः क्वापि स जीवन्मुक्त इष्यते ॥**

જેને કદી પણ દેહ કે ઇંદ્રિયોમાં અહંપણું અને બીજા પદાર્થોમાં ઇદંભાવ (આ સત્ય છે એવી બુદ્ધિ) ન થતાં હોય તેને જીવન્મુક્ત સમજવો.

**न प्रत्यग्ब्रह्मणो भेदं कदापि ब्रह्मसर्गयोः ।**
**प्रज्ञया यो विजानाति स जीवन्मुक्तलक्षणः ॥**

જે પુરૂષ પોતાની બુદ્ધિથી કદીપણ જીવ તથા બ્રહ્મના ભેદને કે બ્રહ્મ તથા જગતના ભેદને લેખતો ન હોય તેને જીવન્મુક્ત સમજવો.

**साधुभिः पूज्यमानेऽस्मिन्पीड्यमानेऽपि दुर्जनैः ।**
**समभावो भवेद्यस्य स जीवन्मुक्तलक्षणः ॥**

સારાં માણસો આ શરીરની પૂજા કરે કે નીચ માણસો આ શરીરને પીડા કરે તોપણ બન્નેમાં જેને સમભાવ હોય તેને જીવન્મુક્ત સમજવો.

**यत्र प्रविष्टा विषयाः परेरिता नदीप्रवाहा इव वारिराशौ ।**
**लीयन्ति सन्मात्रतया न विक्रियामुत्पादयन्त्येष यतिर्विमुक्तः ॥**

બીજાઓએ પ્રેરેલા વિષયો, સમુદ્રમાં નદીઓના પ્રવાહોની

પેઠે જેમાં પેસીને બ્રહ્મરૂપપણે લીન થઈ જાય પણ કોઈ જાતની વિક્રિયાને ઉત્પન્ન ન કરે તે સંન્યાસીને જીવન્મુક્ત જાણવો.

**विज्ञातब्रह्मतत्त्वस्य यथापूर्वं न संसृतिः ।**
**अस्ति चेन्न स विज्ञातब्रह्मभावो बहिर्मुखः ॥**

જેણે બ્રહ્મનું તત્વ જાણેલું હોય તેને સંસાર આગળના જેવો રહેજ નહીં અને જો આગળના જેવો રહે તો તેને બ્રહ્મતત્વથી અજાણ અને બહિર્મુખ સમજવો.

**प्राचीनवासनावेगादसौ संसरतीति चेत् ।**
**न सदेकत्वविज्ञानान्मन्दीभवति वासना ॥**

'આગલી વાસનાના વેગથી જીવન્મુક્ત પણ જન્મ-મરણ પામે' એવી શંકા રાખવી નહીં. કારણ કે બ્રહ્મની એકતા જણાયાનેલીધે વાસના મંદ થઈ જાયછે.

**अत्यन्तकामुकस्यापि वृत्तिः कुण्ठति मातरि ।**
**तथैव ब्रह्मणि ज्ञाते पूर्णानन्दे मनीषिणः ॥**
**निदिध्यासनशीलस्य बाह्यप्रत्यय ईक्ष्यते ।**
**ब्रवीति श्रुतिरेतस्य प्रारब्धं फलदर्शनात् ॥**

જેમ અત્યંત કામી પુરૂષની વૃત્તિ પણ પોતાની મા ઉપર કુંઠિત થઈ જાયછે તેમ પૂર્ણાનંદ બ્રહ્મને જાણીને નિદિધ્યાસમાં લાગનારા વિદ્વાનની વૃત્તિ પણ વિષયો ઉપર કુંઠિત થઈ જાયછે. જીવન્મુક્તને કાંઇક પ્રતીતિ થાયછે તો એટલું તેનું પ્રારબ્ધ છે એમ શ્રુતિ કહેછે.

सुखाद्यनुभवो यावत्तावत्प्रारब्धमिष्यते ।
फलोदयः क्रियापूर्वो निष्क्रियो न हि कुत्रचित् ॥

જ્યાંસુધી સુખાદિકનો અનુભવ થતો હોય ત્યાંસુધી પ્રારબ્ધ છે એમ માનવામાં આવેછે. કારણ કે ફળનો ઉદય ક્રિયાથીજ થાયછે. ક્રિયા વગર કદી થતો નથી.

अहं ब्रह्मेति विज्ञानात्कल्पकोटिशतार्जितम् ।
संचितं विलयं याति प्रबोधात्स्वप्नकर्मवत् ॥

જેમ જાગ્રત અવસ્થા પ્રાપ્ત થતાં સ્વપ્નનાં કર્મોનો લય થાયછે તેમ 'અહંબ્રહ્મ એટલે હું બ્રહ્મ છું' એવું જ્ઞાન પ્રાપ્ત થતાં સેંકડો અને કરોડો કલ્પોમાં થએલાં સંચિત કર્મોનો લય થાયછે.

यत्कृतं स्वप्नवेलायां पुण्यं वा पापमुल्बणम् ।
सुप्तोत्थितस्य किं तत्स्यात्स्वर्गाय नरकाय वा ॥

સ્વપ્નના સમયમાં જે ભારે પુણ્ય કે પાપ કરવામાં આવ્યું હોય તે પુણ્ય કે તે પાપ સ્વપ્નમાંથી જાગેલાને સ્વર્ગ કે નર્ક આપી શકે છે? નથીજ આપી શકતું.

स्वमसङ्गमुदासीनं परिज्ञाय नभो यथा ।
न श्लिष्यति च यत्किंचित्कदाचिद्भाविकर्मभिः ॥

આકાશની પેઠે પોતાના સ્વરૂપને અસંગ અને ઉદાસીન જાણ્યા પછી પુરૂષને ભવિષ્ય કાળનાં કર્મો કદી કાંઈ પણ સ્પર્શ કરી શકતાં નથી.

न नभो घटयोगेन सुरागन्धेन लिप्यते ।
तथात्मोपाधियोगेन तद्धर्मैर्नैव लिप्यते ॥

આકાશને ઘટનો યોગ છતાં ઘટમાં રહેલી મદિરાનો ગંધ લાગતો નથી તેમ આત્માને ઉપાધિનો યોગ છતાં ઉપાધીના ધર્મોથી લેપ થતો નથી.

ज्ञानोदयात्पुरारब्धं कर्म ज्ञानान्न नश्यति ।
अदत्त्वा स्वफलं लक्ष्यमुद्दिश्योत्सृष्टबाणवत् ॥

જ્ઞાન થયા પેહેલાં જેનાં ફળ થવાનો આરંભ થઈ ચુકો છે એવું કર્મ (પ્રારબ્ધ) નીશાન પાડવાના ઉદ્દેશથી છુટી ચુકેલા બાણની પેઠે પોતાનું ફળ આપ્યાવિના નાશ પામતું નથી.

व्याघ्रबुद्ध्या विनिर्मुक्तो बाणः पश्चात्तु गोमतौ ।
न तिष्ठति छिनत्त्येव लक्ष्यं वेगेन निर्भरम् ॥

ગાયને વાઘ સમજીને મુકવામાં આવેલું બાણ પાછળથી ગાય જાણવામાં આવે તોપણ ઊભું રહેતું નથી પણ વેગથી ભરપૂર હોવાનેલીધે નીશાનને કાપીજ નાખેછે.

प्रारब्धं बलवत्तरं खलु विदां भोगेन तस्य क्षयः
सम्यग्ज्ञानहुताशनेन विलयः प्राक्संचितागामिनाम् ।
ब्रह्मात्मैक्यमवेक्ष्य तन्मयतया ये सर्वदा संस्थिता-
स्तेषां तत्त्रितयं नहि क्वचिदपि ब्रह्मैव ते निर्गुणम् ॥

જ્ઞાનીઓનું પણ પ્રારબ્ધ બલવત્તર હોય છે તેથી તે પ્રારબ્ધનો ભોગથીજ ક્ષય થાયછે અને સંચીત તથા ભવિષ્ય કર્મોનો

તો પ્રથમજ યથાર્થ જ્ઞાનરૂપ અગ્નિથી લય થઇ જાયછે પરંતુ જેઓ બ્રહ્મસ્વરૂપની એકતા જોઇ સર્વદા બ્રહ્મમયજ થઇને રહેલા હોય છે તેઓને પ્રારબ્ધ, સંચિત કે ભવિષ્યમાનું એકે કર્મ નથી. કારણ કે એ લોકો નિર્ગુણ બ્રહ્મરૂપ છે.

**उपाधितादात्म्यविहीनकेवलब्रह्मात्मनैवात्मनि तिष्ठतो मुनेः ।
प्रारब्धसद्भावकथा न युक्ता स्वप्नार्थसम्बन्धकथेव जाग्रतः ॥**

ઉપાધિઓના અધ્યાસથી રહિત કેવળ બ્રહ્મરૂપેજ પોતામાં રેહેનારા મુનિનું પ્રારબ્ધ અવશેષ રેહેછે એમ કેહેવું યોગ્ય નથી. 'જાગેલા માણુસને સ્વપ્નસંબંધી પદાર્થોનો સંબંધ રહેછે' એમ કેહેવું સંભવેજ નહીં.

**नहि प्रबुद्धः प्रतिभासदेहे देहोपयोगिन्यपि च प्रपञ्चे ।
करोत्यहन्तां ममतामिदन्तां किन्तु स्वयं तिष्ठति जागरेण ॥**

જાગેલો માણુસ સ્વપ્નના દેહમાં તથા તે દેહના ઉપયોગમાં આવેલા પ્રપંચમાં અહંતાને, મમતાને કે ઇદંતા (આપણા) ને કરતો નથી પણ જાગ્રતથીજ વ્યવહાર કરેછે.

**न तस्य मिथ्यार्थसमर्थनेच्छा न संग्रहस्तज्जगतोऽपि दृष्टः ।
तत्रानुवृत्तिर्यदि चेन्मृषार्थे न निद्रया मुक्त इतीष्यते ध्रुवम् ॥**

જાગેલા માણુસને સ્વપ્નના મિથ્યા પદાર્થોનું સમર્થન કરવાની ઇચ્છા હોતી નથી અને સ્વપ્નસંબંધી જગતનો સંગ્રહ પણ હોતો નથી. જો જાગ્રતમાં પણ સ્વપ્ન સંબંધી મિથ્યા પદાર્થોની અનુવૃત્તિ હોય તો તે માણુસને નિદ્રાએ છોડયોજ નથી એમ સમજવું.

तद्वत्परे ब्रह्मणि वर्तमानः सदात्मना तिष्ठति नान्यदीक्षते ।
स्मृतिर्यथा स्वप्नविलोकितार्थे तथाविदः प्राशनमोचनादौ ॥

પરબ્રહ્મમાં રેહેનારો પુરૂષ સદ્રૂપેજ રેહેછે પણ બ્રહ્મવિના બીજું કાંઈ દેખતો નથી. જેમ જાગેલા માણસને સ્વપ્નમાં જોએલા પદાર્થોનું સ્મરણ રહેછે તેમ સદ્રૂપે રહેનારાને પણ ભોજન અને મલોત્સર્ગ આદિ કાર્યમાં વ્યવહારનું સ્મરણ રહેછે.

कर्मणा निर्मितो देहः प्रारब्धं तस्य कल्प्यताम् ।
नानादेरात्मनो युक्तं नैवात्मा कर्मनिर्मितः ॥

દેહને કર્મોએ રચેલો છે તેથી પ્રારબ્ધ દેહનું છે એમ કલ્પના ભલે કરવામાં આવે પણ આત્મા કે જે અનાદિ હોવાથી કર્મોએ બનાવેલો નથી તેનું પ્રારબ્ધ છે એવી કલ્પના કરવી યોગ્ય નથી.

अजो नित्यः शाश्वत इति ब्रूते श्रुतिरमोघवाक् ।
तदात्मना तिष्ठतोऽस्य कुतः प्रारब्धकल्पना ॥

'આત્મા અજન્મા, નિત્ય અને શાશ્વત છે' એમ સત્ય વચનવાળી શ્રુતિ કેહેછે માટે આત્મારૂપે રેહેનારા મુનિને પ્રારબ્ધની સ્થિતિ કેમજ સંભવે.

प्रारब्धं सिद्ध्यति तदा यदा देहात्मना स्थितिः ।
देहात्मभानो नैवेष्टः प्रारब्धं त्यज्यतामतः ॥

દેહરૂપે સ્થિતિ હોય તો પ્રારબ્ધ સિદ્ધ થાય પણ મુનિની દેહરૂપે સ્થિતિ સ્વીકારવામાં આવતીજ નથી માટે પ્રારબ્ધને છોડીજ દેવું.

शरीरस्यापि प्रारब्धकल्पना भ्रांतिरेव हि ।
अध्यस्तस्य कुतः सत्त्वमसत्यस्य कुतो जनिः ॥

अजातस्य कुतो नाशः प्रारब्धमसतः कुतः ।
ज्ञानेनाज्ञानकार्यस्य समूलस्य लयो यदि ॥

तिष्ठत्ययं कथं देह इति शङ्कावतो जडान् ।
समाधातुं बाह्यदृष्ट्या प्रारब्धं वदति श्रुतिः ।
न तु देहादि सत्यत्वबोधनाय विपश्चिताम् ॥

શરીરનું પ્રારબ્ધ છે એ કલ્પના પણ વાસ્તવિક રીતે ભ્રાંતિરૂપજ છે. કારણ કે અધ્યસ્ત પદાર્થ સાચો હોતો નથી, ખોટાનો જન્મ થવો સંભવતો નથી, નહીં જન્મેલાને મરણ હોતું નથી અને નહીં મરેલાને પ્રારબ્ધ હોતું નથી. 'જ્ઞાનથી અજ્ઞાનના કાર્યનો મૂલ સહિત નાશ થતો હોય તો પછી આ દેહનું રહેવુંજ કેમ સંભવે' એવી શંકાવાળા જડ પુરૂષોનું સમાધાન કરવા સારૂજ શ્રુતિએ 'પ્રારબ્ધ રેહેછે' એમ બાહ્યદૃષ્ટિથી કહ્યું છે પણ વિદ્વાનોને 'દેહાદિક સત્ય છે' એમ સમજાવવાને વાસ્તે કહ્યું નથી.

परिपूर्णमनाद्यन्तमप्रमेयमविक्रियम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥

પરિપૂર્ણ, આદિ તથા અંતથી રહિત પ્રમાણુથી અગમ્ય અને વિક્રિયા રહિત બ્રહ્મ એકજ અને અદ્વિતીય છે. અહીં નોખનોખું કાંઈ છેજ નહીં.

सद्घनं चिद्घनं नित्यमानन्दघनमक्रियम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥

સદ્રૂપ, ચિદ્રૂપ આનંદરૂપ, નિત્ય અને ક્રિયાઓથી રહિત બ્રહ્મ એકજ અને અદ્વિતીય છે. અહીં નોખ નોખું કાંઇ છેજ નહીં.

प्रत्यगेकरसं पूर्णमनन्तं सर्वतोमुखम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥

પ્રત્યક, એકરસ, પૂર્ણ, અનંત અને પરિચ્છેદ રહિત બ્રહ્મ એકજ છે અને અદ્વિતીય છે. અહીં નોખ નોખું કાંઈ છેજ નહીં.

अहेयमनुपादेयमनादेयमनाश्रयम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥

છોડી શકાય નહીં એવું, લઇ લેવાય નહીં એવું, વિષયો રહિત, અને આશ્રય રહિત બ્રહ્મ એકજ છે અને અદ્વિતીય છે. અહીં નોખ નોખું કાંઈ છેજ નહીં.

निर्गुणं निष्कलं सूक्ष्मं निर्विकल्पं निरञ्जनम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥

નિર્ગુણ, અંશ રહિત, સૂક્ષ્મ, નિર્વિકલ્પ અને નિરંજન બ્રહ્મ એકજ છે અને અદ્વિતીય છે. અહીં નોખ નોખું કાંઇ છેજ નહીં.

अनिरूप्यस्वरूपं यन्मनोवाचामगोचरम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥

મન કે વાણી નહીં પોહોચવાનેલીધે જેના સ્વરૂપનું નિરૂપણ થઇ શકતું એવું બ્રહ્મ એકજ છે અને અદ્વિતીય છે. અહીં નોખ નોખું કાંઇ છેજ નહીં.

सत्समृद्धं स्वतः सिद्धं शुद्धं बुद्धमनीदृशम् ।
एकमेवाद्वयं ब्रह्म नेह नानास्ति किंचन ॥

સત્ય, પરિપૂર્ણ, સ્વતઃસિદ્ધ, શુદ્ધ, જ્ઞાનરૂપ અને જેને કોઇની ઉપમા લાગુ પડતી નથી એવું બ્રહ્મ એકજ છે અને અદ્વિતીય છે. અહીં નોખ નોખું કાંઇ છેજ નહીં.

निरस्तरागा विनिरस्तभोगाः शान्ताः सुदान्ता यतयो महान्तः ।
विज्ञाय तत्त्वं परमेतदन्ते प्राप्ताः परां निर्वृतिमात्मयोगात् ॥

રાગ તથા ભોગને છોડી દેનારા, શાંત અને જિતેંદ્રિય મહાત્મા સન્યાસીઓ તત્વ જાણીને તેના ઉત્તમ પરિણામમાં આત્માના યોગથી પરમ સુખ પામેલા છે.

भवानपीदं परतत्त्वमात्मनः स्वरूपमानन्दघनं विचार्य ।
विधूय मोहं स्वमनःप्रकल्पितं मुक्तः कृतार्थो भवतु प्रबुद्धः ॥

તું પણ આ પરતત્વરૂપ અને આનંદઘન આત્માનું સ્વરૂપ વિચારી અને પોતાના મને કલ્પેલા મોહને ટાળી નાખી મુક્ત, કૃતાર્થ અને પ્રબુદ્ધ થા.

समाधिना साधुविनिश्चलात्मना पश्यात्मतत्त्वं स्फुटबोधचक्षुषा ।
निःसंशयं सम्यगवेक्षितश्चेच्छ्रुतः पदार्थो न पुनर्विकल्पते ॥

સમાધિથી સારી પેઠે નિશ્ચલ થએલી બુદ્ધિવડે સ્ફુટ બોધરૂપ ચક્ષુથી તું આત્માના તત્વનું અવલોકન કરજ. જો સાંભળેલો પદાર્થ સારી પેઠે નિઃસંશય રીતે જોવામાં આવે તો પછી તેમાં કોઈ જાતનો વિકલ્પ રેહેતોજ નથી.

स्वस्याविद्याबन्धसम्बन्धमोक्षात्सत्यज्ञानानन्दरूपात्मलब्धौ ।
शास्त्रं युक्तिर्देशिकोक्तिः प्रमाणं चान्तःसिद्धा स्वानुभूतिः प्रमाणम्

પોતાના અવિદ્યારૂપ બંધના સંબંધથી છુટકારો થતાં સત્ય જ્ઞાન અને આનંદરૂપ આત્માની પ્રાપ્તિ થવામાં શાસ્ત્ર, યુક્તિ, આચાર્યનાં વચન અને અંદર સિદ્ધ થએલો પોતાનો અનુભવ પુરાવારૂપ છે.

बन्धो मोक्षश्च तृप्तिश्च चिन्तारोग्यक्षुधादयः ।
स्वेनैव वेद्या यज्ज्ञानं परेषामानुमानिकम् ॥

બંધ, મોક્ષ, તૃપ્તિ, ચિંતા, આરોગ્ય અને ક્ષુધા આદિ પદાર્થો પોતાનાજ અનુભવમાં આવેછે. બીજાઓને તેઓનું જે જ્ઞાન થાયછે તે તો અનુમાનથી કલ્પવામાં આવેછે.

तटास्थिता बोधयन्ति गुरवः श्रुतयो यथा ।
प्रज्ञयैव तरेद्विद्वानीश्वरानुगृहीतया ॥

શ્રુતિઓની પેઠે ગુરૂઓ પણ ત્રાહેત રહીને સમજાવે છે માટે વિદ્વાન્ પુરૂષે ઈશ્વરના અનુગ્રહવાળી પોતાની બુદ્ધિથીજ તરવું જોઇએ.

स्वानुभूत्या स्वयं ज्ञात्वा स्वमात्मानमखण्डितम् ।
संसिद्धः सन्मुखं तिष्ठेन्निर्विकल्पात्मनात्मनि ॥

પોતાના અનુભવથીજ પોતેજ પોતાના આત્માને અખંડિત જાણી સિદ્ધ થઇને પોતામાંજ નિર્વિકલ્પરૂપે મોજથી રેહેવું.

वेदान्तसिद्धान्तनिरुक्तिरेषा ब्रह्मैव जीवः सकलं जगच्च ।
अखण्डरूपस्थितिरेव मोक्षो ब्रह्माद्वितीये श्रुतयः प्रमाणम् ॥

'જીવ અને સઘળું જગત્ બ્રહ્મ છે અને અખંડરૂપે રેહેવું એજ મોક્ષ છે' એટલુંજ વેદાંતના સિદ્ધાંતોનું વ્યાખ્યાન છે. બ્રહ્મના અદ્વિતીયપણામાં શ્રુતિઓ પ્રમાણ છે.

इति गुरुवचनाच्छ्रुतिप्रमणात्परमवगम्य सतत्वमात्मयुक्त्या ।
प्रशमितकरणः समाहितात्मा क्वचिदचलाकृतिरात्मनिष्ठितोऽभूत्

આ પ્રમાણે ગુરૂનાં વચનથી અને શ્રુતિરૂપ પ્રમાણથી વિચાર કરી પોતાના પરમ તત્ત્વને જાણી જેને ઇંદ્રિયો શાંત થઇ અને મન સમાહિત થયું એવો શિષ્ય કોઈ સ્થલમાં નિર્વિકલ્પ સમાધિ ધરીને રહ્યો.

कञ्चित्कालं समाधाय परे ब्रह्मणि मानसम् ।
उत्थाय परमानन्दादिदं वचनमब्रवीत् ॥

કેટલાક કાળસુધી પરબ્રહ્મમાં એ રીતે મનનું સ્થાપન કરી પછી તે સમાધિમાંથી ઉઠીને તે શિષ્યે પરમ આનંદનેલીધે નીચેપ્રમાણે વચનો કહ્યાં.

बुद्धिर्विनष्टा गलिता प्रवृत्तिर्ब्रह्मात्मनोरेकतयाधिगत्या ।
इदं न जानेऽप्यनिदं न जाने किंवा कियद्वा सुखमस्त्यपारम्॥

જીવ અને બ્રહ્મની એકતાનો અનુભવ થવાને લીધે મારી બુદ્ધિ ગળી ગઈ હતી, પ્રવૃત્તિ નાશ પામી હતી, હું દૃશ્ય પદા-

ર્થને જાણુતો ન હતો, અદૃશ્ય પદાર્થને જાણુતો ન હતો અને એ સુખ અપાર હોવાને લીધે કેવી રીતનું તથા કેટલું હતું એ પણ કહી શકાતું નથી.

वाचा वक्तुमशक्यमेव मनसा मन्तुं न वा शक्यते
स्वानन्दामृतपूरपूरितपरब्रह्माम्बुधेर्वैभवम् ।
अम्भोराशिविशीर्णवार्षिकशिलाभावं भजन्मे मनो
यस्यांशांशलवे विलीनमधुनानन्दात्मना निर्वृतम् ॥

સ્વરૂપાનંદરૂપી અમૃતના પૂરથી ભરેલા પરબ્રહ્મરૂપ સમુદ્રનો મહિમા વચનથી કહી શકાતો નથી અને મનથી ધારી શકાતો નથી કે જે મહિમાના અંશના અંશ અને તેના પણ અંશમાં, સમુદ્રમાં પડેલા વૃષ્ટિના કરાની પેઠે લીન થઈ ગએલું મારૂં મન હમણાં આનંદરૂપે નિર્વાણ પામેલું છે.

क्व गतं केन वा नीतं कुत्र लीनमिदं जगत् ।
अधुनैव मया दृष्टं नास्ति किं महदद्भुतम् ॥

આ જગત્ કયાં ગયું હતું, કયાં લીન થયું હતું અને તેને કોણ લઈ ગયું હતું. આ તો હમણાંજ મારા જોવામાં આવ્યું આ મોટું અદ્ભુત નહીં કે?

किं हेयं किमुपादेयं किमन्यत्किं विलक्षणम् ।
अखण्डानन्दपीयूषपूर्णे ब्रह्ममहार्णवे ॥

અખંડ આનંદરૂપી અમૃતથી ભરેલા બ્રહ્મરૂપી મહાસાગરમાં શું લેવું, શું છોડી દેવું, શું ભિન્ન છે અને શું વિલક્ષણ છે? કાંઈ પણ નહીં.

न किंचिदत्र पश्यामि न शृणोमि न वेद्म्यहम् ।
स्वात्मनैव सदानन्दरूपेणास्मि विलक्षणः ॥

આ સ્થિતિમાં હું કાંઈ દેખતો નથી, સાંભળતો નથી અને જાણતો પણ નથી. હું તો સદાનંદમય પોતાના સ્વરૂપને લીધે સહુથી ન્યારો છું.

नमो नमस्ते गुरवे महात्मने विमुक्तसङ्गाय सदुत्तमाय ।
नित्याद्वयानन्दरसस्वरूपिणे भूम्ने सदापारदयाम्बुधाम्ने ॥

આપ ગુરુ કે જે મહાત્મા, સંગથી રહિત, સત્પુરૂષોમાં ઉત્તમ, નિત્ય તથા અદ્વિતીય આનંદ રસ સ્વરૂપ, વ્યાપક અને સર્વદા અપાર દયાના સમુદ્રરૂપ છો તેમને પ્રણામ કરૂં છું.

यत्कटाक्षशशिसान्द्रचन्द्रिकापातधूतभवतापजश्रमः ।
प्राप्तवानहमखण्डवैभवानन्दमात्मपदमक्षयं क्षणात् ॥

જેમના કટાક્ષરૂપી ચંદ્રમાની ધાટી કિરણો પડવાથી હું સંસારરૂપી તાપથી થએલા પરિશ્રમથી મુક્ત થઈ આનંદરૂપ અને અખંડ વૈભવવાળા આત્મપદને પામ્યો છું તે આપને પ્રણામ કરૂંછું.

धन्योऽहं कृतकृत्योऽहं विमुक्तोऽहं भवग्रहात् ।
नित्यानन्दस्वरूपोऽहं पूर्णोऽहं तदनुग्रहात् ॥

હું આપના અનુગ્રહથી ભાગ્યશાળી થયો છું, કૃતાર્થ થયો છું, સંસારરૂપી ઝુડથી મુક્ત થયો છું, નિત્ય આનંદરૂપ થયો છું અને પૂર્ણ થયો છું.

असङ्गोऽहमनङ्गोऽहमलिङ्गोऽहमभङ्गुरः ।
प्रशान्तोऽहमनन्तोऽहममलोऽहं चिरंतनः ॥

હું અસંગ છું, અંગ રહિત છું, લિંગશરીરથી રહિત છું, શાંત છું, અનંત છું, નિર્મળ છું અને સનાતન છું.

अकर्ताहमभोक्ताहमविकारोऽहमक्रियः ।
शुद्धबोधस्वरूपोऽहं केवलोऽहं सदाशिवः ॥

હું અકર્ત્તા છું, અભોક્તા છું નિર્વિકાર છું, ક્રિયા રહિત છું, શુદ્ધબોધરૂપ છું, કેવળ છું અને સદા મંગળરૂપ છું.

द्रष्टुः श्रोतुर्वक्तुः कर्तुर्भोक्तुर्विभिन्न एवाहम् ।
नित्यनिरन्तरनिष्क्रियनिःसीमासङ्गपूर्णबोधात्मा ॥

હું જોનારથી, સાંભળનારથી, કરનારથી અને ભોગવનારથી નોખોજ છું. હું તો નિત્ય, નિરંતર, ક્રિયા રહિત, અવધિ રહિત અને સંગ રહિત પૂર્ણ બોધરૂપ છું.

नाहमिदं नाहमदोऽप्युभयोरवभासकं परं शुद्धम् ।
बाह्याभ्यंतरशून्यं पूर्णब्रह्माद्वितीयमेवाहम् ॥

હું દ્રષ્ટા નથી અને દૃશ્ય પણ નથી. હું તો એ બન્નેનો પ્રકાશ આપનાર, પર, શુદ્ધ, બહાર તથા અંદરના ભેદથી રહિત પૂર્ણ અને અદ્વિતીય બ્રહ્મજ છું.

निरुपममनादितत्त्वं त्वमहमिदमद इति कल्पनादूरम् ।
नित्यानन्दैकरसं सत्यं ब्रह्माद्वितीयमेवाहम् ॥

ઉપમા રહિત, અનાદિ, તત્વરૂપ, 'તું હું આ અને તે' એ કલ્પનાઓથી દૂર, નિત્ય આનંદથી એકરસ, સત્ય અને અદ્વિતીય જે બ્રહ્મ છે તેજ હું છું.

**नारायणोऽहं नरकान्तकोऽहं पुरान्तकोऽहं पुरुषोऽहमीशः ।**
**अखण्डबोधोऽहमशेषसाक्षी निरीश्वरोऽहं निरहं च निर्ममः ॥**

નરકાસુરને મારનાર નારાયણ હું છું, ત્રિપુરાસુરને મારનાર સદાશિવ હું છું, ઇશ્વર હું છું, અખંડ બોધરૂપ છું, સર્વેનો સાક્ષી છું, નિયંતા રહિત છું, અહંતા રહિત છું અને મમતા રહિત છું.

**सर्वेषु भूतेष्वहमेव संस्थितो ज्ञानात्मनान्तर्बहिराश्रयः सन् ।**
**भोक्ता च भोग्यं स्वयमेव सर्वं यद्यत्पृथग्दृष्टमिदन्तया पुरा ॥**

સર્વ પદાર્થોમાં અંદર અને બહાર જ્ઞાનરૂપે હુંજ રહેલો છું. ભોક્તા, ભોગ્ય અને પ્રથમ જે જે કાંઈ 'આ છે' એમ જોવામાં આવતું હતું તે સઘળું હું પોતેજ છું.

**मय्यखण्डसुखाम्भोधौ बहुधा विश्ववीचयः ।**
**उत्पद्यन्ते विलीयन्ते मायामारुतविभ्रमात् ॥**

હું કે જે અનંત સુખના સમુદ્રરૂપ છું તેમાં માયારૂપી પવનના વિભ્રમને લીધે અનેક પ્રકારના જગતરૂપ ઘણા ઘણા તરંગો થાયછે અને લીન થાયછે.

**स्थूलादिभावा मयि कल्पिता भ्रमादारोपिता नु स्फुरणेन लोकैः ।**
**काले यथा कल्पकवत्सरायनर्त्वादयो निष्कलनिर्विकल्पे ॥**

જેમ કાળ અંશ વગરનો છતાં પણ તેમાં લોકોએ કલ્પ, વર્ષ, અયન અને ઋતુ વગેરે અંશો આરોપેલા છે તેમ હું કે જે

અંશ વગરનો નિર્વિકલ્પ છું તેમાં લોકોએ સ્થૂળ શરીર પદાર્થો આદિ ભ્રાંતિથી આરોપેલા છે કે જેઓ સ્ફુરયા કરેછે.

**आरोपितं नाश्रयदूषकं भवेत्कदापि मूढैरतिदोषदूषितैः ।**
**नार्द्रीकरोत्यूषरभूमिभागं मरीचिकावारिमहाप्रवाहः ॥**

અત્યંત દોષથી દૂષિત થએલા મૂઢ લોકોએ આરોપેલો પદાર્થ પોતાના અધિષ્ઠાનને દૂષિત કરનાર હોતો નથી. ઝાંઝવાનાં પાણીનો મોટો પ્રવાહ ખારી ધરતીના ભાગને ભીંજવેજ નહીં.

**आकाशवल्लेपविदूरगोऽहमादित्यवद्भास्यविलक्षणोऽहम् ।**
**अहार्यवन्नित्यविनिश्चलोऽहमम्भोधिवत्पारविवर्जितोऽहम् ॥**

હું આકાશની પેઠે સઘળા લેપોથી રહિત છું, સૂર્યની પેઠે ભાસ્ય (પ્રકાશ્ય) પદાર્થોથી ન્યારો છું, પહાડની પેઠે સર્વદા નિશ્ચળ છું અને સમુદ્રની પેઠે અપાર છું.

**न मे देहेन सम्बन्धो मेघेनेव विहायसः ।**
**अतः कुतो मे तद्धर्मा जाग्रत्स्वप्नसुषुप्तयः ॥**

જેમ આકાશને વાદળાંની સાથે સંબંધ નથી તેમ મને દેહની સાથે સંબંધ નથી ત્યારે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિરૂપ તેના ધર્મોથી સંબંધ તો ક્યાંથીજ હોય.

**उपाधिरायाति स एव गच्छति स एव कर्माणि करोति भुङ्क्ते ।**
**स एव जीर्यन्म्रियते सदाहं कुलाद्रिवन्निश्चल एव संस्थितः ॥**

જે ઉપાધિ છે તેજ આવેછે, જાયછે, કર્મો કરેછે. કર્મોને ભોગવેછે અને જીર્ણ થઇને મરી જાયછે. હું તો સર્વદા કુલાચલની પેઠે નિશ્ચળજ રહુંછું.

न मे प्रवृत्तिर्न च मे निवृत्तिः सदैकरूपस्य निरंशकस्य ।
एकात्मको यो निबिडो निरंतरो व्योमेव पूर्णः स कथं नु चेष्टते ॥

હું કે જે અંશ રહિત અને સર્વદા એકરૂપ છું તેને પ્રવૃત્તિ નથી અને નિવૃત્તિ પણ નથી. જે એકરૂપ, ઘાટો, અંતર રહિત અને આકાશની પેઠે પૂર્ણ છે તેને ક્રિયા કરવી કેમજ ઘટે.

पुण्यानि पापानि निरिंद्रियस्य निश्चेतसो निर्विकृतेर्निराकृतेः ।
कुतो ममाखण्डसुखानुभूतेर्ब्रूते ह्यनन्वागतमित्यपि श्रुतिः ॥

હું કે જે ઇંદ્રિયો રહિત, ચિત્ત રહિત, નિર્વિકાર અને અખંડ સુખના અનુભવરૂપ છું તેને પુણ્ય અને પાપનો સંબંધ કેમજ ઘટે? નજ ઘટે 'अनन्वावतं' એ શ્રુતિ પણ એમજ કેહેછે.

छायया स्पृष्टमुष्णं वा शीतं वा सुष्ठु दुष्टु वा ।
न स्पृशत्येव यत्किंचित्पुरुषं तद्विलक्षणम् ॥

છાયાએ સ્પર્શ કરેલી ઉની, ટાઢી, સારી અથવા ખરાબ વસ્તુ પુરૂષ કે જે છાયાથી વિલક્ષણ છે તેનો જરા પણ સ્પર્શ કરતી નથી.

न साक्षिणं साक्ष्यधर्माः संस्पृशन्ति विलक्षणम् ॥
अविकारमुदासीनं गृहधर्माः प्रदीपवत् ॥

જેમ ઘરના ધર્મો દિવાને સ્પર્શ કરતા નથી તેમ સાક્ષી કે જે નોખો, નિર્વિકાર અને ઉદાસીન છે તેને સાક્ષ્ય પદાર્થોને ધર્મો સ્પર્શ કરતા નથી.

रवेर्यथा कर्मणि साक्षिभावो वह्नेर्यथा दाहनियामकत्वम् ।
रज्जोर्यथारोपितवस्तुसङ्गस्तथैव कूटस्थचिदात्मनो मे ॥

હું કે જે કૂટસ્થ ચૈતન્યરૂપ છું તેનું સાક્ષીપણું જેવું કર્મમાં સૂર્યનું સાક્ષીપણું છે તેવું છે, નિયામકપણું જેવું અગ્નિનું દાહમાં નિયામકપણું છે તેવું છે, આરોપિત વસ્તુઓનો સંગ જેવો રજ્જુને સર્પઆદિ આરોપેલી વસ્તુઓનો સંગ છે તેવો છે.

कर्तापि वा कारयितापि नाहं भोक्तापि वा भोजयितापि नाहम् ।
द्रष्टापि वा दर्शयितापि नाहं सोऽहं स्वयंज्योतिरनीदृगात्मा ॥

હું કરનાર કે કરાવનાર, ભોગવનાર કે ભોગવાવનાર, અને જોનાર કે જોવરાવનાર નથી. હું તો સ્વયંપ્રકાશ છું અને મન વચનથી નિરૂપણ કરવાને અશક્ય છું.

चलत्युपाधौ प्रतिबिम्बलौल्यमौपाधिकं मूढधियो नयन्ति ।
स्वबिम्बभूतं रविवद्विनिष्क्रियं कर्तास्मि भोक्तास्मि हतोऽस्मि हेति

ઉપાધિનું ચલન થતાં તે ઉપાધિના સંબંધથી જણાતી પ્રતિબિંબની ચપળતાને મૂઢ બુદ્ધિવાળા પુરૂષો 'હું કર્ત્તા છું, ભોક્તા છું અને હાય હાય માર્યો ગયો છું' એવી રીતે, બિંબભૂત આત્મસ્વરૂપ કે જે સૂર્યની પેઠે છે અને ક્રિયારહિત છે તેમાં માની લે છે.

जले वापि स्थले वापि लुठत्वेष जडात्मकः ।
नाहं विलिप्ये तद्धर्मैर्घटधर्मैर्नभो यथा ॥

આ જડ પદાર્થમય દેહ સ્થળમાં કે જળમાં ભલે લોટે પણ જેમ ઘટના ધર્મોથી આકાશ લેપાતું નથી તેમ તે દેહના ધર્મોથી હું લેપાતો નથી.

कर्तृत्वभोक्तृत्वखलत्वमत्तताजडत्वबद्धत्वविमुक्ततादयः ।
बुद्धेर्विकल्पा न तु सन्ति वस्तुतः स्वस्मिन्परे ब्रह्मणि केवलेऽद्वये॥

કર્ત્તાપણું, ભોક્તાપણું, ખલપણું, મત્તપણું, બદ્ધપણું, અને મુક્તપણું ઇત્યાદિ વિકલ્પો બુદ્ધિનાજ છે એટલે તેઓ આત્મસ્વરૂપ કે જે કેવળ, અદ્વિતીય પરબ્રહ્મ છે તેમાં વાસ્તવિક રીતે નથી.

**सन्तु विकाराः प्रकृतेर्दशधा शतधा सहस्रधावापि ।**
**किं मेऽसङ्गचितस्तैर्न घनः क्वचिदंबरं स्पृशति ॥**

પ્રકૃતિના, દશ સૈકડો અથવા હજારો વિકાર ભલે હોય પણ તેઓથી, હું કે જે અસંગ ચૈતન્યરૂપ છું તેને શો સંબંધ છે? કશો નથી. વાદળાં આકાશનો કદીપણ સ્પર્શ કરેજ નહીં.

**अव्यक्तादि स्थूलपर्यन्तमेतद्विश्वं यत्राभासमात्रं प्रतीतम् ।**
**व्योमप्रख्यं सूक्ष्ममाद्यन्तहीनं ब्रह्माद्वैतं यत्तदेवाहमस्मि॥**

આકાશસમાન, સૂક્ષ્મ, આદિ તથા અંતથી રહિત અને અદ્વિતીય બ્રહ્મ કે જેમાં અવ્યક્તથી સ્થૂલ પર્યંત આ સઘળું જગત્ આભાસ માત્ર પ્રતીત થાયછે તે બ્રહ્મ હુંજ છું.

**सर्वाधारं सर्ववस्तुप्रकाशं सर्वाकारं सर्वगं सर्वशून्यम् ।**
**नित्यं शुद्धं निश्चलं निर्विकल्पं ब्रह्माद्वैतं यत्तदेवाहमस्मि॥**

સર્વના આધારરૂપ, સઘળી વસ્તુઓનો પ્રકાશ કરનાર, સઘળારૂપ, સર્વમાં વ્યાપક, સર્વથી રહિત, નિત્ય, શુદ્ધ, નિશ્ચળ, નિર્વિકલ્પ અને અદ્વિતીય જે બ્રહ્મ છે તેજ હું છું.

**यत्प्रत्यस्ताशेषमायाविशेषं प्रत्यग्रूपं प्रत्ययागम्यमानम् ।**
**सत्यज्ञानानन्तमानन्दरूपं ब्रह्माद्वैतं यत्तदेवाहमस्मि ॥**

પ્રત્યેકરૂપ, ઇંદ્રિયોથી જણાય નહીં એવું સચ્ચિદાનંદરૂપ, અ-

નંત, અદ્વિતીય અને જેમાં માયા સંબંધી કોઈ પણ ભેદ નથી એવું જે પરબ્રહ્મ છે તેજ હું છું.

**निष्क्रियोऽस्म्यविकारोऽस्मि निष्कलोऽस्मि निराकृतिः।**
**निर्विकल्पोऽस्मि नित्योऽस्मि निरालम्बोऽस्मि निर्द्वयः॥**

હું ક્રિયારહિત, વિકારરહિત, અંશરહિત, આકારરહિત, વિકલ્પરહિત, નિત્ય, આલંબનરહિત અને દ્વૈતરહિત છું.

**सर्वात्मकोऽहं सर्वोऽहं सर्वातीतोऽहमद्वयः ।**
**केवलाखण्डबोधोऽहमानन्दोऽहं निरन्तरम् ॥**

હું સર્વાત્મક છું, સર્વરૂપ છું, સર્વથી અલગો છું, અદ્વિતીય છું, કેવળ અખંડ બોધરૂપ છું, અને નિરંતર આનંદરૂપ છું.

**स्वाराज्यसाम्राज्यविभूतिरेषा भवत्कृपा श्रीमहिमप्रसादात् ।**
**प्राप्ता मया श्रीगुरवे महात्मने नमो नमस्तेऽस्तु पुनर्नमोऽस्तु ॥**

આપ મહાત્મા ગુરુ કે જેમની કૃપાના ઉત્તમ મહિમાના પ્રસાદથી હું આ બ્રહ્માનંદરૂપી ચક્રવર્ત્તિપણાની વિભૂતિને પ્રાપ્ત થયો છું તે આપને વારંવાર પ્રણામ કરૂંછું.

**महास्वप्ने मायाकृतजनिजरामृत्युगहने**
**भ्रमन्तं क्लिश्यन्तं बहुलतरतापैरनुदिनम् ।**
**अहंकारव्याघ्रव्यथितमिममत्यन्तकृपया**
**प्रबोध्य प्रस्वापात्परमवितवान्मामसि गुरो ॥**

હે ગુરુ! હું કે જે મોટા સ્વપ્નમાં માયાએ કરેલાં જન્મ જરા અને મૃત્યુરૂપ વનમાં ભમતો હતો, દિવસે દિવસે ઘણા ઘણા તા-

પોથી ક્લેશ પામતો હતો અને અહંકારરૂપી વાઘથી પીડાતો હતો તેને અત્યંત કૃપાથી અસ્વપ્નમાંથી જગાડીને આપે બચાવ્યો છે.

**नमस्तस्मै सदैकस्मै कस्मैचिन्महसे नमः ।**
**यदेतद्विश्वरूपेण राजते गुरु राजते ॥**

હે ગુરુરાજ! મન કે વચન આદિથી જાણી શકાય નહીં એવા અને એક રૂપે રહેલા આપના જ્યોતિઃસ્વરૂપને પ્રણામ કરૂંછું કે જે જ્યોતિઃસ્વરૂપ આ જગતરૂપે ભાસેછે.

**इति नतमवलोक्य शिष्यवर्यं समधिगतात्मसुखं प्रबुद्धतत्त्वम् ।**
**प्रमुदितहृदयः स देशिकेन्द्रः पुनरिदमाह वचः परं महात्मा ॥**

એપ્રમાણે જેને આત્મસુખ પ્રાપ્ત થયું હતું અને તત્વ જેના જાણવામાં આવ્યું હતું એવા તે ઉત્તમ શિષ્યને પ્રણામ કરતો જોઈ હૃદયમાં રાજી થએલા એ મહાત્મા સદ્ગુરુએ તેને ફરીવાર નીચેપ્રમાણે ઉત્તમ વચન કહ્યાં.

**ब्रह्मप्रत्ययसन्ततिर्जगदतो ब्रह्मैव सत्सर्वतः**
**पश्याध्यात्मदृशा प्रशान्तमनसा सर्वास्ववस्थास्वपि ।**
**रूपादन्यदवेक्षितं किमभितश्चक्षुष्मतां दृश्यते**
**तद्वद्ब्रह्मविदः सतः किमपरं बुद्धेर्विहारास्पदम् ॥**

આ જે જગત છે તે બ્રહ્મની પ્રતીતિનોજ પ્રવાહ છે એટલામાટે મનને શાંત રાખી જ્ઞાન દૃષ્ટિથી સર્વ સ્થળમાં અને સઘળી અવસ્થાઓમાં બ્રહ્મજ છે, બ્રહ્મવિના બીજું કાંઈ નથી એમ અવલોકન કર્યા કરજે. જેમ નેત્રવાળા પુરૂષોને ચારેકોર જે દેખવામાં આવેછે તે રૂપવિના બીજું કશું નથી. તેમ બ્રહ્મવેત્તાને બુદ્ધિના વિહારનું સ્થાનક બ્રહ્મવિના બીજુ કશું નથી.

कस्त्वां परानन्दरसानुभूतिमुत्सृज्य शून्येषु रमेत विद्वान् ।
चन्द्रे महाह्लादिनि दीप्यमाने चित्रेन्दुमालोकयितुं क इच्छेत् ॥

કયો વિદ્વાન્ એ પરમ આનંદ રસના અનુભવને છોડીને શૂન્ય પદાર્થોમાં રમણ કરે. અત્યંત સુખ આપનારો ચંદ્ર પ્રકાશમાન છતાં ચિત્રમાં ચિત્રેલ ચંદ્રને જોવાની કોને ઇચ્છા થાય.

असत्पदार्थानुभवेन किंचिन्न ह्यस्ति तृप्तिर्न च दुःखहानिः ।
तदद्वयानन्दरसानुभूत्या तृप्तः सुखं तिष्ठ सदात्मनिष्ठया ॥

મિથ્યા પદાર્થોના અનુભવથી કાંઈ તૃપ્તિ મળતી નથી કે દુઃખની હાનિ પણ થતી નથી. એટલામાટે તું અદ્વિતીય આનંદરસના અનુભવથી તૃપ્ત થઇને સર્વદા આત્મનિષ્ઠામાંજ રહે.

स्वमेव सर्वथा पश्यन्मन्यमानः स्वमद्वयम् ।
स्वानन्दमनुभुञ्जानः कालं नय महामते ॥

હે મોટી બુદ્ધિવાળા! તું સર્વસ્થળમાં પોતાનેજ જોતાં, પોતાને ભોગવતાં અદ્વિતીય માનતાં અને સ્વરૂપના આનંદમાં કાળક્ષેપ કર.

अखण्डबोधात्मनि निर्विकल्पे विकल्पनं व्योम्नि पुरप्रकल्पनम् ।
तदद्वयानन्दमयात्मना सदा शान्तिं परामेत्य भजस्व मौनम् ॥

અખંડ બોધરૂપ અને નિર્વિકલ્પ આત્મામાં ભેદ કલ્પવા એ આકાશમાં નગરની કલ્પના કર્યા જેવું છે એટલામાટે તું સર્વદા આનંદમયરૂપે પરમશાંતિ પામીને મૌન ધર.

तूष्णीमवस्थापरमोपशान्तिर्बुद्धेरसत्कल्पविकल्पहेतोः ।
ब्रह्मात्मना ब्रह्मविदो महात्मनो यत्राद्वयानन्दसुखं निरन्तरम् ॥

મિથ્યા પદાર્થોના સંકલ્પ વિકલ્પ થવાના કારણરૂપ બુદ્ધિની જે પરમ ઉપશાંતિ થાય તે મૌન કેહેવાય છે કે જે મૌન પ્રાપ્ત થતાં બ્રહ્મરૂપે બ્રહ્મને જાણનારા મહાત્માને નિરંતર આનંદ ભરેલું સુખ રહેછે.

**नास्ति निर्वासनान्मौनात्परं सुखकृदुत्तमम् ।**
**विज्ञातात्मस्वरूपस्य स्वानन्दरसपायिनः ॥**

આત્મસ્વરૂપને જાણનારા અને સર્વદા આનંદરસને પીનારા પુરૂષને વાસના વગરના મૌન કરતાં વધારે સુખ આપે એવો બીજો કોઇ ઉત્તમ પદાર્થ નથી.

**गच्छंस्तिष्ठन्नुपविशञ्शयानो वान्यथापिवा ।**
**यथेच्छया वसेद्विद्वानात्मारामः सदा मुनिः ॥**

આત્મારામ અને સદા મૌન રાખનારો વિદ્વાન્ પોતાની ઇચ્છાપ્રમાણે રહેછે, ચાલે છે, ઉભો રેહેછે, બેસે છે, સુવે છે અને બીજી ક્રીયાઓ કરેછે.

**न देशकालासनदिग्यमादिलक्ष्याद्यपेक्षाऽप्रतिबद्धवृत्तेः ।**
**संसिद्धतत्त्वस्य महात्मनोऽस्ति स्ववेदने का नियमाद्यवस्था ॥**

પ્રતિબંધ વગરની વૃત્તિવાળા અને જેને તત્વ પ્રાપ્ત થયું છે એવા મહાત્માને દેશ, કાળ, આસન, દિશા અને યમ નિયમ આદિ સાધનોની અપેક્ષા નથી, પોતાના સ્વરૂપને જાણવામાં નિયમ આદિની શી જરૂર હોય.

**घटोऽयमिति विज्ञातुं नियमः कोन्ववेक्ष्यते ।**
**विनाप्रमाणसुष्ठुत्वं यस्मिन्सति पदार्थधीः ॥**

अयमात्मा नित्यसिद्धः प्रमाणे सति भासते ।
न देशं नापि वा कालं न शुद्धिं वाप्यपेक्षते ॥

જેમ 'આ ઘડો છે' એમ જાણવામાં રૂપ જાણનારી ચક્ષુની ચોખ્ખાઈ વિના બીજા કોઈ નિયમની જરૂર નથી તેમ આત્માને જાણવામાં બુદ્ધિની શુદ્ધતા વિના દેશ, કાળ કે શરીર શુદ્ધિ આદિની કશી જરૂર નથી. બુદ્ધિ શુદ્ધ હોય તો આ નિત્યશુદ્ધ આત્મા પોતાની મેળેજ ભાસે છે.

देवदत्तोऽहमित्येतद्विज्ञानं निरपेक्षकम् ।
तद्वद्ब्रह्मविदोऽप्यस्य ब्रह्माहमिति वेदनम् ॥

જેમ 'હું દેવદત્ત છું' એમ જાણવામાં બીજા કોઇની અપેક્ષા નથી તેમ 'હું બ્રહ્મ છું' એમ જાણવામાં બ્રહ્મવેત્તાને પણ બીજા કોઇની અપેક્ષા નથી.

भानुनेव जगत्सर्वं भासते यस्य तेजसा ।
अनात्मकमसत्तुच्छं किं नु तस्यावभासकम् ॥

સૂર્ય જેવા જેના તેજથી સઘળું જગત્ પ્રકાશે છે તેનો પ્રકાશ જડ, મિથ્યા અને તુચ્છ પદાર્થોથી થાય કે? નજ થાય.

वेदशास्त्रपुराणानि भूतानि सकलान्यपि ।
येनार्थवन्ति तं किं नु विज्ञातारं प्रकाशयेत् ॥

વેદ, શાસ્ત્ર, પુરાણો અને સઘળા પદાર્થો પણ જેના પ્રકાશથી પ્રકાશે છે તે જ્ઞાતા પદાર્થનો પ્રકાશ બીજા કયા પદાર્થથી થાય.

एष स्वयंज्योतिरनन्तशक्तिरात्माप्रमेयः सकलानुभूतिः ।
यमेव विज्ञाय विमुक्तबन्धो जयत्ययं ब्रह्मविदुत्तमोत्तमः ॥

એ આત્મા સ્વયંપ્રકાશ છે, અનંત શક્તિવાળો છે, પ્રમાણુથી અગમ્ય છે અને સર્વનો અનુભવ કરનાર છે કે જેને જાણીને બંધમાંથી છુટેલો સર્વોત્તમ બ્રહ્મવેત્તા ભારે જય મેળવે છે.

न खिद्यते नो विषयैः प्रमोदते न सज्जते नापि विरज्यते च।
स्वस्मिन्सदा क्रीडति नन्दति स्वयं निरन्तरानन्दरसेन तृप्तः ॥

અખંડ આનંદરસથી તૃપ્ત થએલો બ્રહ્મવેત્તા ખેદ પામતો નથી, વિષયોથી રાજી થતો નથી, વિષયોથી કંટાળતો નથી અને પોતે પોતાના સ્વરૂપમાંજ સર્વદા ક્રીડા કરેછે.

क्षुधां देहव्यथां त्यक्त्वा बालः क्रीडति वस्तुनि ।
तथैव विद्वान् रमते निर्ममो निरहं सुखी ॥

જેમ બાલક ભૂખને અને દેહની પીડાને ભુલી જઈને રમકડાંથી રમે છે તેમ અહંતા મમતા રહિત સુખ પામેલો વિદ્વાન્ પણ સઘળું ભુલી જઈને આત્માથી રમે છે.

चिन्ताशून्यमदैन्यभैक्षमशनं पानं सरिद्वारिषु
स्वातंत्र्येण निरंकुशा स्थितिरभीर्निद्रा श्मशाने वने ।
वस्त्रं क्षालनशोषणादिरहितं दिग्वास्तु शय्या मही
संचारो निगमान्तवीथिषु विदां क्रीडा परे ब्रह्मणि ॥

બ્રહ્મવેત્તાઓ ચિંતા તથા દીનતા વગર મળેલા ભિક્ષાના અન્નને જમે છે, નદીઓનાં પાણી પીએ છે, સ્વતંત્રપણાને લીધે નિરંકુશ રહેછે, સ્મશાનમાં કે વનમાં નિર્ભયપણે સુવે છે, જેઓમાં ધોવાની કે સુકવવા વગેરેની પીડા નથી એવાં દિશારૂપ વસ્ત્રો પહેરેછે, ઘરની પેઠે ધરતીપર સુવે છે, વેદાંતના માર્ગોમાં ફરેછે અને પરબ્રહ્મમાં ક્રીડા કરેછે.

विमानमालम्ब्य शरीरमेतद्भुनक्त्यशेषान्विषयानुपस्थितान् ।
परेच्छया बालवदात्मवेत्ता योऽव्यक्तलिङ्गोऽननुषक्तबाह्यः ॥

જેનાં વર્ણ આશ્રમ આદિ ચિન્હો જણાતાં નથી એવો બાહ્યપદાર્થોની લાગણી વગરનો બ્રહ્મવેત્તા આ શરીરરૂપ વિમાનમાં રહીને પારકી ઈચ્છાથી આવેલા સઘળા વિષયોને બાલકની પેઠે ભોગવે છે.

दिगम्बरो वापि च साम्बरो वा त्वगंबरो वापि चिदम्बरस्थः।
उन्मत्तवद्वापि च बालवद्वा पिशाचवद्वापि चरत्यवन्याम् ॥

ચૈતન્યરૂપી આકાશમાં રહેલો બ્રહ્મવેત્તા પૃથ્વીમાં નાગો ફરે, વસ્ત્ર પેહેરીને ફરે, વલ્કલ પેહેરીને ફરે અને ઉન્મત્તની પેઠે, બાલકની પેઠે, કે પિશાચની પેઠે પણ ફરે.

कामान्निष्कामरूपी संश्चरत्येकचरो मुनिः ।
स्वात्मनैव सदा तुष्टः स्वयं सर्वात्मना स्थितः ॥

એકલો ફરનાર, સર્વદા પોતાના સ્વરૂપથીજ તૃપ્ત રેહેતો અને પોતેજ સર્વરૂપે રહેલો બ્રહ્મવેત્તા નિષ્કામપણાથી વિષયોને ભોગવે છે.

क्वचिन्मूढो विद्वान्क्वचिदपि महाराजविभवः
क्वचिद्भ्रान्तः सौम्यः क्वचिदजगराचारकलितः ।
क्वचित्पात्रीभूतः क्वचिदवमतः क्वाप्यविदित-
श्चरत्येवं प्राज्ञः सततपरमानन्दसुखितः ॥

નિરંતર પરમ આનંદથી સુખ પામેલો બ્રહ્મવેત્તા કોઈ ઠેકાણે વિદ્વાન્ થઇને, કોઈ ઠેકાણે મૂઢ થઇને, કોઈ ઠેકાણે મોટા

રાજાના વૈભવવાળો થઇને, કોઇ ઠેકાણે ભટકતો થઇને, કોઈ ઠેકાણે સારો માણુસ થઇને, કોઈ ઠેકાણે અજગર જેવી રીત રાખીને, કોઈ ઠેકાણે પાત્રરૂપ થઇને, કોઈ ઠેકાણે અપમાન પામીને અને કોઈ ઠેકાણે જાણુવામાંજ ન આવે એવી રીતે વિચરે છે.

**निर्धनोऽपि सदा तुष्टोऽप्यसहायो महाबलः ।**
**नित्यतृप्तोऽप्यभुञ्जानोऽप्यसमः समदर्शनः ॥**
**अपि कुर्वन्नकुर्वाणश्चाभोक्ता फलभोग्यपि ।**
**शरीर्यप्यशरीर्येष परिच्छिन्नोऽपि सर्वगः ॥**

બ્રહ્મવેત્તા નિર્ધન છતાં પણ સર્વદા સંતુષ્ટ રેહેછે, સહાય વગર પણ મોટા બળવાળો હોયછે, ભોગ ભોગવ્યા વગર પણ નિરંતર તૃપ્ત રેહેછે, વિલક્ષણ છતાં પણ સમદૃષ્ટિવાળો હોય છે, કરતાં છતાં પણ કરતો નથી, ફળોને ભોગવતાં છતાં પણ ભોગવતો નથી, દેહધારી છતાં પણ દેહવગરનો છે અને પરિચ્છિન્ન છતાં પણ વ્યાપક છે.

**अशरीरं सदा सन्तमिमं ब्रह्मविदं क्वचित् ।**
**प्रियाप्रिये न स्पृशतस्तथैव च शुभाशुभे ॥**

સર્વદા શરીરના અભિમાન વગર રેહેનારા બ્રહ્મવેત્તાને કદી પણ પ્રિય, અપ્રિય, સુખ કે દુઃખ સ્પર્શ કરતાં નથી.

**स्थूलादिसम्बन्धवतोऽभिमानिनः सुखं च दुःखं च शुभाशुभे च ।**
**विध्वस्तबन्धस्य सदात्मनो मुनेः कुतः शुभं वाप्यशुभं फलं वा ॥**

અભિમાનનેલીધે સ્થૂળ શરીર આદિના સંબંધવાળા પુરૂષનેજ સુખ, દુઃખ, શુભ અને અશુભ પ્રાપ્ત થાય પણ જેણે અભિમાનનેજ તોડી નાખ્યું હોય છે એવા બ્રહ્મરૂપ મુનિને શુભ કે અશુભ ફળ થવું કેમજ સંભવે.

तमसा ग्रस्तवज्ज्ञानादग्रस्तोऽपि रविर्जनैः ।
ग्रस्त इत्युच्यते भ्रान्त्या ह्यज्ञात्वा वस्तुलक्षणम् ॥
तद्वद्देहादिबन्धेभ्यो विमुक्तं ब्रह्मवित्तमम् ।
पश्यन्ति देहवन्मूढाः शरीराभासदर्शनात् ॥

સૂર્ય રાહુએ નહીં ગળેલો છતાં પણ જેઓને સૂર્યની સ્થિતિની ખબર નથી એવા લોકો ભ્રાંતિથી રાહુએ ગળેલા જેવો જણાવાને-લીધે તેને ગ્રહેવાએલો કેહેછે તેમજ ઉત્તમ બ્રહ્મવેત્તા પુરૂષ દેહાદિક બંધનોથી મુક્ત છતાં પણ જેઓને તેની સ્થિતિની ખબર નથી એવા લોકો શરીરનો આભાસ દેખાવાનેલીધે તેને શરીરવાળો દેખેછે.

अहिर्निर्ल्वयनीं वायं मुक्त्वा देहं तु तिष्ठति ।
इतस्ततश्चाल्यमानो यत्किंचित्प्राणवायुना ॥

જેમ સર્પ કાંચળીને છોડીને રહેછે તેમ બ્રહ્મવેત્તા દેહના અભિમાનને છોડીને રહેછે. એ બ્રહ્મવેત્તાના દેહને પ્રાણવાયુજ થોડો ઘણો આમતેમ ચલાવેછે.

स्रोतसा नीयते दारु यथा निम्नोन्नतस्थलम् ।
दैवेन नीयते देहो यथा कालोपभुक्तिषु ॥

જેમ લાકડાંને પ્રવાહ ઊંચા નીચા સ્થળમાં લઇ જાય છે તેમ બ્રહ્મવેત્તાના દેહને પ્રારબ્ધ તે તે કાળથી પ્રાપ્ત થવાનાં ફળો ભોગવાવવા લઈ જાયછે.

प्रारब्धकर्मपरिकल्पितवासनाभिः
संसारिवच्चरति भुक्तिषु मुक्तदेहः ।

सिद्धः स्वयं वसति साक्षिवदत्र तूष्णीं
चक्रस्य मूलमिव कल्पविकल्पशून्यः ॥

મુક્ત પુરૂષનો દેહ પ્રારબ્ધ કર્મે કલ્પેલી વાસનાઓથી ભોગોમાં સંસારીની પેઠે વિચરે છે પણ તે દેહમાં મુક્તપુરૂષ પૈડાના મૂળની પેઠે સંકલ્પવિકલ્પોથી રહિતપણે સાક્ષીની પેઠે પોતે ચુપ રહેછે.

नैवेन्द्रियाणि विषयेषु नियुङ्क्त एष
नैवापयुङ्क्त उपदर्शनलक्षणस्थः ।
नैव क्रियाफलमपीषदवेक्षते स
सानन्दसान्द्ररसपानसुमत्तचित्तः ॥

સાક્ષીની પેઠે રહેલો અને સ્વરૂપાનંદનો ઘાટો રસ પીવાથી મસ્ત ચિત્તવાળો બ્રહ્મવેત્તા પોતાની ઇંદ્રિયોને વિષયોમાં જોડતો નથી, વિષયોથી ખસેડતો નથી અને કર્મનાં ફલને જરા પણ જોતો નથી.

लक्ष्यालक्ष्यगतिं त्यक्त्वा यस्तिष्ठेत्केवलात्मना ।
शिव एव स्वयं साक्षादयं ब्रह्मविदुत्तमः ॥

સ્થૂળ સૂક્ષ્મ શરીરના અભિમાનને છોડી દઇ જે પુરૂષ કેવળરૂપે રહે તે પુરૂષ પોતેજ સાક્ષાત્ શિવરૂપ છે અને બ્રહ્મવેત્તાઓમાં ઉત્તમ છે એમ સમજવું.

जीवन्नेव सदा मुक्तः कृतार्थो ब्रह्मवित्तमः ।
उपाधिनाशाद् ब्रह्मैव सन्ब्रह्माप्येति निर्द्वयम् ॥

ઉત્તમ બ્રહ્મવેત્તા જીવતા છતાંજ સર્વદા મુક્ત છે અને કૃતાર્થ છે. એ પુરૂષ ઉપાધિનો નાશ થાય ત્યારે બ્રહ્મરૂપેજ અદ્વૈત બ્રહ્મને પ્રાપ્ત થાયછે.

शैलूषो वेषसद्भावाभावयोश्च यथा पुमान् ।
तथैव ब्रह्मविच्छ्रेष्ठः सदा ब्रह्मैव नापरः ॥

જેમ નટ, વેષ પેહેર્યો હોય ત્યારે અને ન પહેર્યો હોય ત્યારે પણ પુરૂષજ છે તેમ બ્રહ્મવેત્તા દેહ હોય ત્યારે અને ન હોય ત્યારે પણ સર્વદા બ્રહ્મરૂપ છે. દેહરૂપ નથીજ.

यत्र क्वापि विशीर्णं सत्पर्णमिव तरोर्वपुः पततात् ।
ब्रह्मीभूतस्य यतेः प्रागेव हि तच्चिदग्निना दग्धम् ॥

બ્રહ્મરૂપ થએલાનું શરીર ઝાડના પાનડાંની પેઠે ચીમાઈ જઇને ગમે ત્યાં પડે તેની કાંઈ તેને ચિંતા હોતી નથી. કારણ કે તે શરીર પ્રથમથી ચૈતન્યરૂપ અગ્નિવડે બાળી નાખેલું હોયછે.

सदात्मनि ब्रह्मणि तिष्ठतो मुनेः पूर्णोऽद्वयानन्दमयात्मना सदा।
न देशकालाद्युचितप्रतीक्षा त्वङ्मांसविट्पिण्डविसर्जनाय ॥

સર્વદા પૂર્ણ, અદ્વય અને આનંદમય સ્વરૂપે સદ્રૂપબ્રહ્મમાં રહેનારા મુનિને ત્વચા, માંસ અને વિષ્ટાના સમૂહરૂપ દેહ છોડવાનેવાસ્તે દેશકાળ આદિ ઉચિત પદાર્થોની અપેક્ષા રહેલી નથી.

देहस्य मोक्षो नो मोक्षो न दण्डस्य कमण्डलोः ।
अविद्याहृदयग्रन्थिमोक्षो मोक्षो यतस्ततः ॥

દેહ છુટી જવો, દંડ છોડી દેવો કે કમંડલ છોડી દેવું એ મોક્ષ નથી; પણ અવિદ્યારૂપ હૃદયની ગાંઠ છુટવી એજ મોક્ષ છે.

कुल्यायामथ नद्यां वा शिवक्षेत्रेऽपि चत्वरे ।
पर्णं पतति चेत्तेन तरोः किं नु शुभाशुभम् ॥

વોકળામાં, નદીમાં, શિવાલયમાં કે ચોવટામાં પાનડું પડી જાય તેથી ઝાડને કાંઈ શુભ કે અશુભ છે? કાંઇ નથી.

**पत्रस्य पुष्पस्य फलस्य नाशवद्देहेन्द्रियप्राणधियां विनाशः ।**
**नैवात्मनः स्वस्य सदात्मकस्यानन्दाकृतेर्वृक्षवदस्ति चैषः ॥**

દેહ, ઇંદ્રિય પ્રાણ અને બુદ્ધિનો, પાનડાં ફુલ અને ફળની પેઠે નાશ થાયછે. એઓની સાથે સચ્ચિદાનંદરૂપ આત્માનો નાશ થતો નથી. આત્મા તો વૃક્ષની પેઠે અવિચળ રેહેછે.

**प्रज्ञानघन इत्यात्मलक्षणं सत्यसूचकम् ।**
**अनूद्यौपाधिकस्यैव कथयन्ति विनाशनम् ॥**

'આત્મા પ્રજ્ઞાનઘન છે' એવી રીતે શ્રુતિઓ આત્માના સત્યપણાને સૂચવનારા લક્ષણનો અનુવાદ કરીને 'ઉપાધિથી પ્રાપ્ત થએલા દેહાદિકના વિનાશનુંજ' નિરૂપણ કરેછે.

**अविनाशी वा अरेऽयमात्मेति श्रुतिरात्मनः ।**
**प्रब्रवीत्यविनाशित्वं विनश्यत्सु विकारिषु ॥**

'अविनाशी वा अरे यमात्मा' એ શ્રુતિ વિકારી પદાર્થોનો નાશ થતાં આત્માના અવિનાશીપણાને ઉપદેશ કરેછે.

**पाषाणवृक्षतृणधान्यकडंकराद्या**
**दग्धा भवन्ति हि मृदेव यथा तथैव ।**
**देहेन्द्रियासुमनआदिसमस्तदृश्यं**
**ज्ञानाग्निदग्धमुपयाति परात्मभावम् ॥**

જેમ પથરા, વૃક્ષ, ખડ, ધાન્ય અને ફોતરાં આદિ પદાર્થો

બળી જાય ત્યારે માટીરૂપજ થાયછે તેમ દેહ, ઇંદ્રિય, પ્રાણ અને મન આદિ સઘળા દૃશ્ય પદાર્થો જ્ઞાનરૂપી અગ્નિથી બળે ત્યારે પરમાત્મારૂપજ થઈ જાયછે.

**विलक्षणं यथा ध्वान्तं लीयते भानुतेजसि ।**
**तथैव सकलं दृश्यं ब्रह्मणि प्रविलीयते ॥**

જેમ અંધારૂં તેજથી વિલક્ષણ છતાં પણ સૂર્યના તેજમાં લય પામેછે તેમ સઘળું દૃશ્ય બ્રહ્મથી વિલક્ષણ છતાં પણ બ્રહ્મમાં લય પામેછે.

**घटे नष्टे यथा व्योम व्योमैव भवति स्फुटम् ।**
**तथैवोपाधिविलये ब्रह्मैव ब्रह्मवित्स्वयम् ॥**

જેમ ઘડો ફુટી જતાં આકાશ સ્ફુટ રીતે આકાશરૂપજ થાયછે તેમ ઉપાધિનો લય થતાં બ્રહ્મવેત્તા પોતે બ્રહ્મરૂપજ થઇ જાયછે.

**क्षीरं क्षीरे यथा क्षिप्तं तैलं तैले जलं जले ।**
**संयुक्तमेकतां याति तथात्मन्यात्मविन्मुनिः ॥**

દુધમાં દુધ, તેલમાં તેલ અને પાણીમાં પાણી જોડાવાથી એકરૂપજ થઇ જાયછે તેમ આત્મવેત્તા મુનિ આત્મામાં જોડાતા એકરૂપજ થઇ જાયછે.

**एवं विदेहकैवल्यं सन्मात्रत्वमखण्डितम् ।**
**ब्रह्मभावं प्रपद्यैष यतिर्नावर्तते पुनः ॥**

એપ્રમાણે અખંડિત સદ્રૂપપણું એજ વિદેહ કૈવલ્ય છે તો એવા બ્રહ્મભાવને પામીને સંન્યાસી પાછો જન્મ-મરણના ફેરામાં આવતો નથી.

सदात्मैकत्वविज्ञानदग्धाविद्यादिवर्ष्मणः ।
अमुष्य ब्रह्मभूतत्वाद्ब्रह्मणः कुत उद्भवः ॥

જીવ અને બ્રહ્મના એકપણાના અનુભવને લીધે એ સન્યાસીના અવિદ્યા આદિ દેહો બળી ગએલા હોવાથી તેને બ્રહ્મપણુંજ પ્રાપ્ત થયું હોયછે માટે બ્રહ્મનો પાછો જન્મ થવો કેમ સંભવે.

मायाक्लृप्तौ बन्धमोक्षौ न स्तः स्वात्मनि वस्तुतः ।
यथा रज्जौ निष्क्रियायां सर्पाभासविनिर्गमौ ॥

જેમ ક્રિયા વગરની રજ્જુમાં સર્પનું આવવું અને નીકળી જવું એ બન્ને નથી તેમ માયાએ કલ્પેલા બંધ અને મોક્ષ એ બન્ને વાસ્તવિક રીતે આત્મામાં છેજ નહીં.

आवृतेः सदसत्त्वाभ्यां वक्तव्ये बन्धमोक्षणे ।
नावृतिर्ब्रह्मणः काचिदन्याभावादनावृतम् ।
यद्यस्त्यद्वैतहानिः स्याद्द्वैतं नो सहते श्रुतिः ॥

આવરણ હોવાથી બંધ અને આવરણ નષ્ટ હોવાથી મોક્ષ કેહેવો જોઇએ પણ બ્રહ્મને કોઈ પ્રકારનું આવરણજ નથી. બ્રહ્મવિના બીજો કોઈ પદાર્થજ નહીં હોવાથી બ્રહ્મ આવરણ રહિતજ છે. જો આવરણ હોય તો અદ્વૈતની હાનિ થાયછે અને શ્રુતિ કોઈ પ્રકારના દ્વૈતને સહન કરતીજ નથી.

बन्धं च मोक्षं च मृषैव मूढा बुद्धेर्गुणं वस्तुनि कल्पयन्ति ।
दृगावृतिं मेघकृतां यथा रवौ यतोऽद्वयासङ्गचिदेतदक्षरम् ॥

જેમ વાદળાંઓએ કરેલા દૃષ્ટિના આવરણને મૂઢ લોકો સૂર્યમાં કલ્પે છે. તેમ બુદ્ધિના બંધ અને મોક્ષરૂપ મિથ્યાગુણોને

મૂઢલોકો બ્રહ્મમાં કલ્પે છે. બ્રહ્મ તો અદ્વૈત, અસંગ, ચૈતન્ય અને અક્ષર છે તેથી તેમાં બંધ કે મોક્ષ છેજ નહીં.

अस्तीति प्रत्ययो यश्च यश्च नास्तीति वस्तुनि ।
बुद्धेरेव गुणावेतौ न तु नित्यस्य वस्तुनः ॥

બ્રહ્મમાં બંધ છે અને બંધ મટ્યો એ બન્ને પ્રતીતિઓ બુદ્ધિનાજ ગુણો છે પણ બ્રહ્મ કે જે નિત્ય વસ્તુરૂપ છે તેના નથી.

अतस्तौ मायया क्लृप्तौ बन्धमोक्षौ नचात्मनि ।
निष्कले निष्क्रिये शान्ते निरवद्ये निरञ्जने ॥
अद्वितीये परे तत्त्वे व्योमवत्कल्पना कुतः ॥

એટલામાટે બંધ અને મોક્ષ માયાએ કલ્પેલા છે. આત્મામાં નથી. આત્મા કે જે અદ્વિતીય, પરમ તત્વરૂપ અને આકાશની પેઠે અંશરહિત, ક્રિયારહિત, શાંત, નિર્દોષ તથા નિરંજન છે તેમાં બંધ કે મોક્ષ કેમજ સંભવે.

न निरोधो न चोत्पत्तिर्न बन्धो न च साधकः ।
मुमुक्षुर्न च वै मुक्त इत्येषा परमार्थता ॥

વાસ્તવિક તો એ છે કે પ્રલય નથી, ઉત્પત્તિ નથી, બંધ નથી, સાધક નથી, મુમુક્ષુ નથી અને મુક્ત પણ નથી.

सकलनिगमचूडास्वान्तसिद्धान्तरूपं
परमिदमतिगुह्यं दर्शितं ते मयाद्य ।
अपगतकलिदोषं कामनिर्मुक्तबुद्धिं
स्वसुतवदसकृत्त्वां भावयित्वा मुमुक्षुम् ॥

હે શિષ્ય! તું કે જે કળિયુગના દોષ વગરનો, કામના વગરની બુદ્ધિવાળો અને મુમુક્ષુ છો તેને એવા ગુણોનેલીધે વારંવાર પોતાના પુત્ર જેવો ગણી હમણાં મેં આ અત્યંત ગુહ્ય પરમતત્વ બતાવ્યું કે જે તત્ત્વ સઘળાં ઉપનિષદોના અંદરના સિદ્ધાંતરૂપ છે.

**इति श्रुत्वा गुरोर्वाक्यं प्रश्रयेण कृतानतिः ।**
**स तेन समनुज्ञातो ययौ निर्मुक्तबन्धनः ॥**

એપ્રમાણે ગુરુનાં વચન સાંભળી સઘળાં બંધનોમાંથી મુક્ત થએલો શિષ્ય પ્રેમપૂર્વક તેમને પ્રણામ કરી તેમની આજ્ઞા લઇને ત્યાંથી ચાલી નીકળ્યો.

**गुरुरेव सदानन्दसिन्धौ निर्मग्नमानसः ।**
**पावयन्वसुधां सर्वां विचचार निरन्तरः ॥**

સર્વદા આનંદરૂપ સમુદ્રમાં ડૂબેલા મનવાળા અખંડ બ્રહ્મરૂપ ગુરુ પણ સઘળી પૃથ્વીને પવિત્ર કરવાસારૂ વિચરવા લાગ્યા.

**इत्याचार्यस्य शिष्यस्य संवादेनात्मलक्षणम् ।**
**निरूपितं मुमुक्षूणां सुखबोधोपपत्तये ॥**

મુમુક્ષુઓને અનાયાસે બોધ પ્રાપ્ત કરવાસારૂ આ પ્રમાણે ગુરુ અને શિષ્યના સંવાદરૂપે આત્માના સ્વરૂપનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

**हितमिदमुपदेशमाद्रियन्तां विहितनिरस्तसमस्तचित्तदोषाः ।**
**भवसुखविरताः प्रशान्तचित्ताः श्रुतिरसिका यतयो मुमुक्षवो ये ॥**

જેઓએ શાસ્ત્રોક્ત કર્મોથી ચિત્તના સઘળા દોષોને ટાળ્યા હોય એવા, સંસારનાં સુખોમાં વૈરાગ્યવાળા, શ્રુતિઓપર પ્રેમવાળા અને મોક્ષની ઇચ્છાવાળા જે સંન્યાસીઓ હોય તેઓ આ હિતકારી ઉપદેશપર પ્રેમ ધરે.

संसाराध्वनि तापभानुकिरणप्रोद्भूतदाहव्यथा-
खिन्नानां जलकांक्षया मरुभुवि श्रान्त्या परिभ्राम्यताम् ।
अत्यासन्नसुधाम्बुधिं सुखकरं ब्रह्माद्वयं दर्शय-
त्येषा शङ्करभारती विजयते निर्वाणसन्दायिनी ॥

સંસારરૂપ માર્ગમાં તાપરૂપી સૂર્યની કિરણોથી ઉત્પન્ન થએલી દાહરૂપી વ્યથાથી ખેદ પામેલા અને તેને લીધે જાણે નિર્જળ ભૂમિમાં થાકીને જલની ઇચ્છાથી ભટકતા હોય એવા સંસારી લોકોને બહુજ સમીપમાં સુખદાયી અમૃતના સમુદ્ર જેવા અદ્વિતીય પરમાત્માને દેખાડી પરમ શાંતિ આપનારી આ શંકરાચાર્યની વાણી સર્વોપરિ છે.

## इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यगोविन्दभगवत्पूज्यपादशिष्यश्रीमच्छङ्करभगवत्कृतो विवेकचूडामणिः समाप्तः ।

ॐ

तत् सत् परमात्मने नमः

श्रीमच्छंकराचार्यविरचित

# अपरोक्षानुभूतिः

ॐश्रीहरिं परमानंदमुपदेष्टारमीश्वरम् ॥
व्यापकं सर्वलोकानां कारणं तं नमाम्यहम् ॥ १ ॥

અવિદ્યાના હરનાર, ઉત્કૃષ્ટ આનંદસ્વરૂપ, ગુરૂસ્વરૂપે શિષ્યોને ઉપદેશ આપનાર, સર્વવ્યાપક, સર્વનિયંતા તથા સંપૂર્ણ વિશ્વના કારણરૂપ ઈશ્વરને હું પ્રણામ કરૂંછું.

**વિવેચન.**—(આત્મા તથા અનાત્મા એમ પદાર્થના બે પ્રકાર છે, તેમાં જીવ અને ઈશ્વર એવી રીતે આત્મા પણ બે પ્રકારનો છે. શુદ્ધ જીવ તથા અશુદ્ધ જીવ, શુદ્ધ ઈશ્વર તથા અશુદ્ધ ઈશ્વર એમ જીવના તથા ઈશ્વરના પણ બે બે ભેદ છે. અવિદ્યા ઉપાધિ સહિત ચૈતન્યની અશુદ્ધ જીવ એવી સંજ્ઞા છે તથા નિરૂપાધિ કૂટસ્થ ચૈતન્યને શુદ્ધ જીવ કહેછે; તેમજ માયોપાધિક ચૈતન્ય અશુદ્ધ ઈશ્વર છે તથા શુદ્ધ વ્યાપક ચૈતન્ય શુદ્ધ ઈશ્વર બ્રહ્મરૂપ છે. અવિદ્યા તથા માયા ઉપાધિ, જીવ ઈશ્વરના ભેદ વ્યવહારમાં કારણ છે. શુદ્ધ જીવ તથા શુદ્ધ ઈશ્વર, પર-

સ્પર અભેદ વ્યવહારમાં હેતુ છે. કારણશરીર, સૂક્ષ્મશરીર તથા સ્થૂલશરીર એવી રીતે અનાત્મપદાર્થના પણ ત્રણ ભેદ છે.

ઉપર બતાવેલા આત્મા અનાત્માના ભેદમાં આત્મા ચૈતન્યસ્વરૂપ છે તથા અનાત્મા જડ છે. એ પ્રમાણે આત્મા તથા અનાત્મા પરસ્પર વિલક્ષણ સ્વભાવવાળા હોવાથી અજવાળા અંધારાની પેઠે અત્યંત ભિન્ન છે છતાં તેમનો અવિવેક એ સંસારમાં બંધનનું કારણ છે તથા તેમનો વિવેક મોક્ષનો હેતુ છે આ પ્રક્રિયા આ સ્થળે લક્ષમાં રાખવી જરૂરની છે.

પ્રથમ શ્લોકમાં કહ્યું કે હું ઈશ્વરને નમસ્કાર કરૂંછું ત્યાં अहं (હું) એવા શબ્દવડે ત્રણ દેહરૂપ ઉપાધિસહિત જીવનું ગ્રહણ કરવું.

તે સોપાધિક જીવ અથવા બીજી રીતીએ બોલતાં અશુદ્ધ જીવ, ઈશ્વરથી કનિષ્ઠ છે, કારણ કે તે પરતંત્ર અલ્પજ્ઞ તથા દુઃખી છે અને ઈશ્વર તો સ્વતંત્ર સર્વજ્ઞ તથા સુખી છે તથા માયા તથા તેનાં કાર્યોનો નાશ કરનાર છતાં પણ તેમનો આશ્રય હોવાથી કારણ છે. શ્રુતિપણ તેને સત્યસ્વરૂપ જ્ઞાનસ્વરૂપ તથા અનંતસ્વરૂપ કહેછે, માટે ઈશ્વર જીવ કરતાં ઉત્કૃષ્ટ છે. કનિષ્ટે પોતાથી શ્રેષ્ઠને નમસ્કાર કરવો યોગ્ય છે માટેજ શ્રી આચાર્ય ભગવાન્ કહેછે કે 'अहं इश्वरं नमामि' હું ઈશ્વરને પ્રણામ કરૂંછું આર્થાત્ મારા આત્માથી અભિન્નરૂપે ચિંતન કરૂંછું. ઈશ્વરને મૂળ શ્લોકમાં 'श्रीहरि' એવું વિશેષણ આપ્યું છે તેનો એક અર્થ લક્ષ્મીને ધારણ કરનાર એવો છે, અથવા પ્રલય કાળમાં તથા સુષુપ્તિ અવસ્થામાં સર્વ પ્રાણીઓ પોતાના આશ્રયરૂપે જેનો સ્વીકાર કરેછે તેનું નામ શ્રી એટલે જીવની અવિદ્યારૂપ ઉપાધિ તેને હરનાર એટલે અવિદ્યાનો નાશ કરનાર તે श्रीहरि અથવા ઈશ્વર સર્વેનું અધિષ્ઠાન હોવાથી શ્રી (શોભા) રૂપ પણ પોતેજ છે માટે શ્રી એજ હરિ તે શ્રીહરિ એમ ત્રણ અર્થ થાયછે.

**શંકા.**—તમે ઈશ્વરને 'श्रीहरि' એવું વિશેષણ લગાડી તેને અ-

વિદ્યા તથા તેનાં કાર્યોનો નાશ કરનાર કહોછો; પરંતુ તેમનો નાશ થવાથી શું ફળ પ્રાપ્ત થાયછે?

**સમાધાન.**—કાર્ય સહિત અવિદ્યાનો નાશ થવાથી મોક્ષરૂપ પુરૂષાર્થની પ્રાપ્તિરૂપ ફળ થાયછે. એજ ફળ દેખાડવા માટે 'परमानंद' એવું વિશેષણ આપ્યું છે તેનો અર્થ સર્વથી શ્રેષ્ઠ આનંદ એવો થાયછે.

ઈશ્વરને સુખરૂપ કહેવાથી વિષયસુખની પેઠે તે પણ જડ ઠરશે? એવી શંકાના નિવારણ માટે उपदेष्टारं (એટલે ગુરૂદ્વારા શિષ્યને સુખસ્વરૂપ આત્માનો ઉપદેશ કરનાર) એમ કહેછે. જડ હોય તો તેનાથી ઉપદેશ થઈ શકે નહિ માટે તે ચૈતન્યસ્વરૂપ છે, જડ નથી. કેવળ આનંદસ્વરૂપ આત્મા ઉપદેશ આપવા સમર્થ કેમ થઈ શકે? આના સમાધાનમાં કહેછે કે ईश्वरं—ઈશ્વરની અનેક પ્રકારની શક્તિ છે માટે તે ઉપદેશ પણ આપી શકે. ત્યારે તો તે પરિચ્છિન્ન (અમુક પ્રમાણવાળો) થશે? એવી શંકાનું ઉત્તર व्यापकं તે તો વ્યાપક છે પોતાની સત્તા તથા પ્રકાશવડે સર્વ નામરૂપમાં વ્યાપ્ત છે માટે તે પરિછિન્ન નથી. જગત્ વ્યાપ્ત અને ઈશ્વર વ્યાપક એ પ્રમાણે વ્યાપ્ય વ્યાપક ભાવનેલીધે ઈશ્વરનું અનંતપણું કેમ સિદ્ધ થશે? તેના સમાધાનમાં કહેછે કે 'सर्व लोकानां कारणं' સર્વ લોકનું નિમિત્ત કારણ તથા ઉપાદાન કારણ પણ એ ઈશ્વરજ છે. શ્રુતિપણ કહેછે કે આત્માએ પોતાનેજ પ્રપંચ આકારે રચી તેમાં પ્રવેશ કર્યો. આવા ઈશ્વરને હું નમસ્કાર કરૂંછું અર્થાત્ મારૂં વાસ્તવિક સ્વરૂપ ઈશ્વર છે એવું વારંવાર ચિંતન કરૂંછું?)

**अपरोक्षानुभूतिर्वै प्रोच्यते मोक्षसिद्धये ॥**
**सद्भिरेव प्रयत्नेन वीक्षणीया मुहुर्मुहुः ॥ २ ॥**

આ અપરોક્ષાનુભૂતિ નામનો ગ્રંથ મોક્ષની પ્રાપ્તિ માટે અમે કહીએ છઇએ. વિવેક આદિ સાધન ચતુષ્ટય સંપન્ન અધિકારી પુરુષોએજ તેનો પ્રયત્નવડે વારંવાર વિચાર કરવો.

**વિવેચન.**—(કોઈ પણ ગ્રંથમાં તેના અનુબંધોનું જ્ઞાન થયાવિના બુદ્ધિમાન્ પુરૂષની પ્રવૃત્તિ થતી નથી. તે અનુબંધ ચાર છે તેમનાં નામો. અધિકારી, સંબંધ, વિષય અને પ્રયોજન. એ ચાર અનુબંધોને આ શ્લોકમાં બતાવ્યા છે 'अपरोक्षानुभूति.' શબ્દના બે પ્રકારે અર્થ થાય છે. એક અપરોક્ષ જે સદા પ્રત્યક્ષ સ્વયંપ્રકાશ આત્મવસ્તુ, તેની અનુભુતિ એટલે તેના અખંડસ્વરૂપનું વૃત્તિમાં આરૂઢ થવું, એવો અર્થ થાય છે તથા બીજો અપરોક્ષ એવી અનુભૂતિ એટલે (આત્માનો) અપરોક્ષ એવો અનુભવ, અર્થાત્ બ્રહ્મવિદ્યા પણ અપરોક્ષાનુભૂતિ કહેવાય છે. બ્રહ્મસાક્ષાત્કારના સાધનરૂપ ગ્રંથ જેમ ઉપનિષદ્ કહેવાય છે, તેમજ આત્માના અપરોક્ષજ્ઞાનના સાધનરૂપ આ ગ્રંથ પણ 'अपरोक्षानुभूति.' કહેવાય છે. આ ગ્રંથના અવલોકનવડે મુમુક્ષુજનોને બ્રહ્મ સાક્ષાત્કાર થાયછે તેનો વિષય નિત્ય અપરોક્ષ આત્મા છે. એ અપરોક્ષાનુભૂતિ કહીએ છઇએ, એટલે વાદીઓની શંકાઓનું નિરાકરણ કરી સિદ્ધાંતનું રહસ્ય અમો (આચાર્ય) દેખાડીએ છઈએ.

મંદ બુદ્ધિવાળો પુરૂષ પણ પ્રયોજનવિના કોઈ પણ ગ્રંથમાં પ્રવૃત્તિ કરતો નથી માટે પ્રયોજનવિના આ ગ્રંથનો આરંભ કરવો ઉચિત નથી એવી શંકા ન થતાં કહેછે—मोक्षसिद्धये–સ્વરૂપનાં અજ્ઞાનવડે કલ્પિત દેહાદિ અનાત્મ પદાર્થોમાં આત્માપણાના અભિમાનરૂપ બંધ અનિવૃત્તિપૂર્વક સ્વસ્વરૂપમાં સ્થિતિ થવી તેને મોક્ષ કહે છે. એ મોક્ષની પ્રાપ્તિને માટે આ ગ્રંથ રચ્યો છે. આ ઉપરથી સર્વ અનર્થની નિવૃત્તિદ્વારા પરમાનંદની પ્રાપ્તીએ આ ગ્રંથનું પ્રયોજન છે એમ બતાવ્યું. **શંકા**—આ ગ્રંથનો આધિકારી કોણ છે? **સમાધાન**—સાધન ચતુષ્ટયસંપન્ન મુમુક્ષુ પુરૂષજ આ ગ્રંથનો અધિકારી છે. જે કર્મનો અથવા ઉપાસનાનો અધિકારી છે તે આ ગ્રંથનો અધિકારી નથી; માટે મુમુક્ષુ આધિકારીએ અવશ્ય કર્ત્તવ્ય સ્નાન ભિક્ષાદિનો પણ અનાદર કરી નિરંતર ચિરકાળપર્યંત આ ગ્રંથ ગુરૂમુખથી શ્રવણ કરી વિચારવ

યોગ્ય છે. આ ઉપરથી સાધનચતુષ્ટયસંપન્ન મુમુક્ષુ પુરૂષ આ ગ્રંથનો અધિકારી છે એ વાત સિદ્ધ થઇ, હવે સંબંધ બતાવે છે. આ ઉપરથી પૂર્વકાંડ (કર્મકાંડ) નો તથા ઉત્તરકાંડ (જ્ઞાનકાંડ) સાધ્ય સાધન ભાવ સંબંધ છે એમ પણ સમજી લેવું અર્થાત્ કર્મ સાધન છે તથા જ્ઞાન તેનું સાધ્ય એટલે ફળ છે એમ જાણવું.)

**પ્રશ્ન.**—કાર્ય માત્ર કારણને આધીન છે એવો નિયમ છે માટે પૂર્વે કહેલાં ચાર સાધનોનું શું કારણ છે?

**स्ववर्णाश्रमधर्मेण तपसा हरितोषणात् ॥**
**साधनं प्रभवेत् पुंसां वैराग्यादिचतुष्टयम् ॥ ३ ॥**

**ઉત્તર.—શરીરનો જે વર્ણ અથવા આશ્રમ હોય તેના ધર્મવડે, કૃચ્છ્ર ચાંદ્રાયણ આદિ તપવડે, તથા પરમેશ્વરની પ્રીતિ મેળવી આપનાર સર્વ પ્રાણીઓ ઉપર દયાવડે, વૈરાગ્ય આદિ ચાર સાધનો પુરૂષોને સિદ્ધ થાયછે.**

**વિવેચન.**—(ગૌણાત્મા, મુખ્યાત્મા તથા મિથ્યાત્મા એમ ત્રણ પ્રકારનો આત્મા છે. પુત્રાદિને ગૌણાત્મા કહેછે, સાક્ષીને મુખ્યાત્મા કહેછે તથા દેહાદિને મિથ્યાત્મા કહેછે માટે આ શ્લોકમાં 'स्व' શબ્દવડે દેહાદિનું ગ્રહણ કરવું, કારણ કે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એ ચાર વર્ણો તથા બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અને સંન્યાસાશ્રમ એ ચાર આશ્રમો શરીરનાજ છે એમ પ્રતીત થાય છે માટે શરીરના વર્ણાશ્રમ ધર્મો કે જેને પુર્વમીમાંસા શાસ્ત્રમાં અપૂર્વ અથવા પુણ્ય કહેછે તેવડે, તપ એટલે કૃચ્છ્ર ચાંદ્રાયણાદિ પ્રાયશ્ચિત્તોવડે તથા ભગવાનની કૃપા સંપાદન કરાવી આપનાર સર્વ પ્રાણીઓ ઉપર દયારૂપ કર્મવડે, વૈરાગ્ય આદિ ચાર સાધનો, જે મોક્ષનો સાધક એક પ્રકારનો ધર્મ છે તે પુરૂષોને પ્રાપ્ત થાયછે. અથવા આ શ્લોકનો બીજી રીતે પણ અર્થ થઈ શકેછે તે નીચેપ્રમાણે—'શરીરના વર્ણાશ્રમ ધર્મવડે તથા

તપવડે ઇશ્વરનો અનુગ્રહ પ્રાપ્ત થાય છે અને એ અનુગ્રહવડે વૈરાગ્ય આદિ ચારે સાધનો અનાયાસે સિદ્ધ થાયછે.' જો કે વિવેકથી વૈરાગ્ય પ્રગટ થાયછે તેથી શમાદિ ષટ્ સંપત્તિ મળેછે તે મળ્યાથી મુમુક્ષુતા પ્રાપ્ત થાયછે એ પ્રકારે ઉત્તરોત્તર સાધનોમાં કાર્ય. કારણ ભાવ છે માટે વાસ્તવિક રીતે શ્લોકમાં 'वैराग्यादि' ને બદલે विवेचादि ઉચિત હતું તથાપિ જ્ઞાન થવામાં વૈરાગ્ય અસાધારણ કારણ છે એમ બતાવવા માટે વૈરાગ્યને પ્રથમ ગણ્યો છે.)

એ વૈરાગ્ય આદિ સાધનોનાં શાં લક્ષણો છે ! એવી શંકા થતાં છ શ્લોકવડે એ ચારે સાધનોનાં સ્વરૂપો બતાવે છે. તેમાં પ્રથમ ચોથા શ્લોકવડે વૈરાગ્યનું સ્વરૂપ કહેછે.

**ब्रह्मादिस्थावरांतेषु वैराग्यं विषयेष्वनु ॥**
**यथैव काकविष्ठायां वैराग्यं तद्धि निर्मलम् ॥ ४ ॥**

જેમ કોઇને [1]કાગડાની વિષ્ટાને ગ્રહણ કરવાની ઇચ્છા થતી નથી તેમજ સત્ય લોકથી તે મનુષ્ય લોક સુધીનાં સંપૂર્ણ વિષયભોગનાં સાધનોને વિષે, 'તેઓ કર્મજન્ય હોવાથી તેઓ અનિત્ય છે' એમ જાણીને જે ઇચ્છા ન થવી તેને [2]નિર્મળ વૈરાગ્ય કહેછે.

હવે વૈરાગ્યનું કારણ વિવેક બતાવે છે.

**नित्यमात्मस्वरूपं हि दृश्यं तद्विपरीतगम् ॥**
**एवं यो निश्चयः सम्यग्विवेको वस्तुनः स वै ॥ ५ ॥**

---

૧ ગધેડા વગેરેની વિષ્ટાનું નામ ન દેતાં કાગડાની વિષ્ટાનું કહેવાનું કારણ એટલુંજ કે જ્વર આદિ મટાડવા માટે ગધેડા આદિ પ્રાણીઓની વિષ્ટાની ઇચ્છા કોઈક પણ રાખે છે પરંતુ કાગડાની વિષ્ટાની ઇચ્છા તો કોઇને પણ થતી નથી. ૨ રાગઆદિ મેલ રહિત.

આત્માનું સ્વરૂપ અવિનાશી છે તથા દૃશ્ય અનાત્મવસ્તુ એથી વિપરીત સ્વભાવવાળું છે અર્થાત્ નાશવાન છે. આવો સંશયાદિ રહિત જે નિશ્ચય તેને નિત્યા નિત્ય વસ્તુવિવેક કહેછે.

**વિવેચન.**—(નિત્ય વસ્તુ તથા અનિત્ય વસ્તુ સંબંધી યથાર્થ વિચારને વિવેક કહે છે. એ વિવેકનો પ્રકાર—આત્મા અવિનાશી સત્ય-સ્વરૂપ છે. अविनाशी वा अरे अयमात्मा (હે મૈત્રેયી, આ આત્મા અવિ-નાશી છે) એમ શ્રુતિ પણ કહે છે. અનાત્મા દૃશ્ય માત્ર અસત્ય એટલે નાશવંત છે. આ પ્રકારે નિત્ય અનિત્યનો વિચાર કરીને સિદ્ધ કરેલા દૃઢ નિશ્ચયને વિવેક કહેછે. આ ઉપરથી આત્મા સત્ય છે અને જગત્ અસત્ય છે એ સંબંધમાં બે અનુમાન નીકળી શકે છે તે આ પ્રમાણેઃ—

આત્મા નિત્ય છે કારણ કે તે દ્રષ્ટા છે જે નિત્ય નથી તે દ્રષ્ટા પણ નથી; જેમ ઘડો નિત્ય નથી તો તે દ્રષ્ટા પણ નથી. આ અનુમાને આત્માનું નિત્યપણું સાધ્યું. હવે દૃશ્યની અનિત્યતા સાધનારૂં બીજું અનુ-માન—આત્માથી ભિન્ન સર્વ વસ્તુ અનિત્ય છે, કારણ કે તે દૃશ્ય છે. જે અનિત્ય નથી તે દૃશ્ય પણ નથી જેમ આત્મા અનિત્ય નથી તો તે દૃશ્ય પણ નથી, આ બે અનુમાનવડે આત્માનું નિત્યપણું તથા અનાત્મા દેહાદિનું અનિત્યપણું સિદ્ધ થયું, આ પ્રકારે નિત્ય અનિત્યના વિચારને વિવેક કહેછે.)

હવે વૈરાગ્યનું કાર્ય શમ આદિ ષટ્ સંપત્તિ ત્રણ શ્લોકવડે બતાવે છે.

**सदैव वासनात्यागः शमोयमिति शब्दितः ॥**
**निग्रहो बाह्यवृत्तीनां दम इत्यभिधीयते ॥ ६ ॥**

નિરંતર વાસનાના ત્યાગને શમ કહેછે તથા બાહ્યઇંદ્રિયોના નિગ્રહને દમ કહેછે.

**વિવેચન.**—(સર્વ કાળે વાસનાનો ત્યાગ અર્થાત્ અંતઃકરણની વૃત્તિઓનો જે નિગ્રહ તેને શમ એમ કહેછે તથા શ્રોત્ર, ત્વચા, ચક્ષુ,

જીવ્હા અને ઘ્રાણ એ પાંચ જ્ઞાન ઇંદ્રિયો તથા વાણી, પગ, હાથ, ગુદા તથા ઉપસ્થ એ પાંચ કર્મેંદ્રિયો; એ દશે ઇંદ્રિયોને શાસ્ત્રે નિષેધ કરેલા વિષયોથી રોકવી અર્થાત્ તેમાં ન પ્રવર્ત્તાવવી તેને દમ કહેછે.)

**विषयेभ्यः परा वृत्तिः परमोपरतिर्हि सा ॥**
**सहनं सर्वदुःखानां तितिक्षा सा शुभा मता ॥ ७ ॥**

શબ્દ આદિ વિષયોથી ઇંદ્રિયોની નિવૃત્તિને શ્રેષ્ઠ ઉપરતિ કહેછે. સર્વ દુઃખોને સહેવું તેને તિતિક્ષા માનેલી છે.

**વિવેચન.**—(પ્રસિદ્ધ શબ્દ આદિ વિષયો બંધન કરનારા છે માટે "તેઓ અનિત્ય છે, દુઃખરૂપ છે" એમ દોષ દ્દષ્ટી કરી તેમને ગ્રહણ કરવાની ઇચ્છા ન કરવી તેને ઉપરતિ કહેછે તે ઉપરતિ પરમ એટલે શ્રેષ્ઠ આત્મજ્ઞાનનું સાધન છે. સર્વ કર્મોનો સંન્યાસ પણ ઉપરતિ શબ્દવડે સમજી લેવો તાઢ તડકો ઈત્યાદી સર્વ દુઃખનાં સાધનોને સેહેવાં અર્થાત્ તેમને નિવારવા માટે ઇચ્છા પણ ન થવી તેને તિતિક્ષા નામની ઉત્તમ સંપત્તિ વિદ્વાનોએ માની છે.)

**निगमाचार्यवाक्येषु भक्तिः श्रद्धेति विश्रुता ॥**
**चित्तैकाग्र्यं तु सल्लक्ष्ये समाधानमिति स्मृतम् ॥ ८ ॥**

વેદનાં તથા શ્રી સદ્‌ગુરૂનાં વચનોમાં જે વિશ્વાસ તેને શ્રદ્ધા કહેછે તથા શ્રુતિવાક્યના લક્ષ્યાર્થરૂપ, સાક્ષી ચૈતન્યથી અભિન્ન બ્રહ્મને વિષે ચિત્તની એકાગ્રતાને સમાધાન જાણવું.

**વિવેચન.**—(વેદનાં તથા ગુરૂનાં વચનોમાં અથવા ઉપનિષદોનું વ્યાખ્યાન કરનારા શ્રી આચાર્ય ભગવાન આદિના ઉપદેશોમાં જે ભક્તિ એટલે વિશ્વાસ તે શ્રદ્ધા એમ વેદાંતશાસ્ત્રમાં પ્રસિદ્ધ છે અને 'सदेव सौम्येदमग्र आसीत्' ઈત્યાદિ શ્રુતિ વચનોના લક્ષ્ય અર્થરૂપ જે પ્રત્યક

આત્માથી અભિન્ન બ્રહ્મને વિષે ચિત્તની એકાગ્રતા અર્થાત્ તેનેંજ (અદ્વિતીય બ્રહ્મનેજ) જાણુવાની ઇચ્છા તેને સમાધાન કહેછે.)

આપ્રમાણે શમાદી ષટ્ સંપત્તિ કહી. હવે તેમનું કાર્ય મુમુક્ષુતા બતાવેછે.

**संसारबंधनिर्मुक्तिः कथं मे स्यात् कदा विधे ॥**
**इति या सुदृढा बुद्धिर्वक्तव्या सा मुमुक्षुता ॥ ९ ॥**

હે વિધાતા! આ સંસારરૂપ બંધનથી હું કયારે મુક્ત થઇશ? આ પ્રકારની દૃઢ બુદ્ધિને મુમુક્ષુતા કહેવી.

**વિવેચન.**—(હે વિધાતા! નાના પ્રકારની યોનીઓના સંબંધવડે મને આ સંસારનું બંધન પ્રાપ્ત થયું છે, તે કયે સમયે તથા કયે પ્રકારે છુટશે? એવી સુદૃઢ બુદ્ધિ થવી તેને મુમુક્ષુતા કહેછે.)

સાધન ચતુષ્ટય કહ્યાં. હવે એ સાધન ચતુષ્ટય યુક્ત પુરૂષે શું કરવું? તે કહેછે.

**उक्तसाधनयुक्तेन विचारः पुरुषेण हि ॥**
**कर्तव्यो ज्ञानसिद्ध्यर्थमात्मनः शुभमिच्छता ॥ १० ॥**

ઉપર વર્ણવેલાં ચાર સાધનોવડે યુક્ત તથા મોક્ષ સુખની ઇચ્છા રાખનાર અધિકારી પુરુષે, જીવ બ્રહ્મની એકતાના જ્ઞાનની પ્રાપ્તિને અર્થે માત્ર વિચારજ કરવો જોઇએ.

**વિવેચન.**—(પુર્વોક્ત વૈરાગ્ય આદિ સાધનોવડે યુક્ત, જે જ્ઞાનનો અધિકારી ઉત્તમ પુરૂષ છે, તેણે આત્મા અનાત્માના વિવેકરૂપ વિચારજ વારંવાર કર્યા કરવો, અન્ય કંઈ પણુ કરવું નહીં કારણુ કે વિચારના આવર્તનવડે જીવ બ્રહ્મની એકતારૂપ જ્ઞાન પ્રાપ્ત થાયછે.

**શંકા.**—આત્મજ્ઞાનવડે શું ફળ મળેછે? **સમાધાન.**—આત્મજ્ઞાનવડે પરમ આનંદસ્વરૂપ મોક્ષરૂપ પરમપુરૂષાર્થનો લાભ થાયછે,

માટે મોક્ષ સુખની ઇચ્છાવાળાએ આત્મજ્ઞાનને માટે પુરૂષાર્થ અવશ્ય કરવો જોઇએ.)

**પ્રશ્ન.**—બીજાં જ્ઞાનનાં સાધનો ઘણાં છે છતાં મોક્ષને અર્થે માત્ર વિચારજ કરવો એવો નિયમ શામાટે કરો છો?

**नोत्पद्यते विनाज्ञानं विचारेणान्यसाधनैः ॥**
**यथा पदार्थभानं हि प्रकाशेन विना क्वचित् ॥ ११ ॥**

ઉત્તર.—જેમ કોઈ પણ દેશમાં સૂર્ય આદિના પ્રકાશવિના પદાર્થનું જ્ઞાન થતું નથી તેમજ વિચારવિના કર્મ ઉપાસનાદિ અન્ય સાધનોવડે જ્ઞાન થતું નથી.

**વિવેચન.**—(કોઈ પણ દેશમાં સૂર્ય આદિના પ્રકાશવિના પદાર્થનું યથાર્થ ભાન થતું નથી સૂર્ય આદિનો પ્રકાશ હોય તોજ અંધકારમાં રહેલા પદાર્થ સ્પષ્ટ ઓળખાય છે તેમજ કર્મ ઉપાસના આદિ સાધનો તો ઘણાં છે પરંતુ આત્માનું યથાર્થ અપરોક્ષજ્ઞાન તો કેવળ વિચારેવડેજ થાયછે, અન્યસાધનોવડે થતો નથી.)

હવે પાંચ શ્લોકવડે વિચારનું સ્વરૂપ કહેછે.

**कोहं कथमिदं जातं को वै कर्ताऽस्य विद्यते ॥**
**उपादानं किमस्तीह विचारः सोयमीदृशः ॥ १२ ॥**

હું કોણ છું? આ જગત્ કેમ ઉત્પન્ન થયું? આનો કર્ત્તા કોણ છે? આ જગતનું ઉપાદાન કારણ શું છે? આ પ્રકારનો વિચાર જ્ઞાનનું સાધન છે.

**વિવેચન.**—(હું કે જે પોતાને કર્ત્તા, સુખી દુઃખી ઈત્યાદી માનુંછું તે હું કોણ છું અર્થાત્ મારૂં શું સ્વરૂપ છે? આ સ્થાવર જંગમ

જગત્ કેમ થયું? એટલે તેનું અધિષ્ઠાન શું છે? પ્રત્યક્ષ આદિ પ્રમાણો-વડે સિદ્ધ આ જગતનો કર્ત્તા કોણ છે?–શું જીવોના અદૃષ્ટ જગતને કરનાર છે? શું ઈશ્વર જગત્ કર્ત્તા છે? અથવા કોઈ અન્ય છે? તથા જેમ ઘડાનું ઉપાદાન કારણ માટી છે તેમ આ જગતનું ઉપાદાન કારણ શું છે? આ પ્રકારે આત્માવિષે તથા જગત્ કારણ સંબંધે જે વિચાર તેજ જ્ઞાનનું સાધન છે.)

**પ્રશ્ન.**—चैतन्यविशिष्टः कायः पुरुषः (ચૈતન્ય સહિત શરીરજ આત્મા છે) એવું બૃહસ્પતિનું સુત્ર છે માટે પાંચ ભુતોનું કાર્ય શરીરજ આત્મા છે એમ ચાર્વાક મતના અનુયાયીઓ કહે છે તથા "હું સુખી છું, દુઃખી છું" ઇત્યાદિ સર્વ વ્યવહારનું મૂળ શરીરજ છે એ વાત આખા વિશ્વમાં વિદિત છે માટે આત્મ-વિચાર કરવાની શું જરૂર છે?

**नाहं भूतगणो देहो नाहं चाक्षगणस्तथा ॥**
**एतद्विलक्षणः कश्चिद्विचारः सोयमीदृशः ॥ १३ ॥**

**ઉત્તર.**—આ સ્થૂળશરીર જે પાંચ ભુતોના સમુદાયનું બનેલું છે તે હું નથી તથા ઇંદ્રિયોનો સંઘાત—અર્થાત્ સૂક્ષ્મશરીર પણ હું નથી. હું સ્થૂળ તથા સૂક્ષ્મ બંને શરીરોથી વિલક્ષણ કોઇક છું આ પ્રકારનો વિચાર જ્ઞાનનું સાધન છે.

**વિવેચન.**—("હું" એવો શબ્દ તથા "હું" એવી પ્રતિતીનો વિષય જે આત્મા, તે પાંચ ભુતોના સમૂહરૂપ દેહ નથી કારણ કે શરીર દૃશ્ય છે, આત્મા તો દ્રષ્ટા છે. આથી સ્થૂળશરીરને આત્મા માનનારા ચાર્વાકોના મતનું નિરાકરણ થયું. હવે ચાર્વાકના એકદેશીઓ ઇંદ્રિયોને આત્મા માનેછે તેના મતના ખંડનને માટે કહે છે કે હું ઇંદ્રિય પણ નથી. કારણ કે સ્થૂળદેહની પેઠે ઇંદ્રિયો પણ પંચભૂતોનુંજ કાર્ય

છે, અને આત્મા કોઇનું કાર્ય નથી. ' [1]स वा एष पुरुषोऽन्नरसमयः ' " अन्नमयं हि सोम्य मनः आपोमयः प्राणः तेजोमयी वाक् " ઇત્યાદિ શ્રુતિઓ બંને શરીરો પાંચ ભૂતોનાંજ કાર્ય છે એ વિષયમાં પ્રમાણભૂત છે. શંકા.—"જ્યારે તું બન્ને શરીર નથી ત્યારે તું શૂન્ય હોઇશ?" **સમાધાન.**—હું બન્ને શરીરથી વિલક્ષણ કોઇક અર્થાત્ નામ ગુણ જાતી આદિ રહિત હોવાથી વિલક્ષણ છું. આવો વિચાર જ્ઞાનનું સાધન છે. )

બારમા શ્લોકમાં પૂછેલા ' कोहं '—હું કોણ છું? એ પ્રશ્નનો નિર્ણય થયો. હવે "આ જગત્ શી રીતે થયું? તથા આનો કર્ત્તા કોણ છે?" એ વાતનો નિશ્ચય કરેછે.

**अज्ञानप्रभवं सर्वं ज्ञानेन प्रविलीयते ॥**
**संकल्पो विविधः कर्ता विचारः सोयमीदृशः ॥ १४ ॥**

અજ્ઞાનથી સર્વ થયું છે અને જ્ઞાનવડે તે નાશ પામે છે તથા વિવિધ પ્રકારનો સંકલ્પ કર્ત્તા છે. આવો વિચાર જ્ઞાનનું સાધન છે.

**વિવેચન.**—( પૃથ્વી આદિ ભૂતો પરમાણુવડે ઉપજે છે એમ તાર્કિક આદિ માનેછે, કર્મવડે થાયછે, એમ મીમાંસકો માનેછે તથા પ્રકૃતિથી ઉત્પન્ન થાયછે એમ સાંખ્ય મતવાળા માનેછે. એ સર્વના મતોનું નિરાકરણ કરવા માટે કહેછે કે "આ જગત્ આત્મસ્વરૂપના અજ્ઞાનથીજ ઉત્પન્ન થયું છે, માટે અજ્ઞાનનું વિરોધી જ્ઞાન અર્થાત્ સ્વ-સ્વરૂપના સ્ફુરણવડે, જેમ સૂર્યોદયથી અંધકાર નાશ પામે છે તેમ તે ( અજ્ઞાન ) નાશ પામેછે." આ જગતનો કર્ત્તા કોણ છે? એ પ્રશ્નનો

---

૧ આ શરીર અન્નરસનું બનેલું છે. હે સરળ પ્રકૃતિવાળા! મન અન્નનો વિકાર છે, પ્રાણ જળનું કાર્ય છે તથા વાણી તેજનું કાર્ય છે. આ જગોએ કેવળ વાણીનું ગ્રહણ કરેલું છે પરંતુ તે ઉપરથી દશે ઇંદ્રિયો સમજી લેવી.

નિર્ણય કહેછે. 'આ કામ કરીશ, આ કામ કરીશ' એ પ્રકારના વિવિધ સંકલ્પો કર્તા છે, આવું વિચાર જ્ઞાનનું કારણ છે.)

હવે આ જગતનું ઉપાદાન કારણ શું છે? એ પ્રશ્નનો નિર્ણય કરેછે.

**एतयोर्यदुपादानमेकं सूक्ष्मं सदव्ययम् ॥**
**यथैव मृद्घटादीनां विचारः सोयमीदृशः ॥ १५ ॥**

જેમ ઘડા આદી માટીનાં વાસણોનું ઉપાદાન કારણ માટી છે તેમજ અજ્ઞાન તથા સંકલ્પનું જે ઉપાદાન કારણ, તે એક, સૂક્ષ્મ, સત્ય તથા ક્ષયરહિત બ્રહ્મ છે. એ પ્રકારનો વિચાર આત્મજ્ઞાનનું કારણ છે.

**વિવેચન.**—(જેમ મૃત્તિકા ઘટ આદિનું ઉપાદાન કારણ છે તેમ અજ્ઞાન તથા સંકલ્પનું ઉપાદાન કારણ અર્થાત્ તેમની ઉત્પત્તિ સ્થિતિ તથા નાશનું કારણ ત્રણ કાળે જેનો બાધ થતો નથી તે બ્રહ્મજ છે, તેવિના બીજું કંઈ પણ નથી. માટેજ આ જગત્ અજ્ઞાનનું કાર્ય હોવાથી મિથ્યા છે તો પણ જેમ રજ્જુનો સર્પ રજ્જુને ન જાણ્યાસુધી ભયનો હેતુ છે તેમજ તે (જગત્) જન્મ મરણ આદિ ભય આપવાને સમર્થ છે. બ્રહ્મનું જ્ઞાન થયા પછી ભવની નિવૃત્તિ થાય છે. તે બ્રહ્મ સત્ય છે અર્થાત્ ત્રણે કાળમાં તેનો અભાવ થતો નથી, તે ક્ષય પામતું નથી, તે સજાતીય વિજાતીય તથા સ્વગત ભેદરહિત છે, તે બ્રહ્મને મન વાણી આદિ ઇંદ્રિયો પહોંચતી નથી, કારણ કે તે જાતી, ક્રિયા, નામ રૂપાદિ રહિત છે. જેમ મૃત્તિકા, ઘડા આદિ કાર્યોનું ઉપાદાન છે તેમ સર્વનું ઉપાદાન બ્રહ્મ છે. તાત્પર્ય જે કાર્ય કારણનો ભેદ કથન માત્ર છે, વાસ્તવિક નથી. આ પ્રકારનો વિચાર જ્ઞાનનું કારણ છે.)

**પ્રશ્ન.**—કાર્ય કારણનો ભેદ ભલે કથન માત્ર હોય, પરંતુ જીવ બ્રહ્મનો ભેદ તો વાસ્તવ છે?

**अहमेकोऽपि सूक्ष्मश्च ज्ञाता साक्षी सदव्ययः ॥**
**तदहं नात्र संदेहो विचारः सोयमीदृशः ॥ १६ ॥**

**ઉત્તર.**—"હું" એવી વૃત્તિવડે જે જણાય છે તે એક છે, સૂક્ષ્મ છે, અહંકાર આદિનો પ્રકાશ હોવાથી ચૈતન્યરૂપ છે, સાક્ષી છે તથા ક્ષય નાશ આદિ સર્વ વિકાર રહિત છે; અને બ્રહ્મ પણ તેવું છે માટે બ્રહ્મ હું છું એમાં સંદેહ નથી. આવો વિચાર જ્ઞાનનું સાધન છે.

**વિવેચન.**—(હું એટલે હું એવી વૃત્તિવડે જેનું જ્ઞાન થાય છે તે પ્રત્યક આત્મા, એક છે અર્થાત્ સજાતીય વિજાતીય તથા સ્વગત ભેદરહિત છે; કારણ કે મનુષ્ય માત્રમાં હું બુદ્ધિ એક સરખીજ જણાય છે; તે સૂક્ષ્મ એટલે ઇંદ્રિયોનો વિષય નથી, તે ઇંદ્રિયદ્વારા વિષયો સાથે સબંધ થયાવિના પણ સર્વ પદાર્થને પ્રકાશ કરે છે તથા તે નાશ ક્ષય આદિ સર્વ વિકારોરહિત છે. બ્રહ્મ પણ તેવુંજ છે માટે હું એટલે પ્રત્યગાત્મા. બ્રહ્મજ છે. આવો વિચાર તત્ત્વજ્ઞાનનું સાધન છે.

અજ્ઞાનનું સ્વરૂપ બતાવી, જીવ બ્રહ્મની એકતા દૃઢ કરેછે.

**आत्मा विनिष्कलो ह्येको देहो बहुभिरावृत्तः ॥**
**तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥ १७ ॥**

આત્મા નિરવયવ છે, તથા એક છે; અને લિંગદેહ સત્તર તત્ત્વોવડે આવૃત છે. એપ્રમાણે બન્ને પરસ્પર વિલક્ષણ છતાં તાર્કિકઆદિ તેમને એકરૂપે જુએ છે અર્થાત્ લિંગદેહ, જે આત્મા નથી તેનેજ આત્મા જણાય છે. આ વિપરીત દર્શનવિના બીજું અજ્ઞાન કયું? એજ અજ્ઞાન છે.

**વિવેચન.**—(આત્મા જાગ્રત આદિ ત્રણે અવસ્થામાં વર્તનારો

હોવાથી ત્રણે અવસ્થાઓના ભાવનો તથા તેમના અભાવનો સાક્ષી છે, તે तत् પદ તથા त्वं પદ બંનેનો લક્ષ્ય અર્થ છે, તે નિરવયવ છે. જો સાવયવ હોય તો ઘડા આદિની પેઠે તેનો નાશ પણ થવો સંભવે. "બ્રહ્મ એક તથા અદ્વિતીય છે" એમ શ્રુતિ કહેછે. માટે તે એક છે. લિંગદેહ કે જેને સૂક્ષ્મ શરીર કહેછે તે તેવું નથી. એ તો સત્તર તત્ત્વના સમૂહરૂપ છે, લિંગ શરીરનું કારણ અજ્ઞાન નાશ થયાથી તે નાશ થાય છે. જો લિંગશરીર નિરવયવ હોય તો તેની જ્ઞાનવડે નિવૃત્તિ ન થવાથી કોઈ દિવસ મોક્ષજ થઈ શકે નહિ, માટે આત્મા તથા લિંગશરીર તેજ તમની પેઠે અત્યંત વિલક્ષણ છે છતાં તાર્કિક આદિ બંનેને એકજ માને છે, એ તેમનાં વિપરીત દર્શથી બીજું અજ્ઞાન કયું? એજ અજ્ઞાન છે. વિપરીત જ્ઞાનની ઉત્પત્તિ અજ્ઞાન વિના થતી નથી માટે તેનું મૂળ કારણ અજ્ઞાન છે.)

ફરી દેહનું અને આત્માનું વિલક્ષણપણું બતાવે છે.

**आत्मा नियामकश्चान्तर्देहो बाह्यो नियम्यकः ॥**
**तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥ १८ ॥**

આત્મા નિયંતા છે તથા પાંચ કોષની અંદર છે તથા દેહ નિયમમાં રહેનારો તથા (આત્માથી) બહાર છે, માટે દેહથી આત્માની વિલક્ષણતા છે છતાં બંનેને એકરૂપે જોવાં એ કરતાં બીજું અજ્ઞાન કયું? એજ અજ્ઞાન છે.

પુનઃ આત્માનું સ્થૂળ દેહથી વિલક્ષણપણું બતાવે છે.

**आत्मा ज्ञानमयः पुण्यो देहो मांसमयोऽशुचिः ॥**
**तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥ १९ ॥**

આત્મા પ્રકાશ સ્વરૂપ છે માટેજ તે શુદ્ધ છે અને આ

સ્થૂળદેહ તો માંસ આદિ વિકારવાળો છે તથા અપવિત્ર છે. એપ્રમાણે સ્થૂળદેહમાં તથા આત્મામાં પરસ્પર વિલક્ષણતા છે છતાં તે બંનેને એકજ જાણવાં એથી બીજું અજ્ઞાન કયું? એજ અજ્ઞાન છે.

દેહમાં તથા આત્મામાં અન્ય વિલક્ષણતા બતાવે છે.

**आत्मा प्रकाशकः स्वच्छो देहस्तामस उच्यते ॥**
**तयोरैक्यं प्रपश्यन्ति किमज्ञानमतः परम् ॥ २० ॥**

આત્મા સ્વયંપ્રકાશ છે તથા સૂર્ય આદિની પેઠે અન્ય સર્વને પ્રકાશ કરેછે, માટેજ તે સ્વચ્છ છે અર્થાત્ જેમને તે પ્રકાશ કરેછે તેમના ગુણવડે લેવાતો નથી. શ્રુતિપણ આત્માને અસંગ કહેછે, અને શરીર તો તમોગુણનું કાર્ય હોવાથી જડ છે તથા ઘડા આદિની પેઠે અન્યના પ્રકાશવડે પ્રકાશ પામેછે એમ શરીરમાં તથા આત્મામાં મોહોટો અંતરાય છે છતાં બંનેને એક સમજવાં એ કરતાં બીજું અજ્ઞાન કયું?

એકને એક બાબતવિષે વારંવાર કહેવામાં આવેછે તે ઉપરથી આ સ્થળે પુનરૂક્તિ દોષની શંકા કરવી નહિ. કારણ કે આત્મા એ અલૌકિક વસ્તુ હોવાથી તેનું જ્ઞાન સહજમાં થઇ શકતું નથી માટે પરમ કૃપાળુ આચાર્ય ભગવાન્ અધિકારી જનો ઉપર કૃપા કરી અનેક પ્રકારે જગત્ કરતાં આત્મામાં વિલક્ષણતા દેખાડે છે.

**आत्मा नित्यो हि सद्रूपो देहोऽनित्यो ह्यसन्मयः ॥**
**तयोरैक्यं प्रपश्यंति किमज्ञानमतः परम् ॥ २१ ॥**

આત્માનો ત્રણે કાળમાં બાધ થતો નથી માટે તે નિત્ય છે, દેહતો અસત્ તથા અનિત્ય છે. એ પ્રમાણે દેહનો તથા

આત્માનો અત્યંત વિલક્ષણ સ્વભાવ છે તથાપિ તે બેને એકજ વસ્તુ જાણવી, એવિના બીજું અજ્ઞાન કયું ? એજ અજ્ઞાન છે.

**પ્રશ્ન.**—આત્માનો પ્રકાશ શું સૂર્ય આદિના પ્રકાશ જેવો છે?

**आत्मनस्तत्प्रकाशत्वं यत्पदार्थावभासनम् ॥**
**नाग्न्यादिदीप्तिवद्दीप्तिर्भवत्यान्ध्यं यतो निशि ॥ २२ ॥**

**ઉત્તર.**—આ ઘટ છે, આ વસ્ત્ર છે, એવી રીતે પદાર્થનું જ્ઞાન થવું એજ આત્માનો પ્રકાશ છે. અગ્નિ આદિના પ્રકાશ જેવો આત્માનો પ્રકાશ નથી. જો અગ્નિ આદિના જેવો આત્માનો પ્રકાશ હોય તો રાત્રીએ જેમ અગ્નિના પ્રકાશથી અંધકાર નાશ પામેછે તેમ આત્મજ્યોતિવડે પણ અંધારૂં નાશ થવું જોઇએ પણ તેમ નથી કારણ કે આત્મજ્યોતિ છતાં પણ રાત્રીએ અંધારૂ રહેછે.

**વિવેચન.**—("આ ઘડો છે, આ વસ્ત્ર છે" એ પ્રકારે પદાર્થને પ્રકાશ કરવો એ આત્માનો પ્રકાશ છે. ત્યારે તો અગ્નિ આદિના પ્રકાશની પેઠે આત્માનો પ્રકાશ વિકારી થશે? આવી શંકાના ઉત્તરમાં કહેછે કે, આત્માનો પ્રકાશ અગ્નિ આદિના પ્રકાશની પેઠે ઉત્પત્તિ, નાશ આદિ વિકારવાળો નથી. જેમ અગ્નિનો પ્રકાશ રાત્રીએ એક જગોએ હોય તો પણ અન્ય સ્થળે અંધારૂં રહેછે. તેમ આત્માનો પ્રકાશ એક જગોએ હોયછે અને બીજી જગે નથી હોતો એમ નથી. તે તો સર્વ કાળે તથા સર્વ સ્થળે વિદ્યમાન છે; માટે દીવા આદિનો પ્રકાશ હોય છે ત્યારે તેને પ્રકાશ કરેછે અને દીવા આદિ ન હોય ત્યારે અંધકારને પ્રકાશ કરેછે. "नाग्न्यादिदीप्तिवद्दीप्तिर्भवत्यांध्यं यतो निशि" એ અર્ધા શ્લોકનો આ રીતે પણ અર્થ થાય છે—આ આત્માનો પ્રકાશ અગ્નિ આદિના પ્રકાશ જેવો નથી, કારણ કે રાત્રીએ અંધકાર હોય છે. જો આત્માનો પ્રકાશ અગ્નિ આદિના પ્રકાશ જેવો હોય તો તે પ્રકાશવડે

અંધકાર મટવો જોઇએ. પરંતુ આત્માની સત્તા તથા પ્રકાશ સદા-સર્વત્ર છતાં પણ અંધારૂં જતું નથી. માટે આત્માનો પ્રકાશ, "અગ્નિનો પ્રકાશ ભાસે છે, આ અંધકાર જણાય છે." એવી રીતે આત્મ પ્રકાશ અગ્નિ આદિના પ્રકાશને અંધકારને તથા અન્ય પદાર્થોને એકસરખી રીતે પ્રકાશે છે; માટે આત્માના પ્રકાશને જ્ઞાની પુરૂષોએ સ્વયંપ્રકાશ માનવો જોઇએ.)

આત્મા પ્રકાશ છે તથા દેહ આત્માવડે પ્રકાશ પામનારો છે એમ દેહમાં તથા આત્મામાં મોહોટો અંતર છતાં તે બંનેને જે એક રૂપજ જાણે છે તેને ફરી આત્માનો તથા દેહનો ભેદ સ્પષ્ટ કરી બતાવે છે.—

**देहोहमित्ययं मूढो धृत्वा तिष्ठत्यहो जनः ॥**
**ममायमित्यपि ज्ञात्वा घटद्रष्टेव सर्वदा ॥ २३ ॥**

ઘડાને જોનાર પુરૂષ ઘડો મારો છે એમ સદા જાણે છે, પણ હું ઘડો છું એમ કોઈ કાળે જાણતો નથી, અને આ મૂઢ જન તો આ દેહને મારો છે એમ જાણ્યા છતાં પણ દેહ હું છું એવી બુદ્ધિ ધારીને પોતાને કૃતકૃત્ય માનેછે એ મોહોટું આશ્ચર્ય છે.

શરીર જે આત્મા નથી તેનેવિષે આત્મબુદ્ધિ ભ્રમરૂપ છે એ ભ્રમ અજ્ઞાનનું કાર્ય છે જેને નિવૃત્ત કરવા તમે કહો છો; પરંતુ અજ્ઞાનને મટાડનાર શું છે? એવી શંકા થતાં અજ્ઞાનનું વિરોધી જ્ઞાન છે એમ જણાવવા માટે જ્ઞાનનું સ્વરૂપ કહે છે.

**ब्रह्मैवाहं समः शांतः सच्चिदानन्दलक्षणः ॥**
**नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ २४ ॥**

હું સર્વત્ર સમ, શાંત તથા સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્મજ છું; આ મિથ્યાદેહ હું નથી, એ પ્રકારે મહાવાક્યવડે થએલી અખંડબ્રહ્માકાર વૃત્તિને જ્ઞાન કહેછે.

**વિવેચન.**—( હું-હું એવો શબ્દ તથા હું એવી પ્રતીતિનો વિષય પ્રત્યક્ આત્મા, બ્રહ્મજ છું, મારી સત્તા તથા પ્રકાશવડે સર્વ વસ્તુઓને વિષે સ્થિત છું; સર્વ ઉપાધિયોથી મુક્ત હોવાથી વિક્ષેપ આદિ સર્વ વિકાર રહિત છું તથા અસત્, જડ તથા દુ:ખ એ વિરોધી અંશોનો ત્યાગ કરી ભાગત્યાગલક્ષણાવડે મારૂં સ્વરૂપ જાણી શકાય છે.

વિધિદ્વારા તથા નિષેધદ્વારા આત્માનું સ્વરૂપ જાણી શકાય છે. "આત્મા સત્ય છે, ચૈતન્ય સ્વરૂપ છે" ઈત્યાદિ વિધિ છે. હવે નિષેધરૂપદ્વાર શ્લોકના તૃતીય પાદવડે કહે છે. नाहं इत्यादि० હું-અહં શબ્દ તથા अहं એવી પ્રતીતિનો આશ્રય સ્થૂલદેહ નથી, તેમ પ્રાણ ઇંદ્રિયાદિ પણ હું નથી. કારણ કે તેઓ મિથ્યા છે. હું તો બ્રહ્મ છું, ઈત્યાદિ મહાવાક્યથી થએલી અખંડબ્રહ્માકાર વૃત્તિને વિવેકી પુરૂષો જ્ઞાન કહેછે. એથી અન્ય સર્વ વિચારને જ્ઞાનાભાસ કહેછે.)

"**શંકા.**—"હું સુખી છું, હું દુ:ખી છું, હું જન્મું છું, હું મરૂં છું" એવી રીતે અનેક સુખ, દુ:ખ, જન્મ મરણ આદિ ધર્મવાળો આત્મા પ્રતીત થાયછે તેને તમે બ્રહ્મ કેમ કહો છો?

**निर्विकारो निराकारो निरवद्योऽहमव्ययः ।**
**नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ २९ ॥**

હું જન્મ આદિ વિકાર રહિત છું તેમજ શરીર આદિ આકાર રહિત છું, હું વાત પિતાદિ દોષ રહિત છું તથા અધ્યાત્મ અધિભૂત અને અધિદૈવ એ ત્રિવિધ તાપ રહિત છું માટેજ મારો ક્ષય થતો નથી, તથા હું આ મિથ્યા દેહરૂપ નથી, આવી અખંડ બ્રહ્માકારવૃત્તિને જ્ઞાન કહેછે.

**વિવેચન.**—( હું-પ્રત્યક્ આત્મા, જન્મ આદિ વિકારો રહિત છું, કારણ કે જન્મ આદિ વિકાર શરીરના ધર્મ છે; હું શરીર આદિ આ

કાર રહિત છું માટેજ વાત પિત્તાદી દોષથી થએલા અધ્યાત્મ અધિ-ભૂત તથા આધિદૈવ એ ત્રિવિધતાપ રહિત છું તથા ક્ષય રહિત છું.

**શંકા.**—હું મનુષ્ય છું એવી પ્રતીતિ થાયછે માટે આત્મા નિરાકાર કેમ ?

**સમાધાન.**—છીપમાં રૂપાનું જ્ઞાન જેમ ભ્રાંતિરૂપ છે તેમ "હું મનુષ્ય છું" એપણ કેવળ ભ્રાંતિજ્ઞાન છે. કારણ કે 'હું બ્રહ્મ છું' એવા જ્ઞાનવડે 'હું મનુષ્ય છું' એ જ્ઞાન ખોટું પડેછે, માટે હું આ મિથ્યા દેહરૂપ નથી એ પ્રકારના નિશ્ચયને વિદ્વાનો જ્ઞાન કરેછે.)

ફરી જ્ઞાનનું સ્વરૂપ કહેછે.

**निरामयो निराभासो निर्विकल्पोऽहमाततः ।**
**नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ २६ ॥**

હું સર્વ રોગ રહિત છું, મારૂં સ્વરૂપ જાણવામાં વૃત્તિની અપેક્ષા છે, ચિદાભાસની અપેક્ષા નથી; હું સર્વ કલ્પના રહિત છું તથા હું વ્યાપક છું; આ શરીર કે જે કેવળ મિથ્યા છે તે હું નથી. આપ્રકારના નિશ્ચયને વિદ્વાનો જ્ઞાન કહેછે.

**निर्गुणो निष्क्रियो नित्यो नित्यमुक्तोऽहमच्युतः ।**
**नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥२७ ॥**

ગુણો માયિક છે માટે હું ગુણ રહિત છું, એજ કારણથી ક્રિયારહિત પણ છું. હું નિત્ય છું—નાશરહિત છું, માટેજ નિત્ય મુક્ત છું અર્થાત્ ત્રણે કાળમાં બંધ રહિત છું તથા સદા સચ્ચિ-દાનંદ સ્વરૂપ છું આ મિથ્યા શરીર હું નથી. આ પ્રકારના નિ-શ્ચયને વિદ્વાનો જ્ઞાન કહેછે.

**निर्मलो निश्चलोऽनंतः शुद्धोऽहमजरोऽमरः ।**
**नाहं देहो ह्यसद्रूपो ज्ञानमित्युच्यते बुधैः ॥ २८ ॥**

હું, અવિદ્યા તથા અવિદ્યાનાં કાર્યરૂપ મેલ રહિત છું, હું આકાશનીપેઠે વ્યાપક હોવાથી અચળ છું, દેશ, કાળ તથા વસ્તુવડે મારો અંત નથી, હું શુદ્ધ છું જરામરણ રહિત છું. જરામરણ આદિ સર્વ ધર્મો ત્રણ દેહના છે. હું મિથ્યા દેહ નથી આવી અખંડાકાર બુદ્ધિની વૃત્તિને વિવેકી પુરૂષો જ્ઞાન કહેછે.

શંકા.—જો શરીર આત્મા ન હોય તો શરીર વિના અન્ય વસ્તુ પ્રતીત થતી નથી માટે આત્મા શુન્ય સ્વરૂપ થશે.

**स्वदेहे शोभनं संतं पुरुषाख्यं च संमतम् ।**
**किं मूर्ख शून्यमात्मानं देहातीतं करोषि भोः ॥ २९ ॥**

ઉત્તર.—હે મૂર્ખ શુન્યવાદી ! જે આત્મા તારા શરીરમાંજ મંગળ સ્વરૂપે વિરાજે છે, પ્રત્યેક મનુષ્ય શરીરમાં अहं રૂપે વાસ કરીને રહેલો હોવાથી જેની પુરૂષ એવી સંજ્ઞા છે “ अयमात्मा ब्रह्म” ( આત્મા બ્રહ્મ છે ) ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિયોવડે જેના સ્વરૂપનો નિર્ણય થયો છે, જે ભાવરૂપ અને સર્વનું અધિષ્ઠાન છે તથા જેમ ઘડાનો જોનાર ઘડાથી જુદો હોયછે તેમ જે દેહનો દ્રષ્ટા હોવાથી દેહથી ભિન્ન છે તેને શુન્ય અર્થાત્ આકાશના પુષ્પનીપેઠે અત્યંત અભાવરૂપ તું કેમ માનેછે ?

**પ્રશ્ન.**—આત્માને શૂન્ય માનવાથી શૂન્ય વાદીનો પોતાનો અભાવ પ્રાપ્ત થાયછે માટે આત્મા શૂન્ય ન હોય તોપણ તે દેહાદિથી જુદો છે એમાં શું પ્રમાણ છે ?

**स्वात्मानं शृणु मूर्ख त्वं श्रुत्या युक्त्या च पूरुषम् ।**
**देहातीतं सदाकारं सुदुर्दर्शं भवादृशैः ॥ ३० ॥**

**ઉત્તર.**—હે મૂર્ખ દેહાત્મવાદી ચાર્વાક! શ્રુતિવડે તથા યુક્તિવડે તું તારા પુરૂષરૂપ આત્માને દેહથી જુદો તથા સત્તારૂપ છે એમ જાણ. તારા જેવા પુરૂષને આત્માનું દર્શન થવું અયોગ્ય છે.

**વિવેચન.**—(હે મૂર્ખ, દેહને આત્મા માનનારા ચાર્વાક? तस्माद्वा एतस्मादन्नरसमयादन्योंतर आत्मा (અન્નરસના વિકારરૂપ દેહથી આત્મા અન્ય છે) ઇત્યાદિ શ્રુતિઓવડે તથા એકને વિષે કર્તાપણાના તથા કર્મપણાના વિરોધરૂપ યુક્તિવડે તારો આત્મા દેહથી જુદો છે એમ તું જાણ.

**શંકા.**—જ્યારે આત્મા દેહથી જુદો છે ત્યારે તેનો આકાર કેવો છે?

**સમાધાન.**—સતા એજ તેનો આકાર છે અર્થાત્ "ઘટ છે, પટ છે," ઇત્યાદિ પ્રકારે સર્વત્ર પ્રતીત થતી સત્તા તે આત્મસત્તાજ છે.

**શંકા.**—જ્યારે એવો આત્મા હોય ત્યારે સર્વના જોવા જાણવામાં તે કેમ નથી આવતો?

**સમાધાન.**—શ્રુતિ આચાર્યને વિષે શ્રદ્ધારહિત તારા જેવા પુરૂષને આત્માનું દર્શન થવું અત્યંત અયોગ્ય છે.

હવે દેહાત્મવાદીનું સમાધાન સાત શ્લોકવડે કરેછે.

**अहंशब्देन विख्यात एक एव स्थितः परः ।**
**स्थूलस्त्वनेकतां प्राप्तः कथं स्याद्देहकः पुमान् ॥ ३१ ॥**

"હું" એવા શબ્દવડે તથા "હું" એવી પ્રતીતિવડે આત્મા પ્રસિદ્ધ છે અને તે સ્થૂલદેહથી ભિન્ન છે તથા એકજ છે તથા સ્થૂલશરીરો તો અનેક છે માટે સ્થૂલશરીર આત્મા કેમ થઇ શકે? અર્થાત્ નજ થઈ શકે.

**अहं द्रष्टृतया सिद्धो देहो दृश्यतया स्थितः ।**
**ममायमिति निर्देशात्कथं स्याद्देहकः पुमान् ॥ ३२ ॥**

આત્મા, દ્રષ્ટારૂપે અર્થાત્ શબ્દ આદિ વિષયોના પ્રકાશકરૂપે સિદ્ધ છે તથા શરીર શબ્દ આદિ વિષયોની પેઠે દૃશ્યરૂપે સ્થિત છે. કારણ કે જેમ "આ મારો ઘડો છે" એમ કહેવાય છે તેમજ "આ મારો દેહ છે" એમ પણ કેહેવામાં આવે છે એ પ્રકારે દેહમાં અને આત્મામાં અત્યંત વિલક્ષણપણું છે માટે દેહ આત્મા કેમ હોય?

**अहं विकारहीनस्तु देहो नित्यं विकारवान् ।**
**इति प्रतीयते साक्षात्कथं स्याद्देहकः पुमान् ॥ ३३ ॥**

હું અર્થાત્ આત્મા જન્મ આદિ છ વિકાર રહિત છે અને દેહ સદા વિકારવાન્ છે એમ સદા પ્રત્યક્ષ પ્રમાણવડે અનુભવ થાયછે માટે દેહ આત્મા કેમ થઇ શકે?

ઉપર પ્રમાણે આત્માનું તથા દેહનું વિલક્ષણપણું યુક્તિવડે બતાવ્યું. હવે શ્રુતિવડે બંનેમાં વિલક્ષણતા બતાવે છે.

**यस्मात्परमिति श्रुत्या तया पुरुषलक्षणम् ।**
**विनिर्णीतं विमूढेन कथं स्याद्देहकः पुमान् ॥ ३४ ॥**

"આત્માથી કોઈ પર અપર નથી, આત્માથી કોઇ સ્થૂલ સૂક્ષ્મ કે મોહોટું નથી તથા સંપૂર્ણ જગત્ આત્માવડે પૂર્ણ છે." આ પ્રમાણે તૈત્તિરીય ઉપનિષદ્‌ની શ્રુતિયે આત્માનું સ્વરૂપ વર્ણવેલું છે તેનો હે મૂર્ખના સરદાર વાદી! તું કેમ આદર કરતો નથી? આ પ્રકારનો આત્મા છે અને દેહ અસત્ જડ તથા દૃશ્ય છે; તે આત્મા કેમ થઈ શકે?

सर्वं पुरुष एवेति सूक्ते पुरुषसंज्ञिते ।
अप्युच्यते यतः श्रुत्या कथं स्याद्देहकः पुमान् ॥ ३५ ॥

પુરૂષસૂક્તમાં "पुरुष एवेदं सर्वं" (આ બધું આત્મારૂપ છે,) એ શ્રુતિયે આત્માને સર્વ સ્વરૂપ કહ્યો છે અને દેહ તો અસત્ તથા જડ છે માટે તે આત્મા કેમ સંભવે?

असंगः पुरुषः प्रोक्तो बृहदारण्यकेऽपि च ।
अनंतमलसंश्लिष्टः कथं स्याद्देहकः पुमान् ॥ ३६ ॥

બૃહદારણ્ય ઉપનિષદ્‌માં "असंगो ह्ययं पुरुषः" (આ આત્મા અસંગ છે.) એ શ્રુતિએ આત્માને અસંગ કહ્યો છે અને દેહ તો અનંત મળોના સંગવાળો છે તે આત્મા કેમ થઇ શકે?

तत्रैव च समाख्यातः स्वयंज्योतिर्हि पूरुषः ।
जडः परप्रकाश्योऽसौ कथं स्याद्देहकः पुमान् ॥ ३७ ॥

બૃહદારણ્ય ઉપનિષદ્‌માં આત્માને સ્વયંપ્રકાશ કહ્યો છે તથા તેનું સ્વયંપ્રકાશપણું વિદ્વાનોના અનુભવવડે પણ સિદ્ધ છે. અને શરીર તો જડ છે તથા ઘડાનીપેઠે અન્યવડે પ્રકાશ પામેછે માટે શરીર આત્મા કેમ સંભવે? ન સંભવે.

કેવળ જ્ઞાનકાંડમાં આત્માનો તથા દેહનો ભેદ પ્રતિપાદન કરેલ છે એમ નથી કિંતુ કર્મકાંડમાં પણ દેહનો તથા આત્માનો ભેદ સિદ્ધ કરેલ છે તે વાત કહેછે.

प्रोक्तोऽपि कर्मकांडेन ह्यात्मा देहाद्विलक्षणः ।
नित्यश्च तत्फलं भुंक्ते देहपातादनंतरम् ॥ ३८ ॥

"यावज्जीवं अग्निहोत्रं जुहुयात्" (જીવિત પર્યંત અગ્નિહોત્ર હોમવું) ઈત્યાદિ કર્મને પ્રતિપાદન કરનાર વેદનો ભાગ જે કર્મકાંડ એવા નામથી ઓળખાય છે તેણે પણ આત્માને દેહાદિથી વિલક્ષણ તથા નિત્ય કહ્યો છે. કારણ શરીર પડ્યા પછી પણ અનિત્ય કર્મ ફળને ભોગવે છે. ન્યાયશાસ્ત્ર તથા સાંખ્ય આદિ શાસ્ત્રોમાં પણ દેહનો તથા આત્માનો ભેદ વર્ણવેલો છે.

**પ્રશ્ન.**—જો તમે આત્માને કર્ત્તા તથા ભોક્તા કહેશો તો તમારાજ સિદ્ધાંતની હાની થશે, કારણ કે તમારા મતમાં તો આત્મા કર્ત્તા તથા ભોક્તા નથી.

**लिंगं चानेकसंयुक्तं चलं दृश्यं विकारि च ।**
**अव्यापकमसद्रूपं तत्कथं स्यात्पुमानयम् ॥ ३९ ॥**

ઉત્તર.—લિંગશરીર દેવ મનુષ્ય આદિ અનેક સ્થૂલશરીરો સાથે સંબંધવાળું છે અથવા અનેક અવયવયુક્ત છે, ચળ છે, દૃશ્ય છે, વિકારી છે, વ્યાપક નથી અર્થાત્ પરિચ્છિન્ન છે તથા મિથ્યા છે માટે તે આત્મા કેમ હોઇ શકે?

**વિવેચન.**—(લિંગશરીર અથવા સૂક્ષ્મશરીર, દેવ મનુષ્ય આદિ અનેક શરીરો સાથે સંબંધયુક્ત છે અથવા સત્તર તત્વરૂપ અવયવયુક્ત છે. એ લિંગશરીરમાં મનની પ્રધાનતા હોવાથી તે ચચળ છે; આ મારી શ્રોત્રઇંદ્રિય છે, આ મારૂં મન છે એવી રીતે ભાસે છે માટે તે આત્માવડે દૃશ્ય છે; વિકારયુક્ત છે, પરિચ્છન્ન છે, મિથ્યા છે તથા જ્ઞાનવડે બાધ પામે છે. જેમ લિંગશરીર આત્મા નથી તેમ કારણશરીર પણ આત્મા નથી. આત્માને વિષે કર્તાપણું, ભોક્તાપણું આદિ કેવળ લિંગશરીરના અધ્યાસવડે ભાસે છે. આત્માનો સાક્ષાત્કાર થયાથી અધ્યાસ નિવૃત્ત થાય છે ત્યારે કર્તૃત્વાદિ કંઈ પણ તેને વિષે ભાસતું નથી માટે કર્તૃત્વ

(કર્ત્તાપણું) આદિ ધર્મવાળો લિંગદેહ છે, આત્મા નથી; એથી કરીને વેદાન્ત સિદ્ધાંતમાં કશી હાનિ નથી.)

હવે પૂર્વે કહેલા આત્માના તથા દેહના ભેદનો ઉપસંહાર કરેછે.

**एवं देहद्वयादन्य आत्मा पुरुष ईश्वरः ।**
**सर्वात्मा सर्वरूपश्च सर्वातीतोऽहमव्ययः ॥ ४० ॥**

એ પ્રકારે આત્મા સ્થૂળ તથા સૂક્ષ્મ બંને શરીરથી અન્ય છે, પુરૂષરૂપ છે, ઈશ્વરરૂપ છે, સર્વાત્મા, સર્વથી અળગો, અહં શબ્દનો આશ્રય તથા અવિનાશી છે.

**વિવેચન.**—(પૂર્વે કહેલી રીતે, આત્મા સ્થૂલ તથા સૂક્ષ્મ બંને શરીરથી ભિન્ન છે, તે પુરૂષ છે અર્થાત્ શરીરનો અધિષ્ઠાતા છે, ઈશ્વર છે.

**શંકા.**—જ્યારે સર્વ પદાર્થો છે અને આત્મ પણ છે ત્યારે તો દ્વૈતાપત્તિ થશે?

**સમાધાન.**—સર્વ સ્વરૂપ એકજ આત્મા છે.

**શંકા.**—જો સર્વરૂપ આત્મા હોય તો સર્વ વસ્તુઓનો આકાર ધારણ કરવાથી તે વિકારી થશે?

**સમાધાન.**—તે સર્વથી અળગો છે.

**શંકા.**—જો એવો આત્મા હોય તો તેસર્વને પ્રાપ્ત કેમ થતો નથી?

**સમાધાન.**—अहं (હું) શબ્દનો આશ્રય હોવાથી તે સદા પ્રાપ્તજ છે.

**શંકા.**—અહં શબ્દનો આશ્રય તો અહંકાર પણ છે?

**સમાધાન.**—આત્મા ક્ષય આદિ વિકાર રહિત છે તથા અહંકારનો પણ સાક્ષી છે.

**પ્રશ્ન.**—"આત્મા સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરથી ભિન્ન છે" એમ પ્રતિપાદન કરવાનું શું પ્રયોજન છે?

**इत्यात्मदेहभागेन प्रपंचस्यैव सत्यता ।**
**यथोक्ता तर्कशास्त्रेण ततः किं पुरुषार्थता ॥ ४१ ॥**

ઉત્તર.—તમે દેહનું તથા આત્માનું વિલક્ષણપણું પ્રતિપાદન કરીને, જેમ તર્કશાસ્ત્ર જગતને સત્ય કહેછે તેમ, જગતનું સત્યપણું પ્રતિપાદન કર્યું, એથી શો પુરૂષાર્થ સિદ્ધ થયો? તુચ્છ પુરૂષાર્થથી ભયની નિવૃત્તિ થતી નથી. શ્રુતિપણ કહેછે કે "જ્યાંસુધી જગત્‌માંથી સત્યત્વબુદ્ધિ ગઇ નથી ત્યાંસુધી ભયની નિવૃત્તિ થતી નથી. માટે દ્વૈતનું પ્રતિપાદન કરી તમે શું ફળ પ્રાપ્ત કર્યું? કંઈજ નહિ.

સિદ્ધાંતિ કહેછે કે ભેદ જ્ઞાનનું પ્રતિપાદન પણ અભેદ જ્ઞાનની સિદ્ધિને અર્થે છે માટે આત્માના તથા દેહના ભેદ જ્ઞાનનું કથન વ્યર્થ નથી એમ કહેછે.

**इत्यात्मदेहभेदेन देहात्मत्वं निवारितम् ।**
**इदानीं देहभेदस्य ह्यसत्वं स्फुटमुच्यते ॥ ४२ ॥**

ઉપર પ્રમાણે આત્માને દેહથી પૃથક્ કરી ને ચાર્વાકના મતને અનુસારે પ્રાપ્ત થએલું દેહને વિષે આત્માપણું વારણ કર્યું; હવે દેહની સત્તા આત્માની સત્તાથી ભિન્ન નથી એ વાર્ત્તા સ્પષ્ટ સમજાય તેમ કહેછે.

**चैतन्यस्यैकरूपत्वाद्भेदो युक्तो न कर्हिचित् ।**
**जीवत्वं च मृषा ज्ञेयं रज्जौ सर्पग्रहो यथा ॥ ४३ ॥**

"घटः प्रकाशते, पटः प्रकाशते" (ઘડો પ્રકાશે છે, વસ્ત્ર પ્રકાશે છે, ભાસેછે) એ રીતે અધિષ્ઠાન ચૈતન્યરૂપ પ્રકાશ, સર્વત્ર એક સ્વરૂપે પ્રતીત થાયછે માટે, કોઇ પણ કાળે ભેદ વાસ્તવિક

નથી; તેમજ જીવપણું પણ મિથ્યા છે, કારણ કે જીવની ઉપાધિ અંતઃકરણ માયાનું કાર્ય છે; માટે રજ્જુના અજ્ઞાનવડે થોડા અંધારામાં પડેલી રજ્જુમાં, વાંકાપણું આદિ સરખાપણાને લીધે જેમ રજ્જુને નહિ ઓળખનારાને સર્પ ભ્રાંતિ થાયછે, તેમજ આત્માના અજ્ઞાનવડે, પ્રકાશરૂપ સરખાપણાને લીધે, સામાન્ય ચૈતન્ય પ્રકાશનેવિષે અવિવેકી પુરુષને ચિદાભાસરૂપ જીવની ભ્રાંતિ થાયછે.

ઉપર આપેલા રજ્જુ સર્પના દૃષ્ટાંતના સ્પષ્ટીકરણ સાથે સંપૂર્ણ જગત્ બ્રહ્મરૂપ છે એમ બતાવે છે.

**रज्ज्वज्ञानात्क्षणेनैव यद्वद्रज्जुर्हि सर्पिणि ।**
**भाति तद्वच्चितिः साक्षाद्विश्वाकारेण केवला ॥ ४४ ॥**

જેમ રજ્જુના અજ્ઞાનથી તેજ ક્ષણે રજ્જુ સર્પાકારે ભાસેછે, તેમજ બ્રહ્મના અજ્ઞાનથી બ્રહ્મજ જગત્‌ને આકારે સાક્ષાત્ સ્ફુરેછે. બ્રહ્મથી ભિન્ન જગત્ છેજ નહિ, માટે સંપૂર્ણ જગત્ બ્રહ્મનું વિવર્ત્ત[1] છે, પરિણામ નથી.

હવે જગત્‌નું ઉપાદાન બ્રહ્મ છે એમ વાત કહેછે.

**उपादानं प्रपंचस्य ब्रह्मणोऽन्यन्न विद्यते ।**
**तस्मात्सर्वप्रपंचोऽयं ब्रह्मैवास्ति न चेतरत् ॥ ४५ ॥**

જગત્‌નું ઉપાદાન કારણ બ્રહ્મથી અન્ય નથી માટે સંપૂર્ણ જગત્ બ્રહ્મજ છે બ્રહ્મથી અન્ય નથી.

**વિવેચન.**—(આકાશથી શરીર પર્યંત સંપૂર્ણ જગત્‌નું કારણ સબલબ્રહ્મ (માયાવિશિષ્ટ ચૈતન્ય) જ છે, તે વિના અન્ય કોઈ પણ

---

૧ પ્રથમ અવસ્થાને તજ્યાવિના અવસ્થાંતરની પ્રાપ્તિ તે વિવર્ત્ત.

કારણ નથી. સાંખ્યમતમાં પ્રકૃતિને કારણ માનેછે તથા ન્યાયમતમાં પરમાણુઓને કારણ માનેછે પરંતુ તે વાત યોગ્ય નથી. કારણ કે, एतस्मादात्मनः सकाशादाकाशः संभूतः (આત્માથી આકાશ ઉત્પન્ન થયું) ઈત્યાદિ શ્રુતિઓ પણ બ્રહ્મનેજ જગત્‌નું કારણ કહેછે; માટે પાંચ ભૂતો તથા તેમનાં કાર્યરૂપ સંપૂર્ણ જગત્ બ્રહ્મજ છે, અન્ય વસ્તુ નથી.

**પ્રશ્ન.**—"જગત્ વ્યાપ્ય છે તથા બ્રહ્મ વ્યાપક છે" એવો ભેદ સ્પષ્ટ ભાસતાં છતાં તમે બ્રહ્મને ભેદ રહિત એકરસ છે એમ કેમ કહો છો?

**व्याप्यव्यापकता मिथ्या सर्वं ब्रह्मेति शासनात् ।**
**इति ज्ञाते परे तत्त्वे भेदस्यावसरः कुतः ॥ ४६ ॥**

**ઉત્તર.**—"સઘળું બ્રહ્મ છે" એવી શ્રુતિરૂપ ઈશ્વરની આજ્ઞાના સામર્થ્યવડે વ્યાપ્ય વ્યાપકપણું અથવા અંતર તથા બાહેરપણું મિથ્યા છે—અર્થાત્ "ઘડાની માહે આકાશ અને આકાશની બહાર ઘડો" એ વ્યવહાર જેમ કલ્પિત છે તેમ બ્રહ્મ વ્યાપક છે અને જગત્ તેમાં વ્યાપ્ય છે એવો વ્યવહાર પણ કલ્પિતજ છે. આવી રીતે પરમતત્ત્વ આત્મસ્વરૂપ જાણ્યા પછી ભેદનો અવસર ક્યાં રહેછે? અર્થાત્ નથી રહેતો.

**પ્રશ્ન.**—"બહાર અને અંતર" એવો ભેદ પ્રત્યક્ષ દેખાય છે તે મિથ્યા શી રીતે?

**श्रुत्या निवारितं नूनं नानात्वं स्वमुखेन हि ।**
**कथं भासो भवेदन्यः स्थिते चाद्वयकारणे ॥ ४७ ॥**

**ઉત્તર.**—नेहनानाऽस्ति किंचन (બ્રહ્મને વિષે લેશ પણ ભેદ નથી) ઇત્યાદિ શ્રુતિઓએ સાક્ષાત્ ભેદનું વારણ કર્યું છે એ વાત નિ-

શ્રયવડે પ્રસિદ્ધ છે; એથી કરીને જગતનું નિમિત્ત કારણ તથા ઉપાદાન કારણ કેવળ બ્રહ્મજ સર્વ વિશ્વનો બાધ થતાં શેષ ર હેછે, માટે બ્રહ્મનું કાર્ય વ્યાપ્ય વ્યાપકપણું જે ફકત દેખાવા-માત્રજ છે, તે પોતાના કારણ બ્રહ્મથી ભિન્ન કેમ સંભવે? નજ સંભવે."

વળી ભેદ દૃષ્ટિને શ્રુતિએ દોષરૂપ કહી છે માટે પણ કાર્ય, કારણથી ભિન્ન નથી એ વાત કહેછે.

**दोषोऽपि विहितः श्रुत्या मृत्योर्मृत्युं स गच्छति ।**
**इह पश्यति नानात्वं मायया वंचितो नरः ॥ ४८ ॥**

"માયાવડે ઠગાએલો પુરૂષ, જે બ્રહ્મને વિષે ભેદ જુએ છે, તે વારંવાર જન્મમરણ પામેછે." એવા અર્થવાળી શ્રુતિએ ભેદ દૃષ્ટિને દોષરૂપ વર્ણવી છે, માટે સર્વનું અધિષ્ઠાન બ્રહ્મ એકજ છે; તેને વિષે લેશપણ ભેદ નથી.

**પ્રશ્ન.**—જ્યારે બ્રહ્મનેવિષે નાનાપણું અથવા ભેદ નથી ત્યારે શું કરવું?

**ब्रह्मणः सर्वभूतानि जायंते परमात्मनः ।**
**तस्मादेतानि ब्रह्मैव भवंतीत्यवधारयेत् ॥ ४९ ॥**

**ઉત્તર.**—બ્રહ્મ અર્થાત્ સર્વત્ર પૂર્ણપરમાત્માથી સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાયછે. પરમાત્માંજ સ્થિતિ પામેછે તથા પરમાત્માને વિ-ષેજ લય પામેછે. શ્રુતિપણ એમજ કહેછે માટે સર્વપ્રાણીઓ બ્રહ્મ-રૂપજ છે એમ નિશ્ચયવડે જાણવું.

**પ્રશ્ન.**—નાનાપ્રકારનાં નામ રૂપ તથા કર્મના ભેદવડે પ્રાણીઓ વિચિત્ર પ્રકારનાં છે તે બ્રહ્મરૂપ કેમ સંભવે?

**ब्रह्मैव सर्वनामानि रूपाणि विविधानि च ।**
**कर्माण्यपि समग्राणि बिभर्तीति श्रुतिर्जगौ ॥ ५० ॥**

ઉત્તર.—આકાશથી શરીરપર્યંત સર્વ સંજ્ઞાઓને, અવકાશથી મનુષ્યપર્યંત સર્વ રૂપોને તેમજ ગંધસ્પર્શાદિ ઇતર ગુણોને તથા સર્વને અવકાશ આપવો એ આકાશની ક્રિયાથી તે સ્નાનશૌચાદિ મનુષ્યની ક્રિયાપર્યંત સર્વ ક્રિયાઓને બ્રહ્મજ ધારણ કરેછે. બૃહદારણ્યક ઉપનિષદ્‌ની શ્રુતિપણ કહેછે કે નામરૂપ તથા કર્મોને બ્રહ્મજ ધારણ કરેછે. તાત્પર્ય જે, જેમ રજ્જુને ન જાણનારાને રજ્જુ સર્પનો આભાસ આપેછે તેમજ અધિષ્ઠાનના જ્ઞાનરહિત પુરૂષોને બ્રહ્મજ નામ-રૂપ તથા કર્મ સ્વરૂપે ભાસેછે.

આ વિષયમાં લોક પ્રસિદ્ધ દૃષ્ટાંત આપેછે.

**सुवर्णाज्जायमानस्य सुवर्णत्वं च शाश्वतम् ।**
**ब्रह्मणो जायमानस्य ब्रह्मत्वं च तथा भवेत् ॥ ५१ ॥**

જેમ સુવર્ણમાંથી ઉત્પન્ન થએલાં કડાં કુંડળ આદિ ભૂષણો સુવર્ણજ છે તેમજ બ્રહ્મથી ઉત્પન્ન થએલું સંપૂર્ણ જગત્ બ્રહ્મજ છે એમ નિશ્ચયવડે જાણવું.

એ પ્રકારે કર્તા-કર્મ આદિ છ કારકોનું અધિષ્ઠાન એકજ છે એ વાત સિદ્ધ છે તથાપિ ભેદદર્શિ પુરૂષને ભય રહેછે એ વાત કહેછે.

**स्वल्पमप्यंतरं कृत्वा जीवात्मपरमात्मनोः ।**
**यः संतिष्ठति मूढात्मा भयं तस्याऽभिभाषितम् ॥ ५२ ॥**

જે પુરૂષ જીવાત્મા તથા પરમાત્માને વિષે, "હું ઉપાસક છું અને બ્રહ્મ મારૂં ઉપાસ્ય છે તથા મારાથી ભિન્ન છે" એવે પ્રકારે થોડો પણ ભેદ કલ્પે છે તે મૂઢપુરૂષને "यदाह्येवैष एतस्मिन्नुदरमंतरं

कुरुते अथ तस्य भयं भवति ( જે બ્રહ્મને વિષે રંજ પણ ભેદને કલ્પે છે તેને જન્મમરણરૂપ ભય ઉત્પન્ન થાયછે ) એ શ્રુતિએ જન્મ-મરણરૂપ ભય કહેલો છે.

**પ્રશ્ન.**—દ્વૈત અને અદ્વૈત, તેજ તથા અંધકારનીપેઠે પરસ્પર વિરૂદ્ધ સ્વભાવવાળાં છે. કારણ કે જ્યાં દ્વૈત છે ત્યાં અદ્વૈત નથી અને જ્યાં અદ્વૈત છે ત્યાં દ્વૈત નથી. માટે દ્વૈત તથા અદ્વૈતનું એક અધિષ્ઠાન કેમ સંભવે ?

**यत्राज्ञानाद्भवेद्द्वैतमितरस्तत्र पश्यति ।**
**आत्मत्वेन यदा सर्वं नेतरस्तत्र चाण्वपि ॥ ९३ ॥**

**ઉત્તર.**—જ્ઞાની જનને પોતાની અજ્ઞાન અવસ્થામાં દ્વૈત સરખું ભાસેછે ત્યારે તેમાં તે પુરૂષ, હું જુદો છું, અને બીજા મારાથી ભિન્ન છે એમ અનુભવે છે અને જ્યારે તે પુરૂષને જ્ઞાન પ્રાપ્ત થાયછે ત્યારે તે પોતાથી અણુમાત્રપણ ભેદને જોતો નથી. કારણ કે કાર્યસહિત અજ્ઞાનની નિવૃત્તિ થઈ જવાથી તેને દ્વૈત પ્રતીત થતું નથી.

**પ્રશ્ન.**—અદ્વૈત દૃષ્ટિ કરવાથી શું ફળ છે?

**यस्मिन् सर्वाणि भूतानि ह्यात्मत्वेन विजानतः ।**
**नैव तस्य भवेन्मोहो न च शोको द्वितीयतः ॥ ९४ ॥**

**ઉત્તર.**—જે અવસ્થામાં અધિકારી પુરૂષ પ્રાણીમાત્રને પોતાના આત્મારૂપે સાક્ષાત્ અનુભવે છે તે અવસ્થામાં તે તે ભ્રાંતિ ઉત્પન્ન થતી નથી તથા શોક અર્થાત્ ચિત્તની વ્યાકુલતાપણ થતી નથી. કારણ કે શોક મોહાદિનું કારણ ભેદબુદ્ધિ તેને જતી રહી છે. શ્રુતિપણ કહેછે કે " यस्मिन् सर्वाणि भूतानि ह्यात्मैवाभूद्विजानतः ॥

तत्र को मोहकः शोक एकत्व मनुपश्यतः ॥ અર્થ—જે સમયે અપરોક્ષ અનુભવ કરનાર પુરૂષને સર્વ પોતાના આત્મારૂપે પ્રતીત થાયછે ત્યારે તે અભેદદૃષ્ટિવાળાને શોક તથા મોહનો અવસર ક્યાંછે?

શોકનું કારણ જે દ્વૈત, તેનો સદા અભાવજ છે એ વિષયમાં શ્રુતિનું પ્રમાણ આપેછે.

**अयमात्मा हि ब्रह्मैव सर्वात्मकतया स्थितः ।**
**इति निर्धारितं श्रुत्या बृहदारण्यसंस्थया ॥ ५५ ॥**

"આ આત્મા કે જે બ્રહ્મ છે તેજ સર્વરૂપે સ્થિત છે" એવો બૃહદારણ્ય ઉપનિષદ્‌ની "अयमात्मा ब्रह्म" એ શ્રુતિએ નિર્ણય કર્યો છે.

**પ્રશ્ન.**—આ લોકજ શોક મોહાદિકનું કારણ છે છતાં તમે જ્ઞાનવાનને શોક મોહની નિવૃત્તિ કેમ કહો છો?

**अनुभुक्तोप्ययं लोको व्यवहारक्षमोऽपि सन् ।**
**असद्रूपो यथा स्वप्न उत्तरक्षणबाधतः ॥ ५६ ॥**

**ઉત્તર.**—સ્વપ્ન અવસ્થામાં આ લોકોનો અનુભવ થાય છે તથા તેવડે સ્વપ્નકાળનો વ્યવહાર પણ સિદ્ધ થાયછે પરંતુ જાગ્રત અવસ્થામાં તેનો બાધ થવાથી જેમ સ્વપ્નાવસ્થામાં સ્થિત લોક તથા તેમનો વ્યવહાર મિથ્યા છે તેમજ જાગ્રત અવસ્થાના જગત્‌વડે વ્યવહાર સિદ્ધ થાયછે તથાપિ તેનો ઉત્તરક્ષણે અર્થાત્ જ્ઞાનકાળે બાધ પામેછે માટે તેપણ મિથ્યા છે.

**स्वप्नो जागरणेऽलीकः स्वप्नेऽपि जागरो नहि ।**
**द्वयमेव लये नास्ति लयोऽपि ह्युभयोर्न च ॥ ५७ ॥**

સ્વપ્ન અવસ્થા જાગૃત અવસ્થામાં મિથ્યા છે, તેમ સ્વપ્નમાં

જાગૃત અવસ્થા નથી, સુષુપ્તિમાં સ્વપ્ન તથા જાગરણ બન્ને અવસ્થા નથી તથા સુષુપ્તિ સ્વપ્નાવસ્થા તથા જાગૃત અવસ્થા બન્નેમાં નથી.

**त्रयमेवं भवेन्मिथ्या गुणत्रयविनिर्मितम् ।**
**अस्य द्रष्टा गुणातीतो नित्यो ह्येकश्चिदात्मकः ॥ ५८ ॥**

એ પ્રમાણે ત્રણે અવસ્થા મિથ્યા છે; કારણ કે તેઓ ત્રણ ગુણોનાં કાર્યરૂપ છે. આ ત્રણે અવસ્થાનો સાક્ષી આત્મા, નિત્ય છે, કારણ કે તે ત્રણે ગુણરહિત છે. એ આત્મા અદ્વિતીય તથા ચૈતન્યસ્વરૂપ છે.

**પ્રશ્ન.**—ત્રણ અવસ્થા ભલે મિથ્યા હોય પરંતુ જીવ તો સત્ય છે.

**यद्वन्मृदि घटभ्रांतिं शुक्तौ वा रजतस्थितिम् ।**
**तद्वद्ब्रह्मणि जीवत्वं वीक्ष्यमाणो न पश्यति ॥ ५९ ॥**

**ઉત્તર.**—જેમ માટીને જાણ્યા પછી ઘટની ભ્રાંતિ મટી જાયછે તથા જેમ છીપને ઓળખ્યા પછી તેને વિષે રૂપાની સ્થિતિ રહેતી નથી, તેમજ બ્રહ્મનો આત્મારૂપે સાક્ષાત્કાર કર્યા પછી જ્ઞાની પુરુષ, જીવપણું પોતાને વિષે જોતો નથી.

અજ્ઞાન અવસ્થામાં જે જીવનો તથા બ્રહ્મનો ભેદ પ્રતીત થાયછે તે નામમાત્ર છે. એ વાત ઘણાં દૃષ્ટાંતોવડે સિદ્ધ કરી આપેછે.

**यथा मृदि घटो नाम कनके कुंडलाऽभिधा ।**
**शुक्तौ हि रजतख्यातिर्जीवशब्दस्तथा परे ॥ ६० ॥**

જેમ માટીને વિષે ઘડો એવી સંજ્ઞા છે, જેમ સુવર્ણ વિષે કુંડળ એવી સંજ્ઞા છે તથા જેમ છીપને વિષે રજત એવું નામ છે તેમજ પરમાત્માને વિષે જીવ એવો શબ્દ છે. અર્થાત્ પર-

આત્માને વિષે જીવશબ્દ કથન માત્ર છે વસ્તુતઃ જીવ, બ્રહ્મથી ભિન્ન નથી.

આ નામમાત્ર સંસારનું મિથ્યાપણું હૃદયમાં આરૂઢ થવામાટે ઉપરના શ્લોકમાં કહેલી વાતનેજ અનેક દૃષ્ટાંતોવડે કહેછે.

**यथैव व्योम्नि नीलत्वं यथा नीरं मरुस्थले ।**
**पुरुषत्वं यथा स्थाणौ तद्वद्विश्वं चिदात्मनि ॥ ६१ ॥**

જેમ આકાશને વિષે કાળાશ મિથ્યા છે, જેમ મરૂ ભૂમિમાં જળ મિથ્યા છે તથા જેમ વૃક્ષના ઠુંઠામાં પુરુષની પ્રતીતિ ભ્રાંતિથી થએલી છે તેમજ ચૈતન્યરૂપ આત્માને વિષે જગત્ ભ્રાંતિકલ્પિત અર્થાત્ મિથ્યા છે.

**यथैव शून्ये वैतालो गंधर्वाणां पुरं यथा ।**
**यथाऽकाशे द्विचंद्रत्वं तद्वत्सत्ये जगत्स्थितिः ॥ ६२ ॥**

જેમ નિર્જન સ્થાનમાં અકસ્માત્ વૈતાળનો–ભૂતનો આભાસ જણાયછે, જેમ આકાશને વિષે [1]ગંધર્વનગર ભાસેછે તથા જેમ આકાશમાં બે ચંદ્રની ભ્રાંતિ થાયછે તેજ પ્રમાણે સત્ય પરમાત્માને વિષે જગત્‌ની સ્થિતિ છે.

**यथा तरंगकल्लोलैर्जलमेव स्फुरत्यलम् ।**
**पात्ररूपेण ताम्रं हि ब्रह्मांडौघैस्तथात्मता ॥ ६३ ॥**

જેમ પાણીમાં તરંગ, બુદ્‌બુદ (પરપોટા) ભાસે છે તે જળ-જ ભાસે છે તથા જેમ ત્રાંબુ પાત્રને આકારે ભાસે છે તેમ અનેક બ્રહ્માંડરૂપે આત્માજ ભાસે છે.

૧ ગંધર્વ નગર એટલે આકાશમાં નગરને આકારે દેખાતી વાદળાંની રચના.

**घटनाम्ना यथा पृथ्वी पटनाम्ना हि तंतवः ।**
**जगन्नाम्ना चिदाभांति ज्ञेयं यत्तदभावतः ॥ ६४ ॥**

જેમ ઘટને નામે પૃથ્વી ભાસેછે તથા જેમ વસ્ત્રને નામે તંતુઓ ( દોરાઓ ) ભાસે છે તેમજ જગત્‌ને નામે બ્રહ્મજ ભાસેછે.

**શંકા.**—જગત્‌ મિથ્યા છે એવી વાસના દૃઢ કરવાથી શું ફળછે ?

**સમાધાન.**—નામમાત્ર જગત્‌ મિથ્યા છે માટે એક બ્રહ્મજ જાણુવા યોગ્ય છે એવો દૃઢ નિશ્ચય કરવો. એ ફળ શ્રુતિપણ કહેછે કે वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ( ઘટનાં નામરૂપ મિથ્યા છે કેવળ મૃત્તિકાજ સત્ય છે.)

**પ્રશ્ન.**—यत्र हि द्वैतमिव भवति तदितर इतरं पश्यति (અજ્ઞાન અવસ્થામાં દ્વૈત સરખું ભાસે છે જ્યારે એક પુરૂષ, અન્યને પોતાથી ભિન્ન છે એમ જુવે છે) ઇત્યાદિ શ્રુતિઓનો અર્થ દેખાડીને ત્રણ અવસ્થાથી રહિત થવારૂપ વિદેહમુક્તિ તમે કહી, પણ જીવન્મુક્તિ કહી નથી તે કહો.

**सर्वोपि व्यवहारस्तु ब्रह्मणा क्रियते जनैः ।**
**अज्ञानान्न विजानंति मृदेव हि घटादिकम् ॥ ६५ ॥**

**ઉત્તર.**—શાસ્ત્રીય તથા લૌકિક બંને વ્યવહારને માણસો બ્રહ્મવડેજ સિદ્ધ કરેછે પરંતુ જેમ ઘટ આદિ કાર્યો મૃત્તિકાજ છે તેમ સર્વ બ્રહ્મજ છે એમ અજ્ઞાનવડે લોકો જાણી શકતા નથી; અર્થાત અજ્ઞાનની નિવૃત્તિ એજ જીવન્મુક્તિ છે, દ્વૈતનો નાશ થવો એ કંઈ મુક્તિનું સ્વરૂપ નથી. દ્વૈતની પ્રતીતી ભલે થાય પરંતુ તેમાંથી સત્યત્વબુદ્ધિ ત્યાગવી એજ જીવન્મુક્તિનું લક્ષણ છે.

તેમાં દૃષ્ટાંતસહિત હેતુ આપેછે.

कार्यकारणता नित्यमास्ते घटमृदोर्यथा ।
तथैव श्रुतियुक्तिभ्यां प्रपंचब्रह्मणोरिह ॥ ६६ ॥

જેમ ઘટરૂપ કાર્યમાં મૃત્તિકાની સત્તા સદા વિદ્યમાન છે તેમજ જગતરૂપ કાર્યમાં કારણભૂત બ્રહ્મની સત્તા નિરંતર વિદ્યમાન છે. જગતની સત્તા બ્રહ્મથી જુદી નથી. એ વિષયમાં " यथा सोम्यैकेन मृत्पिडेन सर्वं मृन्मयं विज्ञातं स्याद्वाचारम्भणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् " (જેમ માટીના પિંડનું જ્ઞાન થવાથી તેનાં કાર્ય માત્રનું જ્ઞાન થાયછે. કારણ કે ઘટાદિ પદાર્થ કેવળ નામમાત્ર છે, મૃત્તિકાજ સત્ય છે.) એ શ્રુતિ પ્રમાણ છે તથા જો કાર્ય તથા કારણમાં ભેદ હોય તો કારણના જ્ઞાનથી સર્વ કાર્યનું જ્ઞાન થવું ન જોઇયે અને થાયછે ખરૂં, માટે કાર્યકારણમાં ભેદ નથી કારણરૂપજ કાર્ય છે, એ યુક્તિ પ્રમાણ છે.

કાર્ય તથા કારણનો અભેદ દૃષ્ટાંત આપીને સ્પષ્ટ કરેછે.

गृह्यमाणे घटे यद्वन्मृत्तिका याति वै बलात् ।
वीक्ष्यमाणे प्रपंचेऽपि ब्रह्मैवाभातिभासुरम् ॥ ६७ ॥

જેમ ઘડાને નેત્રવડે ગ્રહણ કરતાં મૃત્તિકા એની મેળેજ ભાસેછે; મૃત્તિકાવિના કેવળ ઘડોજ કોઇ કાળે ભાસતો નથી તેમજ જગતને જોતાં પણ બ્રહ્મજ ભાસેછે; પ્રકાશસ્વરૂપ બ્રહ્મવિના કેવળ જગતનુંજ ભાસવું સંભવતું નથી. માટે કાર્ય-કારણ એકરૂપજ છે.

પ્રશ્ન.—બ્રહ્મના ભાસવાથી સંસાર નહિ ભાસે?

सदैवात्मा विशुद्धोऽस्ति ह्यशुद्धो भाति वै सदा ।
यथैव द्विविधा रज्जुर्ज्ञानिनोऽज्ञानिनोऽनिशम् ॥ ६८ ॥

ઉત્તર.—જેમ રજ્જુ, તેને જાણુનારને તથા ન જાણુનારને બે પ્રકારની ભાસેછે અર્થાત્ જાણુનારને સર્પને આકારે ભાસે છે તથા નહિ જાણુનારને રજ્જુ સ્વરૂપેજ ભાસે છે, તેમજ જ્ઞાનીની દૃષ્ટિએ આત્મા સદા શુદ્ધ છે તથા અજ્ઞાનીને આત્મા અશુદ્ધ ભાસેછે.

**વિવેચન.**—(જે માણુસને રજ્જુનું જ્ઞાન છે તેને, ત્રણે કાળમાં રજ્જુને વિષે સર્પ નથી તેથી એ જેમ ભય આપતી નથી અને રજ્જુને નહીં જાણુનારાને તે સર્પરૂપે ભાસવાથી ભયનું કારણુ થાય છે તેમજ જ્ઞાની પુરુષને આત્મા સદા શુદ્ધ અર્થાત્ અજ્ઞાન તથા તેનું કાર્ય જગતરૂપ મળરહિત છે તથા અજ્ઞાનીને ભ્રાંતિનેલીધે સદા અશુદ્ધ ભાસે છે. અર્થાત્ તે તો જગતનેજ જુએ છે પરમાત્માને દેખતોજ નથી. તાત્પર્ય જે સૂર્યનારાયણુ દિવસે પ્રકાશમાન છતાં પણુ આંધળાને કંઈ તે ઉપયોગી નથી, નેત્રવાળા પુરુષોજ સૂર્યના પ્રકાશવડે પોતાનો સર્વ વ્યવહાર સિદ્ધ કરી શકે છે તેજ પ્રમાણે આત્મા સદા સર્વત્ર ભાસમાન છે તથાપિ જેને તેનું સ્વરૂપ વૃત્તિમાં આરૂઢ થાયછે તેને તે મોક્ષનો હેતુ છે, જેમને એ પ્રમાણે થતું નથી તેમને તે મોક્ષનો હેતુ નથી.)

પ્રશ્ન.—જ્યારે આત્મા નિરંતર પ્રપંચ રહિત છે ત્યારે તમે દેહનો તથા આત્માનો ભેદ શામાટે બતાવ્યો?

ઉત્તર.—જેમને દેહનો તથા આત્માનો વિવેક નથી તેવા અવિવેકી પુરુષને દેહથી આત્માને જુદો બતાવવા માટે દેહનો તથા આત્માનો ભેદ દર્શાવ્યો છે. વિવેકી પુરુષનો તો એ ભેદ વ્યર્થ છે. એ વાત નીચેના શ્લોકવડે કહેછે.

**यथैव मृन्मयः कुंभस्तद्वद्देहोऽपि चिन्मयः ।**
**आत्मानात्मविभागोयं मुधैव क्रियतेऽबुधैः ॥ ६९ ॥**

જેમ માટીનો ઘડો તે માટીજ છે તેમજ શરીર પણુ ચૈત-

ન્યરૂપ બ્રહ્મજ છે; માટે જ્ઞાની પુરુષો આત્માનો તથા અનાત્માનો વિભાગ વ્યર્થ કરે છે. અજ્ઞાનીને તો દેહથી આત્માનું સ્વરૂપ ભિન્ન સમજવાસારૂ ઉપર કહેલો વિભાગ કરવા યોગ્ય છેજ.

અવિવેકી પુરૂષને, કલ્પિત શરીરજ આત્મારૂપે ભાસે છે એ વાત દૃષ્ટાંતસહિત કહેછે.

सर्पत्वेन यथा रज्जू रजतत्वेन शुक्तिका ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथात्मता ॥ ७० ॥
घटत्वेन यथा पृथ्वी पटत्वेनैव तंतवः ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथात्मता ॥ ७१ ॥
कनकं कुंडलत्वेन तरंगत्वेन वै जलम् ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथात्मता ॥ ७२ ॥
पुरुषत्वे यथा स्थाणुर्जलत्वेन मरीचिका ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथात्मता ॥ ७३ ॥
गृहत्वेनैव काष्ठानि खड्गत्वेनैव लोहता ।
विनिर्णीता विमूढेन देहत्वेन तथात्मता ॥ ७४ ॥

જેમ અજ્ઞાની જન રજ્જુને સર્પ છે એમ નિશ્ચય કરે છે તથા છીપને રૂપું છે એમ અનુભવે છે તેમ, મૂર્ખ મનુષ્યે દેહને આત્મા છે એમ જાણ્યું છે.

જેમ પૃથ્વીને (મૃત્તિકાને) ઘટ કહેછે, તથા તંતુઓને વસ્ત્ર કહેછે તેમ મૂર્ખજન દેહને આત્મા જાણેછે.

જેમ કનકને કુંડળ કહેછે, તથા જળને તરંગ કહેછે તેમ મૂર્ખજન દેહને આત્મા જાણેછે.

જેમ સ્તંભને અંધકારમાં પુરુષરૂપે જાણે છે તથા મૃગજળને જળ ગણેછે તેમ મૂર્ખ માણસે દેહને વિષે આત્માપણાનો નિશ્ચય કર્યો છે.

જેમ આડાંઅવળાં ગોઠવેલાં લાકડાંને "આ ઘર છે" એમ નિશ્ચય કરે છે, તથા લોઢાંને તરવાર કરીને માનેછે તેમ મૂર્ખ મનુષ્ય દેહને આત્મા સમજેછે.

**પ્રશ્ન.**—આત્માનું દેહરૂપે જ્ઞાન થવામાં કારણ શું છે?

**ઉત્તર.**—તેનું કારણ અજ્ઞાનજ છે એ એ વાત બાર શ્લોકવડે કહેછે.

**यथा वृक्षविपर्यासो जलाद्भवति कस्यचित् ।**
**तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ७५ ॥**

જેમ તળાવને કાંઠે ઉભેલા પુરુષને જળના સંબંધથી કાંઠાના વૃક્ષની છાયા પાણીમાં ઉલટી ભાસે છે અર્થાત્ થડ ઉપર તથા પત્ર શાખા આદિ નીચે ભાસે છે, તેમજ અજ્ઞજનને અજ્ઞાનને લીધે પોતાના આત્માને વિષે દેહપણું ભાસે છે, પરંતુ આત્મા શરીર નથી.

**पोतेन गच्छतः पुंसः सर्वं भातीव चंचलम् ।**
**तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ७६ ॥**

જેમ વહાણમાં બેસીને જનારા પુરુષને કાંઠે રહેલા વૃક્ષ આદિ પદાર્થો ચાલતા જણાય છે તેમજ અજ્ઞાનને યોગે આત્માને વિષે દેહ ભાસે છે.

**पीतत्वं हि यथा शुभ्रे दोषाद्भवति कस्यचित् ।**
**तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ७७ ॥**

જેમ કોઈ પુરુષને નેત્રને વિષે રહેલા કમળા આદિ દોષને લીધે ધોળી વસ્તુ પીળી ભાસે છે તેમજ અજ્ઞાનને યોગે આત્માને વિષે દેહપણું ભાસે છે.

**चक्षुर्भ्यां भ्रमशीलाभ्यां सर्वं भाति भ्रमात्मकम् ।**
**तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ७८ ॥**

જે પુરુષની દૃષ્ટિ ભમે છે તેને જેમ બધા પદાર્થો ભમતા હોય એવું ભાસે છે તેમજ અજ્ઞાનને લીધે આત્માને વિષે દેહપણું ભાસે છે.

**अलातं भ्रमणेनैव वर्तुलं भाति सूर्यवत् ।**
**तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ७९ ॥**

જેમ ઉમાડીઆને ફેરવવાથી તે સૂર્યની પેઠે ગોળ આકાર ભાસે છે તેમજ અજ્ઞાનવડે આત્માને વિષે દેહ ભાસે છે.

**महत्वे सर्ववस्तूनामणुत्वं ह्यतिदूरतः ।**
**तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८० ॥**

મોહોટી વસ્તુઓ પણ દૂરથી જોતાં જેમ અત્યંત સૂક્ષ્મ જણાયછે, તેમજ અજ્ઞાનવડે આત્માને વિષે શરીરની પ્રતીતિ થાયછે.

**सूक्ष्मत्वे सर्वभावानां महत्त्वं चोपनेत्रतः ।**
**तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८१ ॥**

જે અત્યંત સૂક્ષ્મ વસ્તુઓ હોયછે તે પણ ચશ્માવડે જોતાં મોહોટી કળાય છે તેમજ અજ્ઞાનને યોગે આત્માને વિષે દેહપણાનું ભાન થાયછે.

काचभूमौ जलत्वं वा जलभूमौ हि काचता ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८२ ॥

જેમ કાચની ભૂમીને વિષે જળનું ભાન થાયછે તથા જળમય ભૂમીને વિષે કાચનું ભાન થાયછે તેમજ અજ્ઞાનવડે આત્માને વિષે દેહપણું ભાસે છે.

यद्वदग्नौ मणित्वं हि मणौ वा वह्निता पुमान् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८३ ॥

જેમ અગ્નિમાં મણિની બુદ્ધિ થાયછે તથા મણિમાં અગ્નિની બુદ્ધિ થાયછે તેમજ અજ્ઞાનને લીધે આત્માને વિષે શરીરપણું જણાયછે.

अभ्रेषु सत्सु धावत्सु सोमो धावति भाति वै ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८४ ॥

જેમ આકાશમાં વાદળાં દોડે છે પણ ચંદ્ર દોડતો હોય તેમ ભાસે છે, તેમજ અજ્ઞાનને લીધે આત્માને વિષે દેહપણું ભાસે છે.

यथैव दिग्विपर्यासो मोहाद्भवति कस्यचित् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८५ ॥

જેમ કોઈ પુરૂષને મોહનેલીધે દિશાનો ભ્રમ થઈ જાય છે તેમજ અજ્ઞાનનેલીધે આત્મામાં દેહપણું ભાસેછે.

यथा शशी जले भति चंचलत्वेन कस्यचित् ।
तद्वदात्मनि देहत्वं पश्यत्यज्ञानयोगतः ॥ ८६ ॥

જેમ જળના પાત્રમાં, જળ હાલવાથી, તેમાં પ્રતિબિંબરૂપે

સ્થિત સૂર્યચંદ્રઆદિ, કોઇને હાલતા હોય એમ જણાવે છે તેમજ અજ્ઞાનવડે અજ્ઞાની જનને આત્માનેવિષે દેહનું ભાન થાયછે.

હવે બાર શ્લોકવડે કહેલા વિષયનો ઉપસંહાર કરેછે.

**एवमात्मन्यविद्यातो देहाध्यासो हि जायते ।**
**स एवात्मपरिज्ञानाल्लीयते च परात्मनि ॥ ८७ ॥**

એ પ્રકારે આત્માના અજ્ઞાનથી દેહાધ્યાસ અર્થાત્ હું મનુષ્ય છું એવી બુદ્ધિ ઉત્પન્ન થાયછે. તથા તે દેહાધ્યાસ " હું બ્રહ્મ છું" એવી રીતે પોતાથી અભિન્ન બ્રહ્મના સાક્ષાત્કારથી પરમાત્મામાં લય પામેછે.

**વિવેચન.**—(ઉપર બતાવ્યા પ્રમાણે આત્માના અજ્ઞાનથી દેહાધ્યાસ અર્થાત્ હું મનુષ્ય છું એવી બુદ્ધિ ઉત્પન્ન થાયછે. **શંકા.**—એ દેહાધ્યાસ શા ઉપાયથી મટેછે ? **સમાધાન**–તે દેહાધ્યાસ, " હું બ્રહ્મ છું " એવી રીતે પોતાના આત્માને બ્રહ્મરૂપે સાક્ષાત્ અનુભવવાથી અજ્ઞાન તથા તેના કાર્યરહિત પોતાના આત્માથી અભિન્ન બ્રહ્મના સ્વરૂપમાં લય પામેછે અર્થાત્ બ્રહ્મરૂપે રહેછે. કારણ કે અધિષ્ઠાનથી ભિન્ન આરોપિત પદાર્થનું સ્વરૂપજ નથી. " लीयते च परमात्मनि " એ શ્લોકના ચોથાપદમાં "च" નું ગ્રહણ કર્યું છે તે ઉપરથી એમ પણ સમજાય છે કે જેમ દેહાધ્યાસ બ્રહ્મનેવિષે લય પામેછે તેમ અધ્યાસનું કારણ અજ્ઞાનપણ લય પામેછે. કારણ કે જ્યાંસુધી કારણની સ્થિતિ હોય ત્યાંસુધી કાર્યનો અભાવ થવો સંભવતો નથી; માટે આત્માના સાક્ષાત્કારથીજ કાર્યસહિત અવિદ્યા નાશ પામેછે.)

**सर्वमात्मतया ज्ञातं जगत्स्थावरजंगमम् ।**
**अभावात्सर्वभावानां देहस्य चात्मता कुतः ॥ ८८ ॥**

જ્યારે સ્થાવર જંગમ સંપૂર્ણ જગત્ આત્મારૂપે જાણ્યા પછી કોઈ પણ પદાર્થ આત્માથી જુદા રહ્યા નહિ ત્યારે દેહનું આત્મા-

પણું ક્યાં રહ્યું? અર્થાત્ કાંઈ પણ આત્માથી ભિન્ન પદાર્થ આત્મ-સાક્ષાત્કાર થયા પછી રહેતો નથી.

**પ્રશ્ન.**—જ્ઞાની સંસાર રહિત થયો એથી કરીને મને શું લાભ થયો? જેમ એક માણસ ભોજન કરે તેથી અન્યને તૃપ્તિ થતી નથી તેમ જ્ઞાની સંસાર રહિત થયો તેથી મને કંઈ પણ લાભ થયો નથી.

**आत्मानं सततं जानन् कालं नय महाद्युते ।**
**प्रारब्धमखिलं भुंजन्नोद्वेगं कर्तुमर्हसि ॥ ८९ ॥**

ઉત્તર.—હે મહા તેજસ્વી પુરુષ! તું કામાદિ દોષોનો નાશ કરીને પોતાના હિતને અર્થે પ્રવૃત્ત થએલો છે માટે નિદ્રાનો સમય આવતાં સુધી તથા મરણપર્યંત વેદાંતના વાક્યોવડે આત્માનો વિચાર કરતાં સમય વીતાવ, અને જ્ઞાન પ્રાપ્ત થયા પછી આ છેલા શરીરના પ્રારબ્ધને અનુસારે જે સુખ-દુઃખાદિ ભોગ પ્રાપ્ત થાય તેમને આભાસ માત્ર સમજી ભોગવી છુટજે; પરંતુ તું ઉદ્વેગ પામવાને યોગ્ય નથી.

મુળે પ્રારબ્ધજ નથી ત્યારે તેનો ભોગ પણ કેમ હોય? અને ભોગ નથી તો તેથી થતો ઉદ્વેગ પણ કેમ સંભવે? અને ઉદ્વેગ નથી તો ઉદ્વેગ ન કરવાનો ઉપદેશ આવવો પણ સંભવતો નથી એવું વેદાંતના સિદ્ધાંતનું રહસ્ય છે. એ જણાવવામાટે નીચેના શ્લોકવડે આચાર્ય ભગવાન્ પ્રતિજ્ઞા કરેછે.

**उत्पन्नेप्यात्मविज्ञाने प्रारब्धं नैव मुंचति ।**
**इति यच्छ्रूयते शास्त्रे तन्निराक्रियतेऽधुना ॥ ९० ॥**

આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય તોપણ પ્રારબ્ધ કોઇને છોડતું નથી એમ જે શાસ્ત્રમાં કહ્યું છે તેનું હવે નિરાકરણ કરીએ છીએ.

**વિવેચન.**—( આ સ્થળે નીચેની પ્રક્રિયા લક્ષમાં રાખવા યોગ્ય છે. પારમાર્થિક, વ્યાવહારિક તથા પ્રાતિભાસિક ( દેખાવામાત્ર ) એમ ત્રણ પ્રકારે જગત્‌ની પ્રતીતિ થાયછે, તેમાં પારમાર્થિક અર્થાત્ જગત્ સત્ય છે એવી પ્રતીતિ શ્રવણ મનન અને નિદધ્યાસનવડે દૂર થાયછે, વ્યાવહારિક પ્રતીતિ આત્માનો સાક્ષાત્કાર થયે શાંત પામેછે તથા પ્રાતિભાસિક પ્રતીતિ તો પ્રારબ્ધનો ક્ષય થયે નાશ પામેછે. અન્યપ્રકારે જગત્‌ની પ્રતીતિની નિવૃત્તિ નથી એવી આ જગોએ આચાર્ય ભગવાન્ પ્રતિજ્ઞા કરેછે. )

**तत्त्वज्ञानोदयादूर्ध्वं प्रारब्धं नैव विद्यते ।**
**देहादीनामसत्त्वात्तु यथा स्वप्नो विबोधतः ॥ ९१ ॥**

તત્ત્વજ્ઞાનનો ઉદય થયા પછી પ્રારબ્ધ રહેતું નથી. કારણ કે જ્ઞાનવડે અજ્ઞાન તથા તેનું કાર્ય જે જગત્ તેની નિવૃત્તિ થઇ જાયછે તો પ્રારબ્ધ શી રીતે રહે ? જેમ જાગ્યા પછી સ્વપ્ન રહેતું નથી તેમ જ્ઞાન થયા પછી એક આત્મા વિના કોઈપણ વસ્તુ રહેતી નથી.

પ્રારબ્ધ શબ્દનો અર્થ બતાવી ચાલતા પ્રસંગનો ઉપસંહાર કરેછે.

**कर्म जन्मांतरीयं यत्प्रारब्धमिति कीर्तितम् ।**
**तत्तु जन्मांतराभावात्पुंसो नैवास्ति कर्हिचित् ॥ ९२ ॥**

જન્માંતરના કર્મને પ્રારબ્ધ કહેછે. પરંતુ જ્ઞાન થયા પછી જન્માંતરજ નથી માટે જ્ઞાનવાન પુરૂષને કોઈ કાળે પ્રારબ્ધ છેજ નહિ.

**વિવેચન.**—( સંચિત, ક્રીયમાણ તથા પ્રારબ્ધ એમ ત્રણ પ્રકારનાં કર્મો છે. અનેક જન્મનાં કરેલાં કર્મ તે સંચિત, વર્ત્તમાન શરીરવડે થતાં કર્મો તે ક્રિયમાણ તથા જેવડે આ શરીર રચાયું તે કર્મો પ્રારબ્ધ

કહેવાયછે. પરંતુ આત્મા પોતે અકર્ત્તા છે માટે આત્માને જન્મ નથી. અને જ્યારે તેને જન્મ નથી ત્યારે જન્માંતરનું કર્મ જે વર્ત્તમાન શરીરને રચનાર હોવાથી પ્રારબ્ધ સંજ્ઞા પામેછે તેપણ તેને કેમ હોય? નજ હોય.)

**स्वप्नदेहो यथा ध्वस्तस्तथैवायं हि देहकः ।**
**अध्यस्तस्य कुतो जन्म जन्माभावे हि तत्कुतः ॥ ९३ ॥**

સ્વપ્નમાં અન્ય શરીર પ્રાપ્ત થાયછે તે જેમ મિથ્યા છે તેમ આ જાગૃત અવસ્થામાં રહેલું શરીર પણ કલ્પિત છે. માટે કલ્પિતનો જન્મ કેમ સંભવે? અને જન્મ નથી ત્યારે તેની સ્થિતિ પણ કેમ સંભવે? ન સંભવે. માટે કર્મ મિથ્યા છે.

**પ્રશ્ન.**—શ્રુતિએ બ્રહ્મથી સર્વ જગત્‌ની ઉત્પત્તિ, બ્રહ્મને વિષેજ સ્થિતિ તથા બ્રહ્મને વિષેજ તેનો લય કહ્યો છે, માટે બ્રહ્મ સત્ય હોવાથી તેનું કાર્ય જગત્ પણ સત્ય હોવું સંભવે છે તેને તમે પ્રાતિભાસિક (પ્રતીતિ માત્ર) કેમ કહોછો?

**उपादानं प्रपंचस्य मृद्भांडस्येव कथ्यते ।**
**अज्ञानं चैव वेदांतैस्तस्मिन्नष्टे क विश्वता ॥ ९४ ॥**

**ઉત્તર.**—જેમ ઘડાનું ઉપાદાન કારણ મૃત્તિકા છે તેમ સંસારનું ઉપાદાન અજ્ઞાન છે એમ વેદાંત શાસ્ત્રો કહેછે, માટે અજ્ઞાનનો નાશ થયા પછી જગત્ પણ ક્યાં રહ્યું? અર્થાત્ ન રહ્યું.

**વિવેચન.**—(નિમિત્ત કારણ ને ઉપાદન કારણ એમ બે પ્રકારનાં કારણ છે, તેમાં કેવળ ઉત્પત્તિનાજ કારણને નિમિત્ત કારણ કહેછે તથા જે ઉત્પત્તિ, સ્થિતિ તથા લય એ ત્રણેનું કારણ હોય છે તેને ઉપાદાન કારણ કહેછે. " मायां तु प्रकृतिं विद्यन्मायिनं तु महेश्वरम् " (અર્થ માયાને પ્રકૃતિ જાણવી તથા માયાના નિયંતાને ઈશ્વર સમજવા) ઈત્યાદિ શ્રુતિઓ જગતનું ઉપાદાન કારણ અજ્ઞાન છે એમ કહેછે; પરંતુ આ શ્લોકમાં

अज्ञानं चैव એમ "च" નું ગ્રહણ કર્યું છે માટે અજ્ઞાન અને બ્રહ્મ બંને આ જગતનું ઉપાદાન કારણ છે એમ સમજવું. બંનેને ઉપાદાન માનવાનો ભાવ આવેછે—બ્રહ્મ નિર્વિકાર છે માટે તે કારણ સંભવતું નથી તથા અજ્ઞાન જડ છે તે પણ કારણ સંભવે નહિ. માટે જેમ માટી ઘડાનું ઉપાદાન છે તો પણ એકલી માટીથી ઘડો બનતો નથી તેમ કેવળ પાણીથી પણ ઘડો બનતો નથી. બંનેના યોગથી બંધાએલા માટીના પિંડથી ઘડો બને છે તેમજ (અજ્ઞાન જગત્‌નું ઉપાદાન કારણ છે; પરંતુ બ્રહ્મની સમીપ સત્તાને લીધે પોતાનું કાર્ય કરવા સમર્થ થાયછે. सत्यानृते मिथुनीकरोति (સત્ય–બ્રહ્મ તથા અનૃત–અજ્ઞાન, બંને મળીને સૃષ્ટિ કરેછે) ઈત્યાદિ શ્રુતિ પણ બંનેને જગતનું કારણ કહેછે, માટે અવિનાશી આત્માના સાક્ષાત્‌કારવડે અજ્ઞાન (જે જગત્‌નું ઉપાદાન કારણ છે) નાશ પામ્યા પછી જીવ, જગત્, ઈશ્વર એવા ભેદવાળું જગત્ ક્યાં રહ્યું? અર્થાત્ ન રહ્યું.)

જડ અને ચેતન જગત્‌નું કારણ છે એ વાત ફરી દૃષ્ટાંત આપીને કહેછે.

**यथा रज्जुं परित्यज्य सर्पं गृह्णाति वै भ्रमात् ।**
**तद्वत् सत्यमविज्ञाय जगत् पश्यति मूढधीः ॥ ९५ ॥**

જે પુરુષને રજ્જુમાં સર્પનો ભ્રમ થાયછે તે પુરુષ રજ્જુને ન જાણવાથી રજ્જુને વિષે સર્પને ગ્રહણ કરેછે અર્થાત્ જાણેછે તેમજ મૂર્ખ માણસ સત્યબ્રહ્મને ન જાણવાથી તેનેવિષે ભ્રાંતિથી ઉત્પન્ન થએલા જગત્‌ને સત્યવત્ દેખેછે.

પૂર્વે કહ્યું કે અજ્ઞાન નાશ થયા પછી જગત્ રહેતું નથી તે ફરી દૃષ્ટાંત સહિત કહે છે.

**रज्जुरूपे परिज्ञाते सर्पखंडं न तिष्ठति ।**
**अधिष्ठाने तथा ज्ञाते प्रपंचः शून्यतां गतः ॥ ९६ ॥**

જેમ રજ્જુનું સ્વરૂપ જાણ્યા પછી સર્પનો કડકો પણ રહેતો નથી તેમ અધિષ્ઠાન બ્રહ્મનો બોધ થવા પછી સઘળું ક્યાં ગયું તે માલુમ પણ પડતું નથી.

**देहस्याऽपि प्रपंचत्वात् प्रारब्धावस्थितिः कुतः ।**
**अज्ञानिजनबोधार्थं प्रारब्धं वक्ति वै श्रुतिः ॥ ९७ ॥**

શરીર પણ જગત્ માહેલોજ પદાર્થ છે માટે આત્મજ્ઞાન-વડે જગત્નો લય થયાથી શરીરનો પણ અભાવ થઈ જાયછે તો પછી પ્રારબ્ધની સ્થિતિ ક્યાં રહી? ત્યારે શ્રુતિ પ્રારબ્ધને કેમ કહેછે? એવી શંકા કરવી નહિ. કારણ કે અજ્ઞાની જનને સમજાવવાને શ્રુતિ પ્રારબ્ધ કહેછે અર્થાત્ અજ્ઞાની જન શંકા કરેછે કે વ્યવહારનું કારણ અજ્ઞાન નાશ થયા પછી જ્ઞાનિઓને વ્યવહાર કેમ સિદ્ધ થાયછે? એવી શંકાના સમાધાનને અર્થે શ્રુતિ કહેછે કે તેમનો સઘળો વ્યવહાર પ્રારબ્ધ ચલાવેછે; પરંતુ ખરૂં જોતાં પ્રારબ્ધ એ કાંઇ વસ્તુજ નથી.

**પ્રશ્ન.**—અજ્ઞાનીને સમજાવવામાટે તમે પ્રારબ્ધ કહો છો ત્યારે જ્ઞાનીને સમજાવવામાટે તમે કહી શ્રુતિ કહો છો?

**क्षीयंते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ।**
**बहुत्वं तन्निषेधार्थं श्रुत्या गीतं च यत्स्फुटम् ॥ ९८ ॥**

"भिद्यते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः । क्षीयंते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे।" હિરણ્યગર્ભ પણ જેથી નીચી કોટિમાં છે એવા પર-માત્માનો સાક્ષાત્કાર કર્યાથી હૃદયગ્રંથી (અહંકાર) છુટી જાયછે સર્વ સંશયો કપાઇ જાયછે તથા કર્મોનો ક્ષય થાયછે) એ શ્રુતિમાં "कर्माणि" એવું 'कर्मन्' શબ્દનું બહુ વચન આપ્યું છે તે પ્રારબ્ધના

નિષેધનેમાટે આપ્યું છે. જો સંચિત તથા ક્રિયમાણ એ બે કર્મોનોજ જ્ઞાનવડે નાશ થતો હોય તો "कर्मणी" એવું દ્વિવચન લખત.

**उच्यतेऽज्ञैर्बलाच्चैतत्तदाऽनर्थद्वयागमः ।**
**वेदांतमतहानं च यतो ज्ञानमिति श्रुतिः ॥ ९९ ॥**

શ્રુતિના તાત્પર્યને ન જાણનારા પુરુષો જો પોતાના અજ્ઞાનના બળવડે પ્રારબ્ધને સત્યરૂપ માને તો તેથી કરીને મોક્ષની અપ્રાપ્તિ તથા મોક્ષ ન મળવાથી જ્ઞાન સંપ્રદાયનો ઉચ્છેદ, એમ બે દોષની પ્રાપ્તિ થશે. તથા પ્રારબ્ધને યથાર્થ માનવાથી વેદાંતના અદ્વૈત સિદ્ધાંતની હાનિ થશે. માટે પ્રારબ્ધને પ્રતિપાદન કરનારી શ્રુતિનું ગ્રહણ ન કરતાં જેવડે જ્ઞાન પ્રાપ્ત થાય તેવી શ્રુતિ ગ્રહણકરવી. એ શ્રુતિ આ છે. तमेव धीरो विज्ञाय प्रज्ञांकुर्वीत ब्राम्हणः । नानुध्याद्बहून् शद्बान् वाचो विग्लापमं हि तत् । આ શ્રુતિનો અભિપ્રાય નીચે પ્રમાણેઃ—જેને બ્રહ્મરૂપ થવાની ઇચ્છા હોય તેણે પ્રથમ ગુરૂના ઉપદેશવડે તથા શાસ્ત્રવડે વેદાંત શાસ્ત્રમાં પ્રસિદ્ધ એવા આત્માને જાણીને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય ત્યાંસુધી વિચાર કરવો. કર્મ તથા ઉપાસનાના પ્રતિપાદન કરનારા ઘણા શબ્દોનું ચિંતન ન કરવું. કારણ કે દ્વૈત શાસ્ત્રનું અધ્યયન કેવળ વાણીને વિશેષ પરિશ્રમ આપનારજ છે.

વૈરાગ્યાદિ સાધન સંપન્ન મુખ્ય અધિકારીને, વેદાંત વાક્યોનો વિચારજ બ્રહ્મના સાક્ષાત્કાર દ્વારા મોક્ષનું કારણ છે એ વાર્ત્તા ૯૯ શ્લોકવડે પ્રતિપાદન કરી. હવે મંદબુદ્ધિ, તથા વિષયમાં આસક્તિ આદિ પ્રતિબંધોને લીધે વારંવાર વેદાંતનો વિચાર કરતાં છતાં પણ જેમને જ્ઞાન થતું નથી તે મંદ અધિકારીઓને નિર્ગુણ બ્રહ્મનું ઉપાસનજ મુખ્ય સાધન છે એવા અભિપ્રાયથી આચાર્ય ભગવાન હવે ધ્યાનયોગની પ્રતિજ્ઞા કરેછે.

એ વાત બાર શ્લોકવડે કહેછે.

**त्रिपंचांगान्यथो वक्ष्ये पूर्वोक्तस्य हि लब्धये ।**
**तैश्च सर्वैः सदा कार्यं निदिध्यासनमेव तु ॥ १०० ॥**

**પૂર્વે કહેલા મોક્ષના લાભને માટે હવે પરમાત્માના નિદ-ધ્યાસનનાં (ઇતર વૃત્તિના અંતરાય રહિત સ્વરૂપાકાર વૃત્તિનો પ્રવાહ) પંદર અંગો કહીશું એ અંગોવડે સદા નિદધ્યાસનજ કરવું.**

**વિવેચન.**—(મુળ શ્લોકમાં "अथो" શબ્દ અધિકારીનો ભેદ બતાવવા માટેછે. અર્થાત્ મંદાધિકારી યથાર્થ વિચાર કરી શકતો નથી માટે તેનેસારૂ, જેમ યજ્ઞનાં સાધન પ્રયાજ આદિ છે તેમ નિદધ્યાસનનાં પં-દર સાધનો, પૂર્વે કહેલા સ્વરૂપને વિષે સ્થિતિરૂપ મોક્ષની સિદ્ધિનેમાટે કહીશું. એ સાધનોવડે સાધકે નિદધ્યાસનજ કરવું મુંગા બેશી રહેવું નહિ. યોગનાં અષ્ટાંગ કરતાં આ અંગો વિલક્ષણ છે એમ બતાવવા-માટે મૂળશ્લોકમાં "तु" શબ્દ મુકેલોછે.)

**नित्याभ्यासादृते प्राप्तिर्न भवेत्सच्चिदात्मनः ।**
**तस्माद्ब्रह्म निदिध्यासेज्जिज्ञासुः श्रेयसे चिरम् ॥ १०१ ॥**

નિરંતર અભ્યાસ કર્યા વિના સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માની પ્રાપ્તિ થતી નથી માટે જીજ્ઞાસુ અધિકારીએ આત્મસ્વરૂપની પ્રાપ્તિનેમાટે ચિરકાલસુધી નિદધ્યાસન કરવું.

**પ્રશ્ન.**—તમે જે પંદર અંગો કહ્યાં તે કયાં?

**यमो हि नियमस्त्यागो मौनं देशश्च कालता ॥**
**आसनं मूलबंधश्च देहसाम्यं च दृक्स्थितिः ॥ १०२ ॥**

**ઉત્તર.**—યમ, નિયમ, ત્યાગ, મૌન, દેશ, કાળ, આસન, મૂળબંધ, દેહની સમતા, દૃષ્ટિની સ્થિરતા,

**प्राणसंयमनं चैव प्रत्याहारश्च धारणा ॥**
**आत्मध्यानं समाधिश्च प्रोक्तान्यंगानि वै क्रमात् ॥१०३॥**

પ્રાણસંયમ, પ્રત્યાહાર, ધારણા, આત્મધ્યાન તથા સમાધિ એ પંદર અંગોનાં નામો ક્રમવડે કહ્યાં.

ઉપરનાં અંગોનાં જે ક્રમે નામો ગણાવ્યાં છે તેજ ક્રમે વેદાંત સિદ્ધાંતને અનુસારે તેમનાં લક્ષણો પણ આવેછે.

**सर्वं ब्रह्मेति विज्ञानादिंद्रियग्रामसंयमः ॥**
**यमोऽयमिति संप्रोक्तोऽभ्यसनीयो मुहुर्मुहुः ॥ १०४ ॥**

સર્વ બ્રહ્મ છે એવા જ્ઞાનવડે ઇંદ્રિયગણનો સંયમ કરવો તેને યમ કહેછે. એ યમનો વારંવાર અભ્યાસ કરવો.

**વિવેચન.**—(જ્યારે કોઈને સ્થાણુ (ઠુંઠું) ને વિષે પુરુષની ભ્રાંતિ થાયછે, ત્યારે જેમ તે સમીપ જઈ પુરુષબુદ્ધિને નિવારી સ્થાણુનો નિશ્ચય કરેછે તેમ આકાશથી શરીર પર્યંત સર્વ જગતના બાધપૂર્વક "સર્વ બ્રહ્મ છે તેથી અન્ય વસ્તુ છેજ નહિ" એવો નિશ્ચય કરીને, "શબ્દ-આદિ વિષયો નાશવંત છે, દુઃખ આપનારા છે" ઇત્યાદિ પ્રકારે વિષ-યોમાં દોષબુદ્ધિ કરી તેમનાથી ઇંદ્રિયોને રોકવી તેને યમ કહેછે. યોગ-શાસ્ત્રમાં પ્રસિદ્ધ અહિંસા આદિજ યમ નથી.

હવે નિયમનું લક્ષણ આપેછે.

**सजातीयप्रवाहश्च विजातीयतिरस्कृतिः ॥**
**नियमो हि परानंदो नियमात्क्रियते बुधैः ॥ १०५ ॥**

સજાતીય પ્રવાહ અને વિજાતીય પ્રવાહ એમ બે પ્રકારના અંતઃકરણના પ્રવાહ છે, તેમાં "હું અસંગ છું, વિકારરહિત છું" ઇત્યાદિ પ્રકારે પોતાના આત્માથી અભિન્ન બ્રહ્માકાર વૃત્તિના પ્રવા-હને સજાતીય પ્રવાહ કહેછે અને બ્રહ્મથી વિલક્ષણ જગત્ વિજા-તીય છે માટે પૂર્વના સંસ્કારોના બળથી જે જગત્ આકારે વારં-વાર વૃત્તિનો પરિણામ થવો તેને વિજાતીય પ્રવાહ કહેછે. એ બે પ્રવાહમાંથી સજાતીય પ્રવાહ ચાલુ રાખવો તથા વિજાતીય વૃત્તિના પ્રવાહમાં દોષદૃષ્ટિ કરી તેનો અનાદર કરવો તેને યમ કહેછે. કેવળ શૌચ આદિજ યમ નથી. આ યમ નિયમને આચરવાથી

પરમ આનંદની પ્રાપ્તિ થાયછે, માટે વિવેકી પુરુષો આ યમ નિયમોને નિયમવડે આચરે છે.

ત્યાગનું લક્ષણ કહેછે.

**त्यागः प्रपंचरूपस्य चिदात्मत्वाय लोकनात् ॥**
**त्यागो हि महतां पूज्यः सद्यो मोक्षमयो यतः ॥१०६॥**

આ ઘટ છે, આ પટ છે, એવી રીતે નામરૂપાત્મક સંપૂર્ણ જગત જેવડે પ્રકાશ પામેછે તે પ્રપંચના અધિષ્ઠાનરૂપ સ્ફુરણ, સ્વયંપ્રકાશ બ્રહ્મરૂપ છે એમ વારંવાર વિચાર કરીને જે નામરૂપનો ત્યાગ કરવો અર્થાત્ તેમની ઉપેક્ષા કરવી તેજ ત્યાગ કહેવાય છે. એ ત્યાગજ મહાત્મા જનોને માન્ય છે તથા વિદ્વાનોના અનુભવવડે સિદ્ધ થએલો પણ એજ ત્યાગ છે; માટે મુમુક્ષુપુરૂષે એ ત્યાગનો અભ્યાસ કરવો. કારણ કે તે ત્યાગવડે તત્કાળ પરમાનંદસ્વરૂપ મોક્ષ પ્રાપ્ત થાયછે.

**यस्माद्वाचो निवर्तंते अप्राप्य मनसा सह ॥**
**यन्मौनं योगिभिर्गम्यं तद्भवेत्सर्वदा बुधः ॥ १०७ ॥**

શબ્દની પ્રવૃત્તિનાં કારણો જાતિ ક્રિયા આદિ રહિત હોવાથી બ્રહ્મ, કે જે મન તથા વાણીનો અવિષય હોવા છતાં પણ યોગિઓને પ્રાપ્ત થાયછે, તેજ મૌન છે. એ બ્રહ્મરૂપ મૌનનું યોગી પુરૂષે નિરંતર અનુસંધાન કરવું.

**પ્રશ્ન.**—હું બ્રહ્મ છું એવી રીતે અનુસંધાન, એ તો ધ્યાન નામનું ચૌદમું અંગ છે તેને તમે મૌન કેમ કહોછો?

**वाचो यस्मान्निवर्तंते तद्वक्तुं केन शक्यते ॥**
**प्रपंचो यदि वक्तव्यः सोऽपि शब्दविवर्जितः ॥१०८॥**

**ઉત્તર.**—શબ્દની પ્રવૃત્તિનું કારણ નામ જાતિ આદિ રહિત

હોવાથી બ્રહ્મવાણીનો વિષય નથી, તેમ આ સંસાર પણ સાચો તેમ ખોટો પણ કહ્યો જાય એમ નથી અર્થાત્ અનિર્વચનીય છે.

**इति वा तद्भवेन्मौनं सतां सहजसंज्ञितं ॥**

**गिरा मौनं तु बालानां प्रयुक्तं ब्रह्मवादिभिः ॥१०९॥**

એમ સમજી બ્રહ્મને વિષે તથા જગત્‌ને વિષે વિવાદને તજીને રહેવારૂપ જે મૌન, તે સત્પુરૂષોની સ્વાભાવિક સ્થિતિ છે. વાણીવડે મૌન રહેવું એ તો અજ્ઞાની જનનું મૌન છે એમ બ્રહ્મવાદી પુરૂષો કહેછે.

હવે વિજન દેશ કહેછે.

**आदावंते च मध्ये च जनो यस्मिन्न विद्यते ॥**

**येनेदं सततं व्याप्तं स देशो विजनः स्मृतः ॥ ११० ॥**

આત્માને વિષે આદિમાં, મધ્યમાં તથા અંતમાં જગત્ છેજ નહિ તથા આત્માવડે સંપૂર્ણ જગત્ ભરેલ છે એ વાર્ત્તા અનુભવવડે સિદ્ધ છે. આમ સમજીને કેવળ આત્માને વિષેજ સ્થિતિ રાખવી તે જનરહિત દેશ છે કેવળ ઉજડ જંગલ વિજન દેશ નથી.

હવે કાળનું લક્ષણ કહેછે.

**कलनात् सर्वभूतानां ब्रह्मादीनां निमेषतः ॥**

**कालशब्देन निर्दिष्टो ह्यखंडानंद अद्वयः ॥ १११ ॥**

નિમેષથી આરંભીને બ્રહ્મા આદિ સર્વે ભૂતોનાં આયુષ્યનો નાશ ઉતપત્તિ તથા સ્થિતીનો આધાર હોવાથી, અખંડ આનંદસ્વરૂપ તથા અદ્વિતીય બ્રહ્મજ કાળશબ્દવડે કહેવાય છે.

હવે આસનનું લક્ષણ કહેછે.

**सुखेनैव भवेद्यस्मिन्नजस्रं ब्रह्मचिंतनं ॥**

**आसनं तद्विजानीयान्नेतरत्सुखनाशनं ॥ ११२ ॥**

જે સુખસ્વરૂપ બ્રહ્મને વિષે સ્થિતિ કરવાથી "આ મારે

કર્ત્તવ્ય છે, આ કર્ત્તવ્ય નથી" એ પ્રકારની ચિંતા થતી નથી તે અખંડ બ્રહ્મનેજ આસન સમજવું, કંબળઆદિ ઉપર બેસવું એ આસન નથી. એ તો સુખને નાશ કરનાર આસન છે.

સિદ્ધાસનનું લક્ષણ આપેછે.

**सिद्धं यत् सर्वभूतादि विश्वाधिष्ठानमद्वयं ॥**
**यस्मिन् सिद्धाः समाविष्टास्तद्वै सिद्धासनं विदुः ११३**

જે સર્વ જગતના આદિ કારણરૂપે સિદ્ધ છે, જે અદ્વય તથા વિશ્વનું અધિષ્ઠાન છે તથા જેને વિષે સિદ્ધ પુરુષો સ્થિતિ કરીને રહ્યા છે તે બ્રહ્મનેજ સિદ્ધાસન જ્ઞાની પુરુષો જાણેછે.

મુલબંધનું લક્ષણ કહેછે.

**यन्मूलं सर्वभूतानां यन्मूलं चित्तबंधनं ॥**
**मूलबंधः सदा सेव्यो योग्योऽसौ राजयोगिनां॥११४॥**

જે આકાશ આદિ સર્વ ભૂતોનું કારણ છે તથા ચિત્તને બંધનું કારણ જે મુળ અજ્ઞાન, તે પણ જેને આશ્રયે રહ્યું છે અથવા જેની પ્રાપ્તિ નિમિત્ત ચિત્તનો એક લક્ષને વિષે નિગ્રહ કરવામાં આવેછે તે બ્રહ્મરૂપ મૂળબંધજ સદા સેવવા યોગ્ય છે. [1]રાજયોગીઓને માટે આ મૂળબંધજ લાયક છે.

હવે દેહસામ્યનું લક્ષણ કહેછે.

**अंगानां समतां विद्यात्समे ब्रह्मणि लीयते ॥**
**नोचेन्नैव समानत्वमृजुत्वं शुष्ककाष्ठवत् ॥ ११५ ॥**

સ્વભાવડે વિષમ એવાં અંગો, જે બ્રહ્મને વિષે અધ્યસ્ત (આરોપિત) છે તેમને અધિષ્ઠાન, સર્વત્ર સમ બ્રહ્મરૂપ છે એમ

૧ વ્યવહારમાં પણ જેમનું ચિત્ત વિક્ષેપ પામતું નથી અર્થાત્ જે પરિપકવજ્ઞાનયુક્ત પુરૂષો છે, તેમને રાજયોગી જાણવા.

જો સમજે તો તે અંગની વિષમતા સર્વત્ર સમાન બ્રહ્મને વિષે લય પામે છે. કારણ કે અધિષ્ઠાનના જ્ઞાનવડે અધ્યસ્ત વસ્તુનો અધિષ્ઠાનમાં લય થાયછે. આ પ્રકારે બ્રહ્મને વિષે કલ્પિત અંગોનો, બ્રહ્મને વિષે લય થવો એજ દેહસામ્યા નામનું સાધન છે, કંઇ સુકાકાષ્ઠની પેઠે સીધાપણું એ દેહસામ્યા નથી.

**दृष्टिं ज्ञानमयीं कृत्वा पश्येद् ब्रह्ममयं जगत् ॥**

**सा दृष्टिः परमोदारा न नासाग्रावलोकिनी ॥ ११६ ॥**

અંતઃકરણની વૃત્તિને અખંડ બ્રહ્માકાર કરીને, સંપૂર્ણ જગત્‌ને બ્રહ્મમય જોવું, તેને સ્થિર દૃષ્ટિ કહેછે. કેવળ નાસિકાના અગ્રને વિષે દૃષ્ટિને સ્થિર કરવી તે સ્થિર દૃષ્ટિ ન જાણવી.

**પ્રશ્ન.**—જાતિ, ગુણ, ક્રિયા આદિ વૃત્તિની પ્રવૃત્તિનાં કારણોનો બ્રહ્મને વિષે અભાવ છે અને જગત્ તો ઇંદ્રિયોવડે પ્રત્યક્ષ છે; માટે પ્રત્યક્ષ જગતનું અપ્રત્યથી બ્રહ્મરૂપે દર્શન કેમ થઇ શકે?

**दृष्टिदर्शनदृश्यानां विरामो यत्र वा भवेत् ॥**

**दृष्टिस्तत्रैव कर्तव्या न नासाग्रावलोकिनी ॥ ११७ ॥**

**ઉત્તર.**—દૃષ્ટિ, દર્શન અને દૃશ્ય અર્થાત્ બુદ્ધિની વૃત્તિ, ઇંદ્રિય અને દૃશ્ય એ ત્રિપુટીનો જેને વિષે લય થાયછે તે બ્રહ્મને વિષે દૃષ્ટિવૃત્તિને સ્થિર કરવી એજ સ્થિર દૃષ્ટિ કહેવાયછે. નાસિકાનેવિષે દૃષ્ટિને સ્થિર કરવી એ કંઇ સ્થિર દૃષ્ટિ નથી.

પ્રાણાયામનું લક્ષણ કહેછે.

**चित्तादिसर्वभावेषु ब्रह्मत्वेनैव भावनात् ॥**

**निरोधः सर्ववृत्तीनां प्राणायामः स उच्यते ॥ ११८ ॥**

ચિત્ત આદિ સર્વ વસ્તુઓને વિષે બ્રહ્મની ભાવના કરીને વૃત્તિમાત્રનો નિરોધ કરવો તેને પ્રાણાયામ કહેછે. કારણ કે પ્રાણ

મનને આધીન હોવાથી મનના જયવડે પ્રાણનો જય થાયછે. પ્રાણના જયવડેજ મનનો જય જે પતંજલી માનેછે તે યથાર્થ નથી. કારણ મન પ્રાણને આધીન નથી.

હવે રેચકઆદિ ત્રણ પ્રાણાયામને પોતાના અભિપ્રાય પ્રમાણે કહેછે.

**निषेधनं प्रपंचस्य रेचकाख्यः समीरणः ॥**
**ब्रह्मैवास्मीति या वृत्तिः पूरको वायुरीरितः॥ ११९ ॥**

અનાત્મ પદાર્થને મિથ્યા સમજી તેની ઉપેક્ષા કરવી એ રેચક પ્રાણાયામ સમજવો તથા હું બ્રહ્મરૂપજ છું એવી વૃત્તિ કરવી તેને પુરક પ્રાણાયામ જાણવો.

કુંભક પ્રાણાયામનું લક્ષણ કહેછે.

**ततस्तद्वृत्तिनैश्चल्यं कुंभकः प्राणसंयमः ॥**
**अयं चापि प्रबुद्धानामज्ञानां घ्राणपीडनं ॥ १२० ॥**

" પછી હું બ્રહ્મ છું-( अहंब्रह्मास्मि ) " એ પ્રકારની અખંડાકાર વૃત્તિને નિશ્ચળ કરવી તેને કુંભક પ્રાણાયામ કહેછે. આવો પ્રાણાયામ તો ક્યાંઈ પણ સાંભળ્યો નથી? એવી શંકા થતાં તેનો અધિકારી કહેછે કે, જેમને અસંભાવના વિપરીત ભાવનાની નિવૃત્તિપૂર્વક આત્મસાક્ષાત્કાર થયોછે તે પુરૂષોજ આ ત્રિવિધ પ્રાણાયામના અધિકારી છે. અજ્ઞાનીનેમાટે તો નાસિકાને દાબી પ્રાણ રોકવો એજ પ્રાણાયામ છે.

હવે પ્રત્યાહારનું લક્ષણ આપેછે.

**विषयेष्वात्मतां दृष्ट्वा मनसश्चिति मज्जनं ॥**
**प्रत्याहारः स विज्ञेयोऽभ्यसनीयो मुमुक्षुभिः ॥१२१॥**

શબ્દ આદિ વિષયોને વિષે અથવા ઘટ આદિ પદાર્થોને વિષે સત્તા, સ્ફૂર્ત્તિ તથા પ્રિયતારૂપે આત્માજ છે એમ જાણી,

નામરૂપના ત્યાગ પૂર્વક આત્મસ્વરૂપની ભાવનાવડે મનને આત્મામાંજ સ્થિર કરવું તેને પ્રત્યાહાર કહેછે. મુમુક્ષુ જનોએ આ પ્રત્યાહારનો અભ્યાસ કરવો.

ધારણાનું લક્ષણ કહેછે.

**यत्र यत्र मनो याति ब्रह्मणस्तत्र दर्शनात् ॥**
**मनसो धारणं चैव धारणा सा परा मता ॥ १२२ ॥**

જે જે પદાર્થને વિષે મન જાય, તે તે પદાર્થમાં સત્તા, સ્ફૂર્તિ તથા પ્રિયતારૂપે બ્રહ્મજ છે અને નામરૂપ મિથ્યા છે એવી રીતે મિથ્યા નામરૂપની ઉપેક્ષા પૂર્વક સત્ય આત્માના અનુસંધાનને ધારણા કહેછે. પતંજલીએ સ્વીકારેલી ષટ્ચક્રોને વિષે ધારણા તો અજ્ઞાનીજનોને માટે છે, માટે શ્રેષ્ઠ ધારણા તો સર્વત્ર બ્રહ્મનું સંધાનજ છે.

**ब्रह्मैवास्मीति सद्वृत्त्या निरालंबतया स्थितिः ॥**
**ध्यानशब्देन विख्याता परमानंददायिनी ॥ १२३ ॥**

"હું બ્રહ્મ છું" એવી કોઇ પણ પ્રમાણવડે બાધરહિત અખંડાકાર વૃત્તિવડે દેહાદિના ભાન વગર સ્થિતિ કરવી તેને ધ્યાન કહેછે. એ ધ્યાન પરમ આનંદ આપનાર છે.

સમાધિનું લક્ષણ કહેછે.

**निर्विकारतया वृत्त्या ब्रह्माकारतया पुनः ॥**
**वृत्तिविस्मरणं सम्यक्समाधिर्ज्ञानसंज्ञकः ॥ १२४ ॥**

પ્રથમ વૃત્તિમાં વિષયોનું વિસ્મરણ થયા પછી ધ્યાતા ધ્યાન તથા ધ્યેય એ ત્રિપુટીના સંસ્કાર રહિત જે વૃત્તિની બ્રહ્માકારે સ્થિતી તેને જ્ઞાનસમાધિ નામનું પંદરમું અંગ કહેછે.

**પ્રશ્ન.**—વૃત્તિનું વિસ્મરણ તો અજ્ઞાનરૂપ છે તેને તમે સમાધિ કેમ કહોછો?

ઉત્તર.—કેવળ વૃત્તિનું વિસ્મરણ અજ્ઞાનરૂપ છે પરંતુ બ્રહ્મ-જ્ઞાન સહિત વૃત્તિનું વિસ્મરણ તો સમાધિજ છે. એટલામાટેજ જ્ઞાનસમાધિ એવું નામ આપ્યું છે.

હવે અંગ સહિત નિદધ્યાસનનું ફળ કહેછે.

**इमं चाकृत्रिमानंदं तावत् साधु समभ्यसेत् ॥**
**वश्यो यावत् क्षणात् पुंसः प्रयुक्तः सन् भवेत् स्वयं १२५**

જ્યાંસુધી અજ્ઞાન સમાધિ પોતાને વશ ન થાય, અર્થાત્ જ્યારે ધારે ત્યારે અનાયાસે તેમાં પ્રવેશ ન કરી શકાય ત્યાંસુધી આ સ્વરૂપાનંદનો આવિર્ભાવ કરનાર પંદર અંગ સહિત નિદધ્યાસન જ્ઞાનવાને નિરંતર કરવું તથા યથામતિ વેદાંત વિચારપણ કર્યા કરવો.

ઉપર કહેલાં સાધનોનું ફળ કહેછે.

**ततः साधननिर्मुक्तः सिद्धो भवति योगिराट् ॥**
**तत्स्वरूपं न चैतस्य मनसो विषयो गिरां ॥ १२६ ॥**

પૂર્વે કહેલાં સાધનોને સાધનારો પુરુષ, જ્ઞાન સિદ્ધ થયા પછી સાધનોનો ત્યાગ કરીને સિદ્ધ યોગિરાજ થાયછે તથા વેદાંતશા-સ્ત્રમાં પ્રસિદ્ધ મન વાણીવડે અગમ્ય જે બ્રહ્મનું સ્વરૂપ છે તેજ યોગિનું સ્વરૂપ છે.

**समाधौ क्रियमाणे तु विघ्नान्यायांति वै बलात् ॥**
**अनुसंधानराहित्यमालस्यं भोगलालसं ॥ १२७ ॥**

અખંડ એક રસ બ્રહ્મને વિષે સ્થિતિરૂપ, મોક્ષફળને આપ-નાર આ સમાધિ પર્યંત યોગ, ગુરૂનો અનુગ્રહ સંપાદન કરનારા સાધકોને યદ્યપિ સુલભ છે, પરંતુ સુલભ જાણી ગાફલ રહેવું નહિ. કારણ કે સમાધિ પર્યંત પહોંચતાં પહેલાં મધ્યે ઘણાં વિઘ્નો આવ-વાનો સંભવ છેઃ—તે વિઘ્નો ગણાવે છે:-બ્રહ્મનું અનુસંધાન છુટી જવું, આળસ, ભોગમાં ઇચ્છા, એ વિઘ્નો છે.

અન્ય વિઘ્નોને પણ બતાવેછે.

**लयस्तमश्च विक्षेपो रसास्वादश्च शून्यता ॥**

**एवं यद्विघ्नबाहुल्यं त्याज्यं योगविदा शनैः ॥ १२८ ॥**

લય એટલે નિદ્રા, તમ એટલે કાર્ય અકાર્યનો અવિવેક, વિક્ષેપ એટલે વિષયનું સ્ફુરણ, રસાસ્વાદ એટલે હું ધન્ય છું એ પ્રકારની આનંદયુક્ત વૃત્તિ તથા શૂન્યતા એટલે રાગ દ્વેષાદિ તીવ્ર દોષવડે થએલી ચિત્તની જડતા, એવાં અનેક વિઘ્નો છે તેને યોગવિત્ પુરૂષે ધીરે ધીરે તજવાના ઉપાયો કરવા.

વૃત્તિ એજ બંધમોક્ષનું કારણ છે એમ બતાવેછે.

**भाववृत्त्या हि भावत्वं शून्यवृत्त्या हि शून्यता ॥**

**ब्रह्मवृत्त्या हि पूर्णत्वं तथा पूर्णत्वमभ्यसेत् ॥ १२९ ॥**

ઘટ આદિ વિષયોના ચિંતનવડે વૃત્તિ, વિષયાકાર થાયછે તથા પદાર્થાકાર વૃત્તિ નથી થતી ત્યારે તે શૂન્યરૂપ અર્થાત્ જડતાને પામેછે અને જો તે બ્રહ્માકાર થાયછે તો પૂર્ણપણાને પામેછે, માટે વૃત્તિને નિરંતર બ્રહ્માકાર રાખવા અભ્યાસ કરવો.

બ્રહ્માકાર વૃત્તિની પ્રશંસા કરવામાટે એ વૃત્તિનો ત્યાગ કરનારાને નિંદેછે.

**ये हि वृत्तिं जहत्येनां ब्रह्माख्यां पावनीं परां ॥**

**ते तु वृथैव जीवंति पशुभिश्च समानदाः ॥ १३० ॥**

પરમ પાવન બ્રહ્માકાર વૃત્તિનો ત્યાગ કરીને જે પુરૂષો જીવે છે તેમનું જીવિત નિષ્ફળ છે તથા તે પુરૂષોને પશુસમાન જાણવા.

બ્રહ્માકાર વૃત્તિને સ્તવેછે.

**ये हि वृत्तिं विजानंति ज्ञात्वाऽपि वर्द्धयंति ये ॥**

**ते वै सत्पुरुषा धन्या वंद्यास्ते भुवनत्रये ॥ १३१ ॥**

જેઓ, ગુરૂએ બતાવેલાં સાધનોવડે બ્રહ્માકાર વૃત્તિ કરી

જાણેછે તથા જાણીને પ્રતિદિન વધારે છે તે સત્પુરૂષોને ધન્ય છે તથા તે ત્રિલોકીમાં વંદવા યોગ્ય છે.

**येषां वृत्तिः समा वृद्धा परिपक्वा च सा पुनः ॥**
**ते वै सद्ब्रह्मतां प्राप्ता नेतरे शब्दवादिनः ॥ १३२ ॥**

જેઓની બ્રહ્માકાર વૃત્તિ વૃદ્ધિ પામીને અત્યંત પરિપક્વ થઈ છે તે પુરૂષ બ્રહ્મરૂપ થયા છે; જે શબ્દવાદી છે અર્થાત્ મુખેથીજ કેવળ બ્રહ્મની વાત કરેછે તેમને કોઈ કાળે બ્રહ્મની પ્રાપ્તિ થતી નથી.

શબ્દવાદીઓની નિંદા નીચેના શ્લોકવડે કરેછે.

**कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः ॥**
**तेऽप्यज्ञानितया नूनं पुनरायांति यांति च ॥ १३३ ॥**

જે પુરુષો કેવળ બ્રહ્મની વાત કરવામાંજ કુશળ છે, જેઓની વૃત્તિ ક્ષણમાત્ર બ્રહ્માકાર થતી નથી તથા જેઓ વિષયમાં પ્રીતિવાળા છે તે પુરુષો મોહોટા અજ્ઞાની છે તથા આ સંસારમાં તેઓ વારંવાર જન્મે છે તથા મરેછે. તાત્પર્ય જે બ્રહ્માકાર વૃત્તિ કર્યાવિના કેવળ બ્રહ્મની વાતો કરવાથી કંઇ પણ ફળ થતું નથી.

વિવેકી તો ક્ષણમાત્ર પણ બ્રહ્માકાર વૃત્તિવિના રહેતા નથી એ વાત કહેછે.

**निमेषार्धं न तिष्ठंति वृत्तिं ब्रह्ममयीं विना ॥**
**यथा तिष्ठंति ब्रह्माद्याः सनकाद्याः शुकादयः ॥१३४॥**

જેમ બ્રહ્મા આદિ દેવો અર્ધ નિમેષમાત્ર પણ બ્રહ્માકાર વૃત્તિ વિના રહેતા નથી તેમ સનકાદિ, તેમજ શુકદેવાદિ ઋષિઓ પણ બ્રહ્માકાર વૃત્તિવિના રહેતા નથી. આ ઉપરથી એમ સૂચવ્યું કે આ રાજયોગ કપોલ કલ્પિત નથી; છેક બ્રહ્માથી માંડી આ રાજયોગનો સંપ્રદાય ચાલુ છે તથા બ્રહ્માદિ દેવોએ પણ તેનું સેવન કર્યું છે માટે સમાધિપર્યંત આ રાજયોગ મુમુક્ષુએ અવશ્ય સેવવા યોગ્ય છે.

એ પ્રમાણે વેદાંત મતમાં સ્વીકારેલ પંદર અંગસહિત રાજયોગ કહીને હવે પૂર્વે વર્ણવેલો વેદાંત વિચાર, જેનું બીજું નામ સાંખ્ય છે તેનો ઉપસંહાર કરેછે.

**कार्ये कारणता याता कारणे नहि कार्यता ॥**
**कारणत्वं ततो गच्छेत् कार्याभावे विचारतः॥ १३५॥**

કાર્યને વિષે કારણપણું અનુગત છે, પણ કારણને વિષે કાર્યપણું નથી માટે વિચારવડે જો કાર્યપણું નથી તો કારણપણું પણ જતું રહેછે, અર્થાત્ કાર્યને લઇને કારણપણું છે માટે જો કાર્ય નથી તો કારણપણું પણ નથી.

**વિવેચન.**—(આકાશ આદિ કાર્યોમાં બ્રહ્મરૂપ કારણ અનુસ્યૂત છે. કારણ કે " બ્રહ્મ છે, બ્રહ્મ ભાસે છે " એવા વ્યવહારનું કારણ સત્ય તથા જ્ઞાનસ્વરૂપ બ્રહ્મજ છે; અને કારણરૂપ બ્રહ્મ જે વિષેનો કાર્ય–આકાશ આદિ જગત્ છેજ નહિ, ને જ્યારે કાર્ય નથી તો બ્રહ્મને વિષે કારણપણું પણ નથી.)

**પ્રશ્ન.**—બ્રહ્મનો તથા જગત્નો વિચારવડે કાર્ય કારણભાવ નિવૃત્ત થવાથી શું ફળ છે?

**अथ शुद्धं भवेद्वस्तु यद्वै वाचामगोचरं ॥**
**द्रष्टव्यं मृद्धटेनैव दृष्टांतेन पुनः पुनः ॥ १३६ ॥**

**ઉત્તર.**—વિચારવડે કાર્ય કારણભાવ નિવૃત્ત થયાની શુદ્ધ તથા મન વાણીને અગોચર શુદ્ધ બ્રહ્મરૂપજ વિચાર કરનાર પુરુષ થાયછે.

**પ્રશ્ન.**—બુદ્ધિનો ક્ષણે ક્ષણે બદલાવાનો સ્વભાવ છે. માટે એકવાર વિચાર કર્યા છતાં પણ ફરી કાર્યકારણભાવ દેખાશે?

**ઉત્તર.**—માટી તથા ઘડાના દૃષ્ટાંતનો વારંવાર વિચાર કરવો તે આપ્રમાણે–ઘડાને વિષે તેનું કારણ માટી અનુસ્યૂત છે; પરંતુ માટીમાં ઘડો નથી; અને જ્યારે ઘડો નથી ત્યારે તેનું કારણપણું પણ માટીમાં નથી. કેવળ શુદ્ધ મૃત્તિકાજ છે તેમજ

આકાશ આદિ કાર્યોમાં, સત્તા સ્ફુર્ત્તિરૂપે બ્રહ્મ અનુગત છે, પણ બ્રહ્મને વિષે આકાશ આદિ કાર્ય છેજ નહિ. જ્યારે આકાશ આદિ જગતરૂપ કાર્ય નથી ત્યારે બ્રહ્મને વિષે કારણપણું પણ નથી કેવળ શુદ્ધ બ્રહ્મજ છે અને તે હું છું. આપ્રમાણે વારંવાર અધિષ્ઠાન દૃષ્ટિ સ્થાપવાથી ફરી અન્યથા બુદ્ધિ ઉદય પામશે નહિ.

આ વિચાર કેવળ જ્ઞાનનુંજ સાધન નથી પણ ધ્યાનનું એ સાધન છે તે કહેછે.

**अनेनैव प्रकारेण वृत्तिर्ब्रह्मात्मिका भवेत् ॥**
**उदेति शुद्धचित्तानां वृत्तिज्ञानं ततः परं ॥ १३७ ॥**

શુદ્ધ અંતઃકરણવાળા પુરુષોને આપ્રમાણે વિચાર કર્યાથી બ્રહ્માકારવૃત્તિ ઉદય પામેછે અને તે ઉદય પામ્યા પછી તે વૃત્તિ સ્થિર થાયછે.

વિચારનું સ્વરૂપ સ્પષ્ટ કરીને દેખાડે છે.

**कारणं व्यतिरेकेण पुमानादौ विलोकयेत् ॥**
**अन्वयेन पुनस्तद्धि कार्ये नित्यं प्रपश्यति ॥ १३८ ॥**

પ્રથમ કાર્યને તજી દઇ કેવળ કારણનોજ વિચાર કરવો, પછી તે કારણને સર્વ કાર્યોમાં સદા અનુગત (વ્યાપ્ત) જોવું.

**कार्ये हि कारणं पश्येत् पश्चात् कार्यं विसर्जयेत् ॥**
**कारणत्वं ततो गच्छेदवशिष्टं भवेन्मुनिः ॥ १३९ ॥**

પ્રથમ સંપૂર્ણ કાર્યોમાં કારણ દૃષ્ટિ કરવી પછી કાર્યનું અનુસંધાન તજી દેવું અર્થાત્ કાર્યનો ભાવ, વૃત્તિમાંથી કાઢી નાંખવો. આ પ્રકારે કાર્યનો ત્યાગ થતાં કારણપણું એમની મેળે જતું રહેછે. કાર્ય–કારણભાવ ગયાથી મનન કરનાર પુરુષ, શેષભૂત સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ થાયછે.

**પ્રશ્ન.**—મનન કરનાર પુરુષને, વિચારવડે થએલા અપરોક્ષ જ્ઞાનવડે બ્રહ્મપણું કદી પ્રાપ્ત થાઓ, પરંતુ જેમને પરોક્ષ જ્ઞાન છે તેમને બ્રહ્મપણું કેમ પ્રાપ્ત થાય?

**भावितं तीव्रवेगेन यद्वस्तु निश्चयात्मना ॥**
**पुमांस्तद्धि भवेच्छीघ्रं ज्ञेयं भ्रमरकीटवत् ॥ १४० ॥**

ઉત્તર.—જો કે પરોક્ષ જ્ઞાનવડે પ્રમાતાને વિષે રહેલું અજ્ઞાનરૂપ આવરણ જતું રહેછે પરંતુ પ્રમેય (બ્રહ્મ) ને વિષે સ્થિત આવરણ દૂર થતું નથી તથાપિ જે દૃઢ નિશ્ચયવાળા પુરૂષે, સચ્ચિદાનંદ બ્રહ્મની નિરંતર વૃત્તિના તીવ્ર વેગવડે ભાવના ( ચિંતન )કરી હોય તો તે થોડા સમયમાં ભૃંગકીટ[1] ન્યાયે સાક્ષાત કરવા યોગ્ય બ્રહ્મરૂપ થાયછે.

જ્યારે ધ્યાનના બળથી અન્ય વસ્તુ અન્ય થઈ જાય છે ત્યારે આ જગત્ જે કેવળ બ્રહ્મને વિષે કલ્પિત છે તેને બ્રહ્મરૂપે અહર્નિશ ચિંતન કરવાથી બ્રહ્મરૂપ થાય તેમાં શી નવાઈ! આવા આશયથી સર્વાત્મભાવના કહેછે.

**अदृश्यं भावरूपं च सर्वमेव चिदात्मकं ॥**
**सावधानतया नित्यमात्मानं भावयेद्बुधः ॥ १४१ ॥**

દ્રષ્ટા તથા દૃશ્ય તેમજ ત્રિપુટીરૂપ સર્વ જગત્, જે કેવળ ભ્રાંતિવડે આત્માથી ભિન્ન ભાસેછે તે નિર્વિશેષ ચૈતન્ય સ્વરૂપ મારા આત્મારૂપજ છે; એમ જ્ઞાનનિષ્ઠે નિરંતર સ્થિરવૃત્તિવડે ચિંતન કરવું.

**दृश्यं ह्यदृश्यतां नीत्वा ब्रह्माकारेण चिंतयेत् ॥**
**विद्वान्नित्यसुखे तिष्ठेद्धिया चिद्रसपूर्णया ॥ १४२ ॥**

આ દૃશ્ય જગત્‌ને અદૃશ્ય અર્થાત્ અધિષ્ઠાન બ્રહ્મપણાને પમાડીને પછી નામરૂપનો ત્યાગ કરી કેવળ બ્રહ્મરૂપનું ચિંતન કરવું. એથી કરીને જ્ઞાનવાન પુરૂષ, ચૈતન્યરસવડે પૂર્ણ એવી બુદ્ધિવડે અવિનાશી સુખને વિષે સદા સ્થિતિ કરીને રહેછે.

---

૧ જ્યારે ભમરો કોઈ કીડાને પકડી પોતાના દરમાં લેઈ જઈ ચટકો મારેછે ત્યારે તે કીડો ભયથી અત્યંત ભમરનું સ્મરણ કરેછે જેથી તે કીડો એજ જન્મમાં ભમરો થઈ જાય છે. આ દૃષ્ટાંતને ભૃંગકીટન્યાય કહેછે.

હવે વેદાંત મતને અનુસારે વર્ણેલા રાજયોગનો ઉપસંહાર કરેછે.

**एभिरंगैः समायुक्तो राजयोग उदाहृतः ॥**
**किंचित् पक्वकषायाणां हठयोगेन संयुतः ॥ १४३ ॥**

આ પંદર અંગ સહિત રાજયોગ કહ્યો તેનો શુદ્ધ અંતઃકરણવાળો પુરૂષ અધિકારી છે. પરંતુ જેના રાગ આદિ દોષ ન્યૂન અંશે ક્ષીણ પામ્યા છે તે પુરૂષનો પતંજલિએ સ્વીકારેલા અષ્ટાંગ યોગસહિત આ રાજયોગમાં અધિકાર છે.

**परिपक्वं मनो येषां केवलोयं च सिद्धिदः ॥**
**गुरुदैवतभक्तानां सर्वेषां सुलभो जवात् ॥ १४४ ॥**

જેમના રાગાદિ દોષો સંપૂર્ણ અંશે ક્ષીણ થઈ ગયા છે તેવા પુરૂષોને તો અષ્ટાંગ યોગવિના કેવળ આ ઉપર વર્ણેલો રાજયોગ સિદ્ધિ આપનાર છે અર્થાત્ પોતાના સ્વરૂપથી અભિન્ન બ્રહ્મના સાક્ષાત્કારદ્વારા સ્વસ્વરૂપને વિષે સ્થિતિરૂપ મુક્તિ આપનાર છે મલિન અંતઃકરણવાળાને મોક્ષરૂપ સિદ્ધિ આપનાર નથી.

**પ્રશ્ન.**—સર્વ મળો દૂર થવા એ તો અત્યંત કઠિન કામ છે?

**ઉત્તર.**—જેઓ શ્રીસદ્‌ગુરૂના તથા ઇષ્ટદેવના ભક્ત છે તેમને થોડા સમયમાં સર્વ દોષ ક્ષય પામી મોક્ષરૂપ ફળ પ્રાપ્ત થાયછે.

જેમનું મન શુદ્ધ થયું હોય તેમને પણ જે સાધનો કઠિન છે તે સાધનો શ્રીસદ્‌ગુરૂના તથા ઇષ્ટદેવના ભકતોને સહજ છે. શ્રુતિ સ્મૃતિ પણ તેમજ કહેછે, માટે ગુરૂનું તથા ઇષ્ટદેવનું ભજન સર્વ સાધનોમાં અંતરંગ સાધન છે.

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यगोविन्दभगवत्पूज्यपादशिष्यश्रीमच्छङ्करभगवत्कृता अपरोक्षानुभूतिः समाप्ता ॥**



ॐ

तत् सत् परमात्मने नमः

## अथ श्रीमच्छंकराचार्यकृत

# स्वात्मनिरूपण.



**श्रीगुरुचरणद्वन्द्वं वन्देहं, मथितदुःसहद्वन्द्वम् ।**
**भ्रान्तिग्रहोपशान्ति, पांसुमयं यस्य भसितमातनुते ॥**
**देशिकवरं दयालुं वन्देहं निहतसकलसन्देहम् ।**
**यच्चरणद्वयमद्वय, मनुभवमुपदिशति तत्परस्यार्थम् ॥**

શ્રીસદ્ગુરૂનાં[1] બે ચરણારવિંદ, કે જે મુમુક્ષુ જનોથી ન સેહેવાતી ભેદબુદ્ધિનો નાશ કરેછે તથા જેમની રજરૂપી ભસ્મ ભ્રાંતિરૂપ ભૂતોનો ક્ષય કરેછે તેમને હું વંદન કરૂં છું.

---

૧ વિષ્ણુ આદિ દેવોને નમસ્કાર ન કરતાં, શ્રીસદ્ગુરૂને નમસ્કાર કરી શ્રી આચાર્ય ભગવાન સૂચવે છે કે, ગુરૂનું ઈશ્વરબુદ્ધિથી ચિંતન કરવું એ જ્ઞાન પ્રાપ્તિનું મુખ્ય સાધન છે. શ્રુતિ પણ કહેછે કે ' यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ । तस्यैते कथिता ह्यर्थाः प्रकाशंते महात्मनः ॥ અર્થ–જેને ઈશ્વરવિષે અત્યંત ભક્તિ છે તથા જેવી ઈશ્વર વિષે છે તેવીજ ભક્તિ ગુરૂને વિષે પણ છે તે મહાત્માના હૃદયમાંજ આ કહેલા અર્થો પ્રકાશ પામેછે.

જેમણે હૃદયમાં શલ્યની પેઠે વ્યથા આપતા સર્વ સંશયોનો વિનાશ કર્યો છે તથા જેમનાં ચરણારવિંદ તત્પદના લક્ષ્યાર્થરૂપ બ્રહ્માનુભવનો ઉપદેશ કરેછે તે દયાળુ, આચાર્યોમાં શ્રેષ્ઠ શ્રીસદ્‌ગુરૂને હું પ્રણામ કરૂં છું.

અધિકારી, સંબંધ, વિષય અને પ્રયોજન એ ચાર અનુબંધ કહેવાય છે તેમને અનુબંધ ચતુષ્ટય એમ પણ કહેછે. કોઈ પણ ગ્રંથના અનુબંધ ચતુષ્ટયનું જ્ઞાન થયાવિના તેમાં બુદ્ધિમાન્ પુરૂષ પ્રવૃત્તિ કરતો નથી માટે શ્રી આચાર્યે ભગવાન્ એ ચાર અનુબંધોમાં પ્રથમ વેદાંતશાસ્ત્રના અધિકારીનું સ્વરૂપ બતાવે છે.

**संसारदावपावकसंतप्तः सकलसाधनोपेतः ।**
**स्वात्मनिरूपणनिपुणैर्वाक्यैः शिष्यः प्रबोध्यते गुरुणा ॥**

સંસારરૂપી દાવાનળવડે તપેલા અર્થાત્ સંસારથી અત્યંત ઉદાસીન તથા સર્વ સાધનો[1]સહિત એવા અધિકારી શિષ્યને બ્રહ્મનિષ્ઠ શ્રીસદ્‌ગુરૂ, જીવની તથા બ્રહ્મની એકતાને પ્રતિપાદન કરનારાં ઉપનિષદ્ વચનોવડે ઉપદેશ[2] કરેછે.

હવે શ્રી આચાર્યે ભગવાન્, ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન ત્રણે કાળમાં આત્માની સત્તા છે એમ બતાવવામાટે, વિદ્વાનને તેમજ અવિદ્વાનને બંનેને

---

૧ સાધન ચાર છે નિત્યાનિત્ય વસ્તુ વિવેક, આ લોકના તથા પરલોકના વિષય સુખોમાં અપ્રીતિ, શમ, દમ શ્રદ્ધા, સમાધાન, તથા ઉપરતિ એ છ મળી શમાદિ ષટ્‌સંપત્તિ નામનું એક સાધન તથા મુમુક્ષુતા.

૨ तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् तस्मै स विद्वानुपसन्नाय सम्यक् प्रशान्तचित्ताय० અર્થ–આત્મસાક્ષાત્કારને અર્થે અધિકારીએ, હાથમાં ગુરૂને અર્પણ કરવાયોગ્ય વસ્તુ લઈ શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ ગુરૂની શરણે જવું. તેમ કર્યાપછી તે દયાળુ ગુરૂ, યોગાદિ સાધનોવડે જેણે મનનો યથાર્થ નિગ્રહ કરેલો છે એવા અધિકારી શિષ્યને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરેછે.

એકસરખીરીતે અનુભવમાં આવતી આત્માની સત્તાને કરવાસાથે ગ્રંથનો વિષય પણ દેખાડે છે.

**अस्ति स्वयमित्यस्मिन्नंशे कस्याऽस्ति संशयः पुंसः ।**
**तत्रापि संशयश्चेत्संशयिता यः स एव भवसि त्वम् ॥**

હું છું કે નહીં? એવો પોતાની હયાતીમાં કોને સંશય હોયછે? કોઇને પણ હોતો નથી. કારણ કે મનુષ્યમાત્રને મારો આત્મા[1] છે એવો અનુભવ હોયછે, તેમ છતાં પણ કદી તને તારા આત્માની સત્તામાં એટલે તારી પોતાની સત્તામાં સંશય હોય તો જે સંદેહ કરનાર છે તેજ તું આત્મા છે.

**પ્રશ્ન.**—'હું નથી' એવો અનુભવ પણ કોઈ અજ્ઞાનીને થાયછે માટે 'હું છું' એવોજ સર્વને અનુભવ થાયછે એમ તમે કેમ કહોછો?

**नाहमिति वेत्ति योऽसौ, सत्यं ब्रह्मैव वेत्ति नास्तीति ।**
**अहमस्मीति विजानन्, ब्रह्मैवासौ स्वयं विजानाति ॥**

**ઉત્તર.**—જે હું નથી એમ જાણેછે તે અભાવના સાક્ષીરૂપ તથા ત્રણે કાળમાં જેનો બાધ થતો નથી એવા બ્રહ્મનેજ જાણે છે, અને જે હું છું એમ જાણેછે અર્થાત્ હું એવી પ્રતીતિનો વિષય આત્મા સદા છે એમ જાણે છે તે પુરૂષ પ્રયાસવિના બ્રહ્મનોજ અનુભવ કરેછે.

---

१ 'असन्नेव स भवति असद्ब्रह्मेति वेद चेत् । अस्ति ब्रह्मेति चेद्वेद संतमेनं ततो विदुः॥' જો એમ જાણેછે કે બ્રહ્મ નથી, તો પોતે પણ નથી અને જો એમ જાણેછે કે બ્રહ્મ છે તો પોતે પણ છે. કારણ કે બ્રહ્મ છે તેજ આત્મા છે માટે બ્રહ્મ ન હોય તો પોતાનો આત્મા પણ કેમ હોય?

**પ્રશ્ન.**—હું છું અને હું નથી એ બંને પ્રકારની પ્રતીતિવડે બ્રહ્મનોજ અનુભવ થતો હોય તો સર્વને તેવો અનુભવ કેમ થતો નથી?

**ब्रह्म त्वमेव तस्मान्नाहं ब्रह्मेति मोहमात्रमिदम् ।**
**मोहेन भवति भेदः क्लेशाः सर्वे भवंति तन्मूलाः ॥**

**ઉત્તર.**—હું બ્રહ્મ છું એ બ્રહ્મનું અસ્તિત્વ અને હું બ્રહ્મ નથી તે બ્રહ્મનો અભાવ એ બંને પ્રકારની વૃત્તિનો સાક્ષી હોવાથી તું બ્રહ્મ છે, હું બ્રહ્મ નથી એવું જ્ઞાન તો કેવળ ભ્રાંતિજ્ઞાનજ છે. હું બ્રહ્મ નથી એવાં ભ્રાંતિજ્ઞાનવડેજ પાચ[1] કલેશોએ કરીને એવા જીવનો બ્રહ્મથી ભેદ પ્રતીત થાયછે, અને તે ભેદજ સર્વ કલેશોનું મુળ છે માટે હે શિષ્ય! હું બ્રહ્મ નથી હું તો જીવ છું એવી ભ્રાંતિથી ઉદય પામેલી ભેદબુદ્ધિ તજવી યોગ્ય છે.

અન્નમયાદિ પાંચ કોષ, કે જેને આશ્રયે ભેદબુદ્ધિથી ઉપજેલા સર્વ કલેશો રહ્યા છે તે પાંચ કોષનો વિવેક કરવા શ્રીઆચાર્યે ભગવાન્ આજ્ઞા કરેછે.

**न क्लेशपञ्चकमिदं, भजते कृतकोषपञ्चकाविवेकः ।**
**अतएव पञ्चकोषान्, कुशलधियः संततं विचिन्वन्ति ॥**

---

१ अविद्या, अस्मिता, राग, द्वेष, अने अभिनिवेश એ પાંચ કલેશોછે. તેમનાં લક્ષણો અનિત્યમાં નિત્ય બુદ્ધિ, અપવિત્રમાં પવિત્ર બુદ્ધિ, દુઃખમાં સુખ બુદ્ધિ અને અનાત્મ વસ્તુમાં આત્મબુદ્ધિ કરનારા મિથ્યા જ્ઞાનને અવિદ્યા કહેછે. પુરૂષ અને બુદ્ધિની એકરૂપતા અર્થાત્ અવિવેકને આસ્મિતા કહેછે. સુખ કિંવા તેનાં સાધનોની તૃષ્ણાને રાગ કહેછે; દુઃખ અથવા તેનાં સાધનો પ્રતિ ક્રોધને દ્વેષ કહેછે. વિદ્વાન અને મૂર્ખ સર્વને મરણ થકી જે ભય થાયછે તે અભિનિવેશ.

જે પુરૂષે પાંચે કોષનું યથાર્થ વિવેચન કર્યું હોયછે તે પુરૂષ પૂર્વોક્ત અવિદ્યા આદિ પાંચ ક્લેશોનો ભોક્તા થતો નથી, માટેજ વિવેકી જનો નિરંતર પાંચ કોષોનો યથાર્થ વિચાર કરી તે કોષના ધર્મ તે કોઇ કાળે પણ આત્માના ધર્મ નથીજ એવો નિશ્ચય કરેછે.

પાંચ કોષના વિવેકનું ફળ કહેછે.

**अन्नप्राणमनोमयविज्ञानानन्दपञ्चकोषाणाम् ।**
**एकैकान्तरभाजां भजति विवेकात्प्रकाशतामात्मा ॥**

એક એકની અંતર રહેલા અન્નમયની માંહે પ્રાણમય તેની અંદર મનોમય એ પ્રમાણે રહેલા અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય એ પાંચ કોષોનો વિવેક કરવાથી ( વિચારવડે એક બીજાથી છુટા પાડવાથી ) આત્માનું યથાર્થ અપરોક્ષ જ્ઞાન થાયછે.

પાંચ કોષોનું સ્વરૂપ બતાવી તેઓ આત્મા નથી એ વાર્ત્તાને સિદ્ધ કરી આપતાં પ્રથમ અન્નમય કોષનું સ્વરૂપ કહેછે.

**वपुरिदमन्नमयाख्यः कोषो नात्मा जडो घटप्रायः ।**
**प्रागुत्पत्तेः पश्चात्तदलाभस्यापि दृश्यमानत्वात् ॥**

આ સ્થૂળ શરીરને અન્નમય કોષ કહેછે. આ કોષ આત્મા નથી. કારણ કે તે ઘડાનીપેઠે જડ તથા કાર્ય છે. વળી આ સ્થૂળ શરીરનો, તેની ઉત્પત્તિ પેહેલાં તથા નાશ થયા પછી અનુભવમાં આવેછે માટે તે આત્મા નથી પણ આત્મા તેથી વિલક્ષણ તેનો દ્રષ્ટા છે.

પ્રાણમય કોષનું સ્વરૂપ બતાવી તેનું અનાત્મપણું સાધે છે.

**कोषः प्राणमयोऽयं वायुविशेषो वपुष्यवच्छिन्नः ।**
**अस्य कथमात्मता स्यात् क्षुत्तृष्णाभ्यामुपेयुषः पीडाम् ॥**

શરીર એટલે અન્નમય કોષમાં રહેલાં એક પ્રકારનો વાયુ એ પ્રાણમય કોષ છે. એ પ્રાણ ક્ષુધા અને તૃષાવડે પીડા પામેછે અને આત્મા તો ક્ષુધા તૃષા રહિત છે માટે પ્રાણવાયુ (પ્રાણમય કોષ) કેમ આત્મા સંભવે? નજ સંભવે.

મનોમય કોષનું અનાત્મપણું સાધેછે.

**कुरुते वपुष्यहन्तां गेहादौ यः करोति ममतां च ।**
**रागद्वेषविधेयो नासावात्मा मनोमयः कोषः ॥**

'આ શરીર હું છું અને ઘર, સ્ત્રી, પુત્ર આદિ સર્વ મારાં છે' એપ્રકારે જે શરીરમાં અહંતા તથા ઘર સ્ત્રી પુત્ર આદિમાં મમતા કરેછે તે મનોમય કોષ (મન) રાગ દ્વેષાદિ ધર્મવાળો હોવાથી આત્મા નથી.

વિજ્ઞાનમય કોષની અનિત્યતા સાધેછે.

**सुप्तौ स्वयं विलीना बोधे व्याप्ता कलेवरं सकलम् ।**
**विज्ञानशब्दवाच्या चित्प्रतिबिम्बा न बुद्धिरप्यात्मा ॥**

જે સુષુપ્તિ અવસ્થાનેવિષે અજ્ઞાનમાં લય પામે છે તથા જે જાગ્રત અવસ્થામાં શરીરનેવિષે નખથી શિખાપર્યંત વ્યાપીને રહેછે અને જેનું બીજું નામ વિજ્ઞાન છે તે ચિદાભાસ સહિત બુદ્ધિ (વિજ્ઞાનમય કોષ) ઉત્પત્તિ અને નાશવાળી હોવાથી આત્મા નથી.

આનંદમય કોષનું અનાત્મપણું સ્ફુટ કરેછે.

**सुप्तिगतैः सुखलेशैरभिमनुते यः सुखी भवामीति ।**
**आनन्दकोषनामा सोऽहङ्कारः कथं भवेदात्मा ॥**

સુષુપ્તિમાં અનુભવેલા સુખના લેશવડે જે 'હું સુખે સુતો' એમ અભિમાન કરેછે અર્થાત્ જાણેછે તે અહંકારને આનંદમય કોષ કહેછે. એ અહંકાર પણ આત્મા કેમ સંભવે? કારણ કે આત્મા તો અહંકારનો પણ સાક્ષી* છે.

---

* ઉપર પ્રતિપાદન કરેલા પાંચ કોષોમાં એકે આત્મા નથી એ વાત સિદ્ધ થવાથી શ્રુત્યાભાસ તથા યુક્ત્યાભાસવડે પ્રતિપાદન કરેલા બૌદ્ધાદિના મતોનું એમનીમેળે ખંડન થઈ ગયું એમ સમજવું. અન્નમય આદિ કોષોને આત્મા માનનારા પુરૂષો પોતાનું મત સપ્રમાણ છે એમ બતાવવામાટે જે જે શ્રુતિઓનાં પ્રમાણ આપેછે તે શ્રુતિઓ નીચેપ્રમાણે.

'यतो वा इमानि भूतानि जायंते येन जातानि जीवंति यत्प्रयंत्यभिसंविशंति' જેથી આ સર્વ પ્રાણિયો ઉત્પન્ન થાયછે, ઉત્પન્ન થઈ જેવડે જીવેછે તથા અંતે જેનેવિષે લય પામે છે તે બ્રહ્મ. એ બ્રહ્મનું શ્રુતિસિદ્ધ લક્ષણ છે. એ લક્ષણ કોષને આત્મા માનનારાના પક્ષમાં પણ સંભવી શકેછે. કારણ કે "अन्नं ब्रह्मेति व्यजानात् (તેણે અન્નને બ્રહ્મ જાણ્યું) એ શ્રુતિથી આરંભી अन्नाद्ध्येव खल्विमानि भूतानि जायंते अन्नेन जातानि जीवंति० (અન્નવડેજ સર્વ પ્રાણિયો ઉત્પન્ન થાયછે, અન્નવડે જીવેછે તથા અન્નનેવિષેજ લય પામેછે) એ શ્રુતિપર્યંત ઉપનિષદ્ભાગ, અન્નમય કોષનું બ્રહ્મપણું પ્રતિપાદન કરેછે. તેજ પ્રમાણે प्राणो ब्रह्मेति व्यजानात्० मनो ब्रह्मेति व्यजानात्० विज्ञानं ब्रह्मेति व्यजानात्० आनंदो ब्रह्मेति व्यजानात्० એ શ્રુતિ ઓએ, પ્રાણમય કોષ, મનોમય કોષ, વિજ્ઞાનમય કોષ તથા આનંદમય કોષને બ્રહ્મરૂપે પ્રતિપાદન કરેલ છે; પરંતુ કોષને બ્રહ્મ કહેવામાં શ્રુતિનું તાત્પર્ય નથી. જેમ શાલિગ્રામની શિલામાં ઉપાસનાનિમિત્તે વિષ્ણુ બુદ્ધિ કરવામાં આવેછે તેમજ ઉપાસનાઅર્થે તે તે કોષમાં બ્રહ્મદૃષ્ટિ કરાવવામાટે કોષને શ્રુતિબ્રહ્મ કહેછે. એટલામાટે બૌદ્ધ આદિ મતાનુંયાયી પુરૂષો, શ્રુતિનું તાત્પર્ય ન સમજી કોષને આત્મા સમજે છે.

(હવે આત્માના સ્વરૂપને બતાવે છે.)

**यः स्फुरति बिम्बभूतः स भवेदानन्द एव सकलात्मा ।**
**प्रागूर्ध्वमपि च सत्वादविकारित्वादबाध्यमानत्वात् ॥**

અન્નમયાદિ કોષો ઉત્પન્ન થયા પહેલાં તથા તેમનો નાશ થયા પછી પણ આત્મા વિદ્યમાન છે, તે જન્મ આદિ સર્વ વિકારરહિત છે તથા વર્ત્તમાન, ભૂત અને ભવિષ્ય એ ત્રણે કાળમાં તેનો બાધ થતો નથી માટે જે સ્થૂળ અને સૂક્ષ્મ બંને શરીરના અધિષ્ઠાનરૂપે પ્રકાશે છે; તે આનન્દસ્વરૂપજ સર્વ પ્રાણિયોનો આત્મા છે. 'विज्ञानमानन्दं ब्रह्म' (જ્ઞાનસ્વરૂપ તથા આનન્દસ્વરૂપ બ્રહ્મ છે.) ઇત્યાદિ શ્રુતિઓવડે પણ આત્મા દેશ કાળ વસ્તુ પરિચ્છેદરહિત આનન્દસ્વરૂપ છે એ વાર્ત્તા સિદ્ધ થાયછે.

**પ્રશ્ન.**—જેમ અન્નમયાદિ કોષનો અનુભવ થાયછે તેમ તે કોષથી ભિન્ન જો આત્મા હોય તો તેપણ સર્વના અનુભવમાં કેમ આવતો નથી? માટે અન્નમય આદિ કોષથી ભિન્ન આત્મા એવી વસ્તુજ નથી.

**अन्नमयादेरस्मादपरं यदि नानुभूयते किंचित्**
**अनुभवितान्नमयादेरस्तीत्यस्मिन्न कश्चिदपलापः ॥**

**ઉત્તર.**—હે શિષ્ય! સર્વના અનુભવમાં આવતા આ અન્નમય આદિ કોષથી ભિન્ન આત્મા જેવી કોઈ પણ વસ્તુ અનુભવમાં આવતી નથી એમ જો તું કહેતો હોય તો 'આ અન્નમયાદિ કોષ છે' એમ જાણનારો તે કોષોથી ભિન્ન છે એ વિષયમાં શું કોઇ પણ પુરુષને ભ્રાંતી છે? નથીજ. કારણ ઘડા આદિ જ્ઞેય પદાર્થોનો જાણનાર તેથી ભિન્નજ હોય છે એ વાર્ત્તાનો સર્વને અનુભવ છે.

**પ્રશ્ન.**—અનુભવ કરવાયોગ્ય વસ્તુનો અનુભવ કરનાર તેથી ભિન્ન આત્મા હોય તો આત્માનો પણ કોઈ અનુભવ કરનાર હોવો જોઇએ.

**स्वयमेवानुभवत्वाद्यद्यप्येतस्य नानुभाव्यत्वम् ।**
**सकृदप्यभावशङ्का न भवेद्बोधस्वरूपसत्तायाः ॥**

ઉત્તર.—આત્મા પોતેજ અનુભવરૂપ હોવાથી જો કે તે અન્યના અનુભવનો વિષય થઇ શકતો નથી અર્થાત્ આત્માને અનુભવનાર અન્ય કોઈ નથી; પરંતુ એટલાથી કરીને જ્ઞાનસ્વરૂપે સ્થિત આત્માની સત્તા ત્રણ કાળમાં કોઈ પણ કાળે નથી એવી શંકાનો સંભવજ નથી. કારણ કે સર્વને સત્તાસ્ફૂર્ત્તિ આપનાર આત્મા ન હોય તો સંપૂર્ણ વિશ્વ અંધકારમય થઈ જાય.

અનુભવસ્વરૂપ આત્મા અનુભવનો વિષય થઈ શકતો નથી એ વાર્ત્તા દૃષ્ટાંતવડે દૃઢ કરેછે.

**अनुभवति विश्वमात्मा विश्वेनासौ न चानुभूयेत ।**
**न खलु प्रकाश्यतेऽसौ विश्वमशेषं प्रकाशयन् भानुः ॥**

જેમ સૂર્યનારાયણ સંપૂર્ણ વિશ્વને પ્રકાશ કરેછે પણ વિશ્વ તેને પ્રકાશી શકતું નથી તેજપ્રમાણે અનુભવ સ્વરૂપ જે આત્મા તે સમગ્ર જગતને અનુભવે છે પણ જગત્ તેને અનુભવી શકતું નથી કારણ કે જગત્ અવિદ્યાનું કાર્ય હોવાથી જડ છે. જડમાં ચૈતન્યને પ્રકાશ કરવાનું સામર્થ્ય નથી.

વિચારવાયોગ્ય બ્રહ્મનું સ્વરૂપ કહેછે.

**तदिदं तादृशमीदृशमेतावत्तावदिति च यन्न भवेत् ।**
**ब्रह्म तदित्यवधेयं नोचेद्विषयो भवेत् परोक्षं च ॥**

જે વસ્તુ તે નથી એટલે પરોક્ષ નથી, જે આ નથી એટલે પ્રત્યક્ષ નથી, જે તેવી નથી એટલે અનુમાનનો વિષય નથી, જે આવી નથી એટલે પ્રત્યક્ષપ્રમાણુનો વિષય નથી તથા જે વસ્તુ આટલી તેમજ તેટલી નથી એટલે કોઇ પણ પ્રકારે માપ થઈ શકે તેવી નથી તે વસ્તુ બ્રહ્મ છે એમ નિશ્ચયવડે જાણુવું. જો તેવી વસ્તુ બ્રહ્મ ન હોય તો તે પ્રમાણુનો વિષય થવાથી દૃશ્ય તથા પરોક્ષ ઠરે. માટે સર્વ પ્રમાણુનો જે વિષય નથી પણ જે સર્વ પ્રમાણુને પ્રકાશ કરે છે તેજ બ્રહ્મ છે.

"આ" એવીરીતે ઈદં આકારે સ્ફુરતી વસ્તુનો બાધ થયા છતાં પણ જે વસ્તુ સર્વત્ર સત્તા સ્ફુરણરૂપે પ્રકાશે છે તે આત્મા છે એ વાર્તા કહેછે.

**इदमिदमिति प्रतीते वस्तुनि सर्वत्र बाध्यमानेऽपि ।**
**अनिदमबाध्यं तत्त्वं सत्वादेतस्य न च परोक्षत्वम् ॥**

"આ, આ" એવીરીતે ઇદં આકારે જાણેલી વસ્તુનો બાધ થતાં છતાં પણ "આ" એવા શબ્દવડે જે વસ્તુ કહી શકાતી નથી તથા ત્રણે કાળમાં જેનો બાધ થઈ શકતો નથી તે બ્રહ્મ છે. એ બ્રહ્મ ત્રણે કાળમાં હોવાથી પરોક્ષ નથી.

**પ્રશ્ન.**—જ્યારે બ્રહ્મ પ્રમાણુવડે વેદ્ય નથી તો તે પ્રત્યક્ષ પણ કેમ થઈ શકે?

**नावेद्यमपि परोक्षं भवति ब्रह्म स्वयंप्रकाशत्वात् ।**
**'सत्यं ज्ञानमनन्तं ब्रह्मे'त्येतस्य लक्षणं प्रथते ॥**

બ્રહ્મ જો કે જ્ઞેય નથી તોએ પણ તે પરોક્ષ નથી, કારણ કે તે સ્વયંપ્રકાશ છે. જે વસ્તુ સ્વયંપ્રકાશ છે તે સૂર્યનારાયણુની-પેઠે અન્યવડે પ્રકાશ પામતી નથી. "सत्यं ज्ञानमनंतं ब्रह्म" (બ્ર-

હ્મ સત્ય એટલે ત્રણે કાળમાં બાધરહિત છે, જ્ઞાનસ્વરૂપ છે તથા દેશકાળાદિવડે તેનો અંત આવતો નથી) એવું બ્રહ્મનું લક્ષણ ભગવતી શ્રુતિ પ્રકટ કરેછે માટે બ્રહ્મની સત્તાનો કોઈ પણ કાળમાં અભાવ થતો નથી તથા તે સ્વયંપ્રકાશ ચૈતન્યસ્વરૂપ છે એ વાર્ત્તા સિદ્ધ થઈ.

**પ્રશ્ન.**—જે બ્રહ્મ સર્વ ઉપાધિરહિત છે તેનું જીવપણું તથા ઈશ્વરપણું શ્રુતિ કેમ પ્રતિપાદન કરેછે?

**सति कोषशक्त्युपाधौ संभवतस्तस्य जीवतेश्वरते ।**
**नोचेत्तयोरभावाद्विगतविशेषं विभाति निजरूपम् ॥**

**ઉત્તર.**—અન્નમય આદિ કોષને આકારે પરિણામ પામેલી જ્યાંસુધી અવિદ્યાશક્તિ વિદ્યમાન હોયછે ત્યાંસુધી જીવ અને ઈશ્વર એવો ભેદવ્યવહાર રહેછે. જ્યારે એ અવિદ્યાશક્તિ નથી હોતી અર્થાત્ તે નિવૃત્તિ પામેછે ત્યારે જીવ ઈશ્વરનો ભેદ નિવૃત્ત થવાથી સર્વ વિકલ્પરહિત આત્મસ્વરૂપજ પ્રકાશે છે. તાત્પર્ય કે સર્વ ઉપાધિનો લય થયા પછી સ્વયંપ્રકાશ આનંદસ્વરૂપ આત્માજ પ્રકાશે છે.

**પ્રશ્ન.**—સર્વ ઉપાધિઓનો અભાવ થયા પછી તો કંઈ પણ શેષ રહેતું નથી?

**सति सकलदृश्यबाधे न किमप्यस्तीति लोकसिद्धं चेत् ।**
**यन्न किमपीति सिद्धं ब्रह्म तदेवेति वेदतः सिद्धम् ॥**

**ઉત્તર.**—સર્વ દૃશ્ય પદાર્થો વિચારવડે મિથ્યા થવાથી સર્વ વસ્તુનો અભાવ થતાં કંઈ પણ શેષ રહેતું નથી એ વાર્ત્તા જગતમાં પ્રસિદ્ધ હોય તો તથાસ્તુ, પરંતુ 'કંઈ પણ નથી' એમ જે કહેવાયછે તેજ બ્રહ્મ વસ્તુ છે એમ ઉપનિષદ્નાં વાક્યો પ્રતિપાદન કરેછે.

તાત્પર્ય જે સર્વ વસ્તુનો બાધ થતાં કંઈ પણ શેષ નથી એમ જે લોકમાં કહેવાયછે તેજ વસ્તુ છે એમ ઉપનિષદ્ કહેછે.

પાંચ કોષના વિવેકવડે, પાંચ કોષોનો સાક્ષી આત્મા તેમનાથી ભિન્ન છે એ વાત પ્રતિપાદન કરી. હવે પંચકોષોનો વિવેક કર્યા છતાં પણ 'तत्त्वमसि' આદિ મહાવાકયના અર્થનો બોધ થયાવિના આત્મસાક્ષાત્કાર થતો નથી એમ કહેછે.

**एवमपि विरहितानां तत्त्वमसीत्यादिवाक्यचिन्तनया ।**
**प्रतिभात्येव परोक्षवदात्मा प्रत्यक् प्रकाशमानोऽपि ॥**

જેમણે પાંચ કોષનો વિચાર કર્યો છે તેમને પણ 'तत्त्वमसि' આદિ મહાવાકયનો વિચાર કર્યાવિના, આ આત્મા સદા સર્વત્ર ભાસમાન છતાં પણ પરોક્ષસરખો ભાસે છે. માટે આત્મસાક્ષાત્કાર થવાનું મુખ્ય સાધન મહાવાકય વિચારજ છે.

તેટલામાટે મહાવાકય વિચાર કરવો એમ નીચેના શ્લોકવડે કહેછે.

**तस्मात्पदार्थशोधनपूर्वकवाक्यस्य चिन्तयन्नर्थम् ।**
**दैशिकदयाप्रभावादपरोक्षयति क्षणेन चात्मानम् ॥**

મહાવાકયના અર્થનો વિચાર કર્યાવિના આત્મજ્ઞાન થતું નથી માટે તેના અર્થનો વિચાર મુમુક્ષુજનોએ અવશ્ય કર્ત્તવ્ય છે; પરંતુ વાકયમાં રહેલાં પદોના અર્થનું જ્ઞાન થયાવિના વાકયનું જ્ઞાન થતું નથી એટલાસારૂ [1]સદ્ગુરૂની કૃપાના બળવડે तत्पद અને त्वं પદના અર્થના શોધનપૂર્વક મહાવાકયનો વિચાર કરનારો મુમુક્ષુજન, થોડા સમયમાં આત્માના અપરોક્ષ જ્ઞાનને પામેછે.

---

૧ દયાળુ ગુરુ શિષ્ય ઉપર કરૂણા દૃષ્ટિ કરીને જો મહાવાકયનો ઉપદેશ કરે તોજ આત્માનું અપરોક્ષ જ્ઞાન થાય છે. પોતાની બુદ્ધિવડેજ કરેલા વિચારથી તેવું જ્ઞાન થતું નથી. શ્રુતિ પણ કહે છે કે 'आचार्यवान् पुरुषो वेद' જેમને ગુરૂ હોયછે તેમનેજ ગુરૂદ્વારા જ્ઞાનનો લાભ થાયછે.

જ્યાંસુધી વાક્યમાં આવેલાં પદોના અર્થનું જ્ઞાન થતું નથી ત્યાંસુધી તે પદોવડે રચાએલા આખા વાક્યનો અર્થ જાણી શકાતો નથી માટે મહાવાક્યમાં રહેલા तत्પદના તથા त्वंપદના અર્થનો વિચાર કરે છે.

**देहेन्द्रियादिधर्मानात्मन्यारोपयन्नभेदेन ।**
**कर्तृत्वाद्यभिमानी बोधः स्यात्त्वंपदस्य वाच्योऽर्थः ॥**

'तत्त्वमसि' એ મહાવાક્યમાં तत्, त्वं, असि, એવાં ત્રણ પદો છે. તેમાં ત્વંપદના વાચ્યાર્થ અને લક્ષ્યાર્થ એમ બે પ્રકારના અર્થ છે. એ બે પ્રકારના અર્થોમાંથી પ્રથમ ત્વંપદનો વાચ્યાર્થ કહેછે.

હું જાડો છું, પાતળો છું એમ શરીરના ધર્મોને, હું કાણો છું બહેરો છું એમ ઇંદ્રિયોના ધર્મોને તથા સુખદુઃખ આદિ અંતઃકરણના ધર્મોને આત્માનેવિષે એ ભેદરૂપે આરોપી કર્ત્તાપણાં આદિના અભિમાનરૂપ ઉપાધિસહિત જે બોધ અર્થાત્ સોપાધિક ચૈતન્ય છે, તે તત્પદનો વાચ્યાર્થ છે. એ સોપાધિક ચૈતન્યને શબલાર્થ પણ કહેછે.

ત્વંપદનો લક્ષ્ય અર્થ દેખાડે છે.

**देहाहन्तेन्द्रियाणि साक्षी तेभ्यो विलक्षणत्वेन ।**
**प्रतिभाति योऽवबोधः प्रोक्तोऽसौ त्वंपदस्य लक्ष्योऽर्थः ॥**

જે શરીરનો, અહંકારનો તથા ઇંદ્રિયોનો સાક્ષી છે તથા શરીર અહંકાર તથા ઇંદ્રિયોથી જે અત્યંત વિલક્ષણ છે તે નિરૂપાધિબોધ (નિરૂપાધિ ચૈતન્ય) ત્વંપદનો લક્ષ્ય અર્થ છે.

તત્પદનો વાચ્યાર્થ કહેછે.

**वेदावसानवाचा संवेद्यं सकलजगदुपादानम् ।**
**सर्वज्ञताद्युपेतं चैतन्यं तत्पदस्य वाच्योर्थः ॥**

ઉપનિષદ્નાં વાક્યોવડે જે જણાય છે, જે સંપૂર્ણ જગતનું ઉપાદાન કારણ છે તથા જેમાં સર્વજ્ઞતા આદિ ધર્મો રહ્યા છે તે સર્વજ્ઞત્વ આદિ ઉપાધિયુક્ત ચૈતન્ય તત્પદનો વાચ્યાર્થ છે.

તત્પદનો લક્ષ્યાર્થ કહેછે.

**विविधोपाधिविमुक्तं विश्वातीतं विशुद्धमद्वैतम् ।**
**अक्षरमनुभववेद्यं चैतन्यं तत्पदस्य लक्ष्योऽर्थः ॥**

સર્વજ્ઞપણું, જગત્-કર્ત્તાપણું ઇત્યાદિ ઉપાધિરહિત, સર્વ પ્રપંચરહિત, અજ્ઞાનરહિત, એજ કારણથી દ્વૈતરહિત, નાશરહિત તથા અનુભવગમ્ય જે ચૈતન્ય એટલે આત્મસ્વરૂપ છે તે તત્-પદનો લક્ષ્ય અર્થ છે.

એ પ્રકારે પદાર્થનો વિવેક કર્યા છતાં પણ સામાનાધિકરણ્ય આદિ ત્રણ સંબંધોનું જ્ઞાન થયાવિના મહાવાક્યના અર્થનું યથાર્થ જ્ઞાન થતું નથી માટે સામાનાધિકરણ્ય આદિ ત્રણ સંબંધો બતાવે છે.

**सामानाधिकरण्यं तदनु विशेषणविशेष्यता चेति ।**
**अथ लक्ष्यलक्षकत्वं भवति पदार्थात्मनी चेति ॥**

તત્પદનો અને ત્વંપદનો સામાનાધિ કરણ્ય સંબંધ છે કારણ કે બંને પ્રથમા વિભક્તિમાં હોઇને તાત્પર્યવડે એક ચૈતન્ય અર્થને જણાવે છે. તત્પદાર્થનો તથા ત્વંપદાર્થનો પરસ્પર વિશેષણ વિ-શેષ્યભાવ સંબંધ છે. 'तत् त्वं असि' (તે તું છે) એમ કહેવાથી તત્પદાર્થ ત્વંપદાર્થનું વિશેષણ થાયછે અને 'त्वं तत् असि' (તું તે છો) એમ બોલવાથી ત્વંપદાર્થ તત્પદાર્થનું વિશેષણ થાયછે. વિ-શેષણ વિશેષ્યભાવ સંબંધ બંને પદાર્થનો અભેદ જણાવે છે. તત્-પદનો અને ત્વંપદનો આત્માસાથે લક્ષ્યલક્ષકભાવસંબંધ છે એ-

ટલે તત્પદ તથા ત્વંપદ લક્ષક છે તથા આત્મા લક્ષ્ય છે. એ-પ્રમાણે મહાવાક્યમાં ત્રણ પ્રકારના સંબંધ છે.

સામાનાધિકરણ્ય સંબંધનો અર્થ કહેછે.

**एकत्र वृत्तिरर्थे शब्दानां भिन्नवृत्तिहेतूनाम् ।**
**सामानाधिकरण्यं भवतीत्येवं वदन्ति लाक्षणिकाः ॥**

જેમનાં લોકમાં પ્રવૃત્તિ થવાનાં કારણો ભિન્ન ભિન્ન હોય તથા જેઓ ભિન્ન ભિન્ન અર્થના વાચક હોય એવા શબ્દોનો તાત્પર્યવડે એક અર્થનેવિષે જે સંબંધ તેને સામાનાધિકરણ્ય એમ લક્ષણાવૃત્તિને પ્રતિપાદન કરનારા પુરૂષો કહેછે.

'तत्त्वमसि' એ મહાવાક્યમાં લક્ષણવિના બોધ થઈ શકતો નથી માટે લક્ષણાની આવશ્યકતા બતાવે છે.

**प्रत्यक्षपरोक्षत्वं परिपूर्णत्वं सदद्वितीयत्वम् ।**
**इतरेतरं विरुद्धं तदिह भवितव्यमेव लक्षणया ॥**

જીવ પ્રત્યક્ષ છે તથા પરિચ્છિન્ન છે અને બ્રહ્મપરોક્ષ તથા પરિપૂર્ણ છે એપ્રમાણે બંને વિરૂદ્ધ ધર્મવાળા છે. કારણ કે પ્રત્યક્ષ ત્વં પરોક્ષત્વં આદિ વિરૂદ્ધ ધર્મો એકનેવિષે સાથે રહી શકતા નથી. માટે વિરૂદ્ધ અંશનો ત્યાગ કરી અખંડ અર્થનો બોધ થવામાટે તત્પદાર્થમાં તથા ત્વંપદાર્થમાં લક્ષણા માનવી.

લક્ષણાનું સ્વરૂપ કહેછે.

**मानान्तरोपरोधे, मुख्यार्थस्यापरिग्रहे जाते ।**
**मुख्याविनाकृतेऽर्थे या वृत्तिः सैव लक्षणा प्रोक्ता ॥**

કોઈ પણ પ્રમાણના વિરોધનેલીધે જે વાક્યમાં જે પદનો મુખ્યાર્થ (સાંકેતિક) ન સંભવતો હોય તે વાક્યમાં તે પદની મુ-

મુખ્યાર્થસાથે સંબંધવાળા અર્થમાં જે પ્રવૃત્તિ તેને લક્ષણા કહેછે. લક્ષણાનું સ્વરૂપ કાવ્યપ્રકાશકારે આપ્રમાણે કહ્યું છે. **मुख्यार्थबाधेनोद्योगे रूढितोर्थप्रयोजनात् । अन्योर्थो लक्ष्यते यत्सा लक्षणा प्रोच्यते बुधैः ॥ १ ॥** (મુખ્ય એટલે વાચ્ય અર્થનો બાધ થતાં રૂઢીનેલીધે અથવા પ્રયોજનનેલીધે મુખ્યાર્થનીસાથે સંબંધ રાખનારો અન્ય અર્થ જે વૃત્તિવડે જણાયછે તેને લક્ષણાવૃત્તિ કહેછે.)

જહત્ લક્ષણા અજહત્ લક્ષણા તથા જહદજહત્ લક્ષણા એપ્રમાણે ત્રણ પ્રકારની લક્ષણા છે તેમાં પ્રથમ જહત્ લક્ષણા કહેછે.

**निखिलमपि वाच्यमर्थं त्यक्त्वा वृत्तिस्तदन्वितेऽन्यार्थे ।**
**जहतीति लक्षणा स्याद् गङ्गायां घोष इतिवदत्र ॥**

સંપૂર્ણ વાચ્ય અર્થનો ત્યાગ કરી વાચ્યાર્થની સાથે સંબંધ ધરાવનારા અન્ય અર્થનેવિષે જે પદની વૃત્તિ (સંબંધ) તેને જહત્ લક્ષણા કહેછે. એ લક્ષણા 'गंगायां[1] घोषः' (ગંગામાં નેસ) ઇત્યાદિ સ્થળે પ્રસિદ્ધ છે. तत् તથા त्वंપદનેવિષે જહત્ લક્ષણા માનવી નહિ. કારણ કે તત્પદના તથા ત્વંપદના સંપૂર્ણ અંશનો ત્યાગ થતો નથી માત્ર વિરૂદ્ધ અંશનો ત્યાગ થાયછે.

અજહત્ લક્ષણાનું સ્વરૂપ કહેછે.

**वाच्यार्थमत्यजन्त्या यस्या वृत्तेः प्रवृत्तिरन्यार्थे ।**
**इयमजहतीति कथिता शोणो धावतिवदत्र न ग्राह्या ॥**

શક્તિ વૃત્તિવડે પ્રતીત થતા અર્થને નહીં તજતાં, પદની વાચ્ય અર્થથી અન્ય અર્થનેવિષે જે પ્રવૃત્તિ, તેને અલંકાર-

---

૧ આ વાકયમાં ગંગા શબ્દનો મુખ્ય અર્થ પ્રવાહ છે, પ્રવાહમાં નેસની સ્થિતિનો પ્રત્યક્ષ પ્રમાણવડે બાધ થવાથી ગંગાપદનો પ્રવાહ અર્થ છોડીદઇ પ્રવાહસાથે સંબંધવાળા તીરમાં તે પદની પ્રવૃત્તિ છે એમ જાણવું.

શાસ્ત્રીઓ અજહતી લક્ષણા કહેછે–शोणो धावति (રાતા રંગવાળો દોડે છે) એ વાક્ય અજહતી લક્ષણાનું ઉદાહરણ છે. આ વાક્યમાં શોણપદનો મુખ્ય અર્થ તો રાતો ગુણ એટલોજ છે, પરંતુ રાતા ગુણમાં દોડવાની ક્રિયા પ્રત્યક્ષવડે બાધિત થવાથી शोण शब्द વડે રાતો ઘોડો એવા અર્થનું ગ્રહણ કરવું. આ પ્રકારે શોણ શબ્દનો વાચ્ય અર્થ જે રાતો ગુણ છે, તેનો ત્યાગ થતો નથી તથા વાચ્ય અર્થથી ભિન્ન ઘોડાનું ગ્રહણ થાયછે માટે આ ઉદાહરણમાં જહત્ અજહત્ લક્ષણા છે.

तत्त्वमसि વાકયમાં આ લક્ષણા ગ્રહણ કરવાયોગ્ય નથી. કારણ કે તેમાં વાચ્યાર્થના એક દેશનો ત્યાગ થાયછે અને એક દેશનું ગ્રહણ થાયછે.

(જહત્ અજહત્ લક્ષણા કહેછે.)

**जहदजहतीति सा स्याद्या वाच्यार्थैकदेशमादाय ।**
**बोधयति चैकदेशं सोयं द्विज इतिवदाश्रयेदेनाम् ॥**

જે વાચ્યાર્થરૂપ એક દેશનો ત્યાગ કરીને લક્ષ્ય અર્થરૂપ એક દેશને જણાવે છે તેને જહત્ અજહત્ લક્ષણાવૃત્તિ કહેવી. આનું પ્રસિદ્ધ ઉદાહરણ सोयं देवदत्तः (તે આ દેવદત્ત) છે. આ વાકયમાં 'सः' પદનો અર્થ પરોક્ષ દેશકાળવિશિષ્ટ (પરોક્ષ દેશકાળમાં રહેલો) દેવદત્ત એવો છે 'अयं' શબ્દનો અર્થ વર્ત્તમાન દેશકાળવિશિષ્ટ (વર્ત્તમાન દેશકાળમાં રહેલો) દેવદત્ત એવો છે. આ બંને પદના વાચ્ય અર્થમાં વિશષ્ય દેવદત્ત તો એકજ છે પરંતુ પરોક્ષ દેશકાળ વિશિષપણું તથા વર્ત્તમાન દેશકાળ વિશિષ્ટપણું એ બંને વિશેષણોમાં વિરોધ છે. કારણ કે બે વિરૂદ્ધ ધર્મો એકત્ર સંભવે નહીં માટે બંને વિરૂદ્ધ ધર્મરૂપ વાચ્ય અર્થનો ત્યાગ કરી અવિરૂદ્ધ દેવદત્ત શરીરમાં सः પદની

२

તથા अयं પદની લક્ષણા છે. તેજ પ્રકારે 'तत्त्वमसि' મહાવાક્યમાં પણ तत् પદનો સર્વજ્ઞત્વ આદિ ધર્મ વિશિષ્ટ ચૈતન્ય એવો વાચ્ય અર્થ છે તથા त्वं પદનો અલ્પજ્ઞત્વાદિ વિશિષ્ટ ચૈતન્ય એવો વાચ્ય અર્થ છે. આ બે પદોના અર્થોમાં વિશેષ્ય જે ચૈતન્ય તેમાં વિરોધ નથી પરંતુ સર્વજ્ઞત્યાદિ વિશિષ્ટપણું તથા અલ્પજ્ઞત્વાદિ વિશિષ્ટપણું એ બે ધર્મોરૂપ વાચ્યાર્થના અંશોમાં વિરોધ છે તે બંને વિરૂદ્ધ અંશોનો ત્યાગ કરી શુદ્ધ ચૈતન્યમાં તત્પદની તથા ત્વંપદની લક્ષણાનો આશ્રય કરવો. આ લક્ષણાને ભાગત્યાગલક્ષણા પણ કહેછે.

(જહત્—અજહત્ લક્ષણાનું પ્રતિપાદન કરેછે.)

**सोऽयं द्विज इति वाक्यं त्यक्त्वा परोक्षापरोक्षदेशाद्यम्।**
**द्विजमात्रलक्षकत्वात् कथयत्यैक्यं पदार्थयोरुभयोः ॥**

सोयं देवदत्तः (તે આ દેવદત્ત) આ વાક્ય, પરોક્ષ દેશકાળ વિશિષ્ટપણું તથા અપરોક્ષ દેશકાળ વિશેષ્ટપણું એ બે વિરૂદ્ધ ધર્મોને તજીને કેવળ દેવદત્તના સ્વરૂપને જણાવનાર હોવાથી 'सः' પદના અર્થની તથા 'अयं' પદના અર્થની એકતાને પ્રતિપાદન કરેછે. અખંડ અર્થનું પ્રતિપાદન કરનારી આ જહત્ અજહત્ લક્ષણાનું મહાવાક્યમાં ગ્રહણ કરવું.

ઉપરના શ્લોકમાં પ્રતિપાદન કરેલી જહત્ અજહત્ લક્ષણાની મહાવાક્યમાં યોજના કરેછે.

**तद्वत्त्त्वमसीति त्यक्त्वा परोक्षापरोक्षतादीनि ॥**
**चिद्वस्तु लक्षयित्वा बोधयति स्पष्टमसिपदेनैक्यम् ॥**

'सोयं देवदत्तः' એ વાક્યની પેઠે तत्त्वमसि વાક્ય પણ, तत् પદનેવિષે રહેલા પરોક્ષપણાનો તથા ત્વંપદનેવિષે સ્થિત પ્રત્યક્ષપણાનો

ત્યાગ કરીને તથા કેવળ ચૈતન્યસ્વરૂપને જણાવીને અસિપદની-સાથે તત્પદાર્થની તથા ત્વંપદાર્થની સંદેહરહિત એકતાનું બોધન કરેછે.

પૂર્વે બતાવેલા પ્રકારે જેમને મહાવાકયના અર્થનું જ્ઞાન થયું હોયછે તેમને શા ફળની પ્રાપ્તિ થાયછે તે કહેછે.

**इत्थं बोधितमर्थं महता वाक्येन बोधितैक्येन ।**
**अहमित्यपरोक्षयतां वेदो वेदयति वातशोकत्वम् ॥**

જેમણે જીવ બ્રહ્મની એકતા દર્શાવી છે એવા तत्त्वमसि આદિ મહાવાકયોએ દર્શાવેલા ચૈતન્યસ્વરૂપનો તે હું છું એમ જેણે પોતાથી અભિન્નપણે સાક્ષાત્કાર કર્યો છે તેવા અધિકારીઓ, શોકરહિત તથા બ્રહ્મરૂપજ છે એમ વેદ એટલે વેદનો ઉપનિષદ્ભાગ બોધન કરેછે. તાત્પર્ય જે મહાવાકયના જ્ઞાનવડે અવિદ્યાની નિવૃત્તિનીસાથે પરમ આનંદની પ્રાપ્તિ થાયછે.

**પ્રશ્ન.**—तत्त्वमसि એ મહાવાકય શ્રવણ કરતાંવારજ હું અલ્પજ્ઞ અલ્પશક્તિમાન્ જીવ, સર્વજ્ઞ સર્વશક્તિમાન્ ઈશ્વર કેમ હોઈશ? એવો શ્રોતાના મનમાં સંદેહ ઉત્પન્ન થતાં તે પોતાના સંદેહની નિવૃત્તિને અર્થે શ્રવણાદિ સાધનોમાં પ્રવર્ત્તે છે. પરંતુ એ મહાવાકયને પ્રવર્ત્તકપણું સંભવતું નથી, કારણ કે જગત્ વ્યવહારમાં તથા વેદમાં કેવળ વિધિવાકયજ પ્રવર્ત્તક (કાર્યમાં પ્રવૃત્તિ કરાવનાર) જોવામાં આવેછે. મહાવાકય તો વિધિવાકય તથા અર્થવાદ વાકયથી વિલક્ષણ છે માટે તે શ્રવણાદીમાં પ્રવર્ત્તક કેમ સંભવે?

**प्रायः प्रवर्तकत्वं विधिवचसो लोकवेदयोर्दृष्टम् ।**
**सिद्धं बोधयतोऽर्थं कथमेतद्भवति तत्त्वमस्यादेः ॥**

ઘણું કરીને લૌકિકવાકયોમાં તથા વૈદિકવાકયોમાં જે વિધિ-વાકય એટલે અન્ય પ્રમાણવડે અપ્રાપ્ત અર્થને પ્રાપ્ત કરાવનાર વાકય હોયછે જેમ કે "आग्निहोत्रेण स्वर्गं कामोयजेत" (સ્વર્ગની ઇચ્છાવાળાએ અગ્નિહોત્રવડે યજન કરવું,) તેજ પ્રવૃત્તિ કરાવનાર છે. પરંતુ નિત્યસિદ્ધ બ્રહ્મનેજ કેવળ પ્રકાશ કરનાર તત્વમસિ આદિ મહાવાકય પ્રવર્ત્તક કેમ હોઈ શકે ?

**विधिरेव न प्रवृत्तिं जनयत्यभिलषितवस्तुबोधोऽपि ।**
**राजा भवति सुतोऽभूदिति बोधे न प्रवर्तते लोकः ॥**

ઉત્તર.—કેવળ વિધિવાકયજ પ્રવૃત્તિ કરાવે છે એમ નથી, કિંતુ ઇચ્છેલી વસ્તુનું જ્ઞાન પણ પ્રવૃત્તિનું કારણ છે. જેમકે રાજા છે એ વાત જાણી મનુષ્ય પોતાની મેળેજ રાજાના દર્શનને માટે પ્રવર્ત્તે છે તથા 'પુત્ર થયો' એ વાકય સાંભળી પિતા સ્વતઃ જાત-કર્માદિ ક્રિયાને માટે પ્રવર્ત્ત થાયછે. ઉપર દર્શાવેલાં બે વાકય વિધિવાકય ન હોવા છતાં પણ પ્રવૃત્તિ કરાવેછે માટે વિધિવાકયજ પ્રવર્ત્તક છે એવો કંઈ નિયમ નથી.

હવે વિધિવાકયથી વિલક્ષણ तत्त्वमसि આદિ મહાવાકયોવડે પણ, જેમની ઉપર ગુરૂની કૃપા નથી તેમને કોઈ પણ કાળે આત્મસાક્ષાત્કાર થતો નથી એ વાર્ત્તા કહેછે.

**ऐक्यपरैः श्रुतिवाक्यैरात्मा शश्वत्प्रकाशमानोऽपि ।**
**दैशिकदयाविहीनैरपरोक्षयितुं न शक्यते पुरुषैः ॥**

આત્મા સ્વયંપ્રકાશ હોવાથી સર્વત્ર ભાસમાન છતાં પણ જેઓ શ્રી સદ્‌ગુરૂના કૃપા પાત્ર નથી તે પુરૂષો, ગમે તેવા પંડિત હોય તોપણ કેવળ પોતાની વ્યુત્પત્તિના બળથી, અખંડ-

અર્થને પ્રતિપાદન કરનારાં મહાવાકયવડે આત્માનો સાક્ષાત્કાર સંપાદન કરી શકતા નથીજ.

કર્મ ઉપાસના આદિ કરવાથી જેમનું અંતઃકરણ નિર્મળ થયું છે એવો શુદ્ધ અધિકારી, મહાવાકયના વિચારવડે પોતાની મેળે આત્માનો સાક્ષાત્કાર કરશે. એમાં ગુરૂની શી જરૂર છે ? એવી શંકા કરેછે.

**विरहितकाम्यनिषिद्धो विहितानुष्ठाननिर्मलस्वान्तः ।**
**भजति स्वयमेव बोधं गुरुणा किमिति त्वया न मन्तव्यम् ॥**

જેણે કામ્ય તથા નિષિદ્ધ કર્મોનો ત્યાગ કર્યો છે તથા નિત્ય નૈમિત્તિક કર્મો આચરવાવડે જેનું અંતઃકરણ રાગાદિ મળરહિત થયું છે એવો અધિકારી પુરુષ પોતાની મેળેજ આત્મસાક્ષાત્કાર સંપાદન કરશે, એમાં ગુરુનું શું પ્રયોજન છે? શ્રી વસિષ્ઠમુનિએ શ્રી રામચંદ્રપ્રતિ કહ્યું છે કેઃ—ज्ञप्तेस्तु कारणं राम शिष्यप्रज्ञेव केवलं (જ્ઞાનનું કારણ તો શિષ્યની બુદ્ધિ છે.) ગુરૂ કહે છે કે હે શિષ્ય! આ પ્રમાણે તારે સમજવું નહિ.

પૂર્વના શ્લોકમાં શંકા કરી જે કર્મવડેજ ચિત્તશુદ્ધિદ્વારા મોક્ષ મળે છે ગુરૂની શી જરૂર છે? તેનું સમાધાન.

**कर्मभिरेव न बोधः प्रभवति गुरुणा विना दयानिधिना ।**
**आचार्यवान् पुरुषो वेदेत्यर्थस्य वेदसिद्धत्वात् ॥**

आचार्यवान् पुरुषो वेद (ગુરૂને શરણે જનારનેજ જ્ઞાન થાયછે) એ વાર્ત્તા શ્રુતિવડે સિદ્ધ છે માટે દયાનિધિ તથા શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ શ્રી સદ્ગુરૂને શરણે થયા વિના કેવળ નિત્ય નૈમિત્તિક કર્મો કરવાથીજ જ્ઞાન થતું નથી.

પ્રશ્ન.—બ્રહ્મનું જ્ઞાન કોઇ પણ પ્રમાણવડે થઈ શકતું નથી

માટે વાણીરૂપ વેદ પણ બ્રહ્મજ્ઞાનમાં પ્રમાણરૂપ કેમ કહી શકાય? શ્રુતિ પણ કહેછે કે 'यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते' અર્થ—જેને વાણી પ્રકાશ કરી શકતી પણ વાણીને જે પ્રકાશ કરેછે.

**वेदोऽनादितया वा यद्वा परमेश्वरप्रणीततया ।**
**भवति परमं प्रमाणं बोधो नास्ति स्वतश्च परतो वा ॥**

વેદ કે જેના ऋक्, यजुष्, साम અને अथर्व એવા ચાર ભેદ છે, તે અનાદિ હોવાથી અથવા ઈશ્વરે પોતાના નિશ્વાસરૂપે પ્રગટ કરેલા હોવાથી બધાં પ્રમાણોમાં શ્રેષ્ઠ છે માટે આત્માનો સાક્ષાતકાર, પોતાની બુદ્ધિવડે અથવા ઉપનિષદ્ વાક્યવિના બીજાં પ્રમાણોવડે થતો નથી.

**પ્રશ્ન.**—વેદ આત્મજ્ઞાનમાં ભલે પ્રમાણ હો, પરંતુ જેમ અનુમાન પ્રમાણને પ્રત્યક્ષની અપેક્ષા છે તેમ વેદને પણ અન્ય પ્રમાણના અવલંબનની જરૂર કાં ન હોય?

**नापेक्षते यदन्यद्यदपेक्षन्तेऽखिलानि मानानि ।**
**वाक्यं तन्निगमानां मानं ब्रह्माद्यतीन्द्रियावगतौ ॥**

**ઉત્તર.**—જે શ્રુતિરૂપ પ્રમાણને પોતાની સિદ્ધિમાં અન્ય પ્રમાણની અપેક્ષા નથી પણ અન્ય પ્રમાણો પોતાની સિદ્ધિમાટે જેની અપેક્ષા રાખે છે તે શ્રુતિવાક્ય, બ્રહ્મ આદિ ઇંદ્રિયવડે નહીં જાણી શકાતા પદાર્થોનું જ્ઞાન થવામાં કારણરૂપ છે. બ્રહ્મ આદિ પદાર્થો જે ઇંદ્રિયવડે ગમ્ય નથી તેમનું જ્ઞાન થવામાં વેદવાક્ય જેવું કોઇ પણ પ્રમાણ નથી.

જે અન્ય પ્રમાણોને પણ જણાવે છે તેને અન્ય પ્રમાણની જરૂર નથી એ વાત કહેછે.

**मानं प्रबोधयन्तं बोधं मानेन ये बुभुत्सन्ते ।**
**एधोभिरेव दहनं दग्धुं वाञ्छन्ति ते महात्मानः ॥**

પ્રમાણોના પણ પ્રકાશક આત્માને જે મંદબુદ્ધિવાળા અજ્ઞાની જનો પ્રમાણવડે જાણવાને ઇચ્છે છે તેઓ કાષ્ઠ કે જેમને અગ્નિ બાળે છે તે કાષ્ઠવડે અગ્નિને બાળવાને ઇચ્છે છે માટે તેઓ અતિ મહાત્મા છે, આ અજ્ઞાનીના ઉપહાસરૂપ વાક્ય છે. સર્વને પ્રકાશ કરનારા સૂર્યને પ્રકાશ કરવા માટે જેમ અન્ય પ્રકાશની જરૂર નથી તેમજ જ્ઞાનસ્વરૂપ આત્માનું જ્ઞાન કરાવવામાટે અન્યજ્ઞાનની જરૂર નથી.

**પ્રશ્ન.**—વેદ જે ઉત્પન્ન થયો છે તેવડે અનાદિ ઈશ્વરનું જ્ઞાન કેમ થઈ શકે?

**वेदोऽनादिरमुष्य व्यञ्जक ईशः स्वयंप्रकाशात्मा ।**
**तदभिव्यक्तिमुदीक्ष्य प्रोक्तोऽसौ सूरिभिः प्रमाणमिति ॥**

ઉત્તર.—જેમ ઘડાને પ્રકાશ કરનાર સૂર્યનારાયણ છે તેમ વેદ કે જે અનાદિ છે તેને પ્રકાશ કરનાર ઈશ્વર છે. જેમ વેદને પ્રકાશ કરનાર ઈશ્વર છે તેમ ઈશ્વરને પણ પ્રકાશ કરનાર કોઇ અન્ય હોવો જોઇએ? એવી શંકા કરવી નહીં, કારણ કે ઈશ્વર સ્વયંપ્રકાશ છે. ઈશ્વરથી વેદ પ્રકટ થયો છે એમ સમજીને પ્રાચીન આચાર્યોએ વેદને પ્રમાણરૂપ કહ્યો છે.

આત્મજ્ઞાનમાં કેવળ વેદજ પ્રમાણ છે એ વાત દૃષ્ટાંતવડે સાધે છે.

**रूपाणामवलोके चक्षुरिवान्यन्न कारणं दृष्टम् ।**
**तद्वदद्दष्टावगतौ वेदवदन्यो न वेद को हेतुः ॥**

જેમ કાળું પીળું રાતું ઇત્યાદિ રૂપ જોવામાં ચક્ષુઈંદ્રિય-વિના કોઈ પણ ઇંદ્રિય કારણ હોય એમ જણાતું નથી તેમજ જેનો અનુભવ કોઈ પણ પ્રમાણવડે થયો નથી એવા આત્માનું જ્ઞાન થવામાં અથવા સ્વર્ગ આદિનું જ્ઞાન થવામાં વેદ જેવો બીજો કોઈ પણ બ્રહ્મ તથા સ્વર્ગ આદિને જણાવનાર હેતુ નથી અર્થાત્ વેદજ હેતુ છે.

**પ્રશ્ન.**—જેમ વેદ પોતાની મેળેજ પ્રમાણભૂત છે તેમ અન્ય શાસ્ત્રો પણ પોતાની મેળે પ્રમાણરૂપ હોવાં જોઇએ?

**निगमेषु निश्चितार्थं तन्त्रेषु कश्चिदपि प्रकाशयति ।**
**तदिदमनुवादमात्रं प्रामाण्यं तस्य सिद्ध्यति न किंचित् ॥**

જે વસ્તુનો વેદમાં નિશ્ચય કર્યો હોય છે તે વસ્તુનેજ કોઈ આચાર્ય પોતે રચેલાં શાસ્ત્રોમાં પ્રતિપાદન કરે છે માટે એ પ્રતિપાદન અનુવાદ માત્ર ગણાય છે. અને અનુવાદ (કોઇ પણ પ્રમાણવડે જાણેલી વાતને કહેવી) કંઈ પ્રમાણમાં ગણાતો નથી.

આત્મજ્ઞાનમાં વેદ પ્રમાણભૂત છે એ વાત કહી. હવે એ વેદના બે ભાગ તથા બંનેનાં કાર્યો કહેછે.

**अंशद्वयवति निगमे साधयति द्वैतमेक एवांशः ।**
**अद्वैतमेव वस्तु प्रतिपादयति प्रसिद्धमपरोंऽशः ॥**

વેદના બે ભાગ છે, તેમાં પ્રથમ જે કર્મકાંડનો ભાગ છે તે યજ્ઞરૂપકર્મ, તેનો કર્ત્તા તથા સ્વર્ગાદિ કર્મનું ફળ ઈત્યાદિ દ્વૈતનુંજ પ્રતિપાદન કરેછે અને બીજો ઉપનિષદ્ ભાગ, સર્વ ભેદરહિત તથા સર્વના અનુભવના વિષયરૂપ બ્રહ્મ વસ્તુનુંજ પ્રતિપાદન કરેછે.

**પ્રશ્ન.**—દ્વૈતને તથા અદ્વૈતને બંનેને પ્રમાણરૂપ વેદ પ્રતિપાદન કરેછે માટે એમાંથી કોણ સત્ય અને કોણ અસત્ય છે?

**अद्वैतमेव सत्यं तस्मिन् द्वैतं ह्यसत्यमध्यस्तम् ।**

**रजतमिव शुक्तिकायां मृगतृष्णायामिवोदकस्फुरणम् ॥**

**ઉત્તર.**—જેમ સત્ય સીપને વિષે મિથ્યા રૂપાનો આરોપ થાયછે તથા જેમ મધ્યાન્હના સૂર્યના કિરણોને વિષે મિથ્યા જળની પ્રતીતિ થાયછે તેમજ અદ્વૈત બ્રહ્મરૂપ સત્યવસ્તુને વિષે દ્વૈત એટલે આ પ્રપંચરૂપ મિથ્યા પદાર્થ કેવળ અજ્ઞાનવડે કલ્પાએલો છે.

**પ્રશ્ન.**—તમે કહોછો તેથી ઉલટું એટલે દ્વૈતને વિષે અદ્વૈતનો આરોપ કેમ ન હોય?

**आरोपितं यदि स्याद्द्वैतं वस्त्ववस्तुनि द्वैते ।**

**युक्तं नैव तदा स्यात्सत्येऽध्यासो भवत्यसत्यानाम् ॥**

**ઉત્તર.**—અદ્વૈત બ્રહ્મ જે સત્ય વસ્તુ છે તેનો આરોપ મિથ્યા દ્વૈત વસ્તુને વિષે છે એમ જો કદી કોઈ કહે તો તે પક્ષ યોગ્ય નથી કારણ કે દ્વૈત એ વસ્તુજ નથી માટે તેને વિષે આરોપ સંભવે નહીં. માટે સત્ય વસ્તુને વિષે મિથ્યા વસ્તુનો આરોપ થાયછે.

**પ્રશ્ન.**—સત્ય વસ્તુ તથા અસત્ય વસ્તુ બંનેનો અરોપ સત્ય અસત્યથી વિલક્ષણ વસ્તુને વિષે થવો જોઇએ.

**यद्यारोपणमुभयोस्तद्व्यतिरिक्तस्य कस्यचिद्भावः ।**

**आरोपणं न शून्ये तस्माद्द्वैतसत्यता ग्राह्या ॥**

**ઉત્તર.**—જો સત્ય અને અસત્ય બંનેનો અધ્યાસ તે બંને કરતાં વિલક્ષણ કોઈ ત્રીજાને વિષે માનીએ તો તે સંભવે નહીં.

કારણ કે સત્ય અસત્યથી વિલક્ષણ કોઈ ત્રીજો પદાર્થજ નથી. કદી કહો કે સત્ય અસત્યથી વિલક્ષણ ત્રીજું શૂન્ય છે માટે શૂન્યને વિષે સત્ય તથા અસત્ય બંનેનો આરોપ કેમ ન હોય? એ શંકા યોગ્ય નથી. કારણ કે શૂન્યને વિષે કોઈ પણ વસ્તુનો આરોપ થઈ શકતો નથી માટે અદ્વૈત બ્રહ્મજ સત્ય છે અને તેને વિષેજ મિથ્યા દ્વૈત પ્રપંચનો આરોપ છે એમ માનવું યોગ્ય છે.

એ પ્રકારની અદ્વૈત વસ્તુ છે એમાં કેવળ સ્તુતિજ પ્રમાણ છે એમ કહેછે.

**प्रत्यक्षाद्यनवगतं श्रुत्या प्रतिपादनीयमद्वैतम् ।**
**द्वैतं न प्रतिपाद्यं तस्य स्वयमेव लोकसिद्धत्वात् ॥**

પ્રત્યક્ષ આદિ પ્રમાણોવડે જેનું જ્ઞાન થઈ શકતું નથી એવા ભેદરહિત બ્રહ્મનું પ્રતિપાદન કેવળ શ્રુતિજ કરેછે. જેમ અદ્વૈતનું પ્રતિપાદન શ્રુતિ કરેછે, તેમ દ્વૈતનું પણ પ્રતિપાદન તે કાં ન કરે? એવી શંકા આ સ્થળે યોગ્ય નથી. કારણ કે દ્વૈત તો અજ્ઞાની જનોની દૃષ્ટિથી એમની મેળેજ પ્રસિદ્ધ છે, માટે તેને પ્રતિપાદન કરવાની વેદને જરૂર નથી; તે તો કોઇ પણ રીતે ન જાણેલી વસ્તુનેજ જણાવેછે.

**પ્રશ્ન.**—શ્રુતિ જેમ અદ્વૈતને પ્રતિપાદન કરેછે તેમ દ્વૈતનું પણ પ્રતિપાદન કેમ નથી કરતી?

**अद्वैतं सुखरूपं दुःसहदुःखं सदा भवेद्द्वैतम् ।**
**यत्र प्रयोजनं स्यात्प्रतिपादयति श्रुतिस्तदेवासौ ॥**

**ઉત્તર.**—પ્રાણીમાત્ર સુખનીજ ઇચ્છા કરેછે, મને દુઃખ થાય તો સારૂં એમ દુઃખની ઇચ્છા કોઈ પણ કરતું નથી. સુખરૂપ અદ્વૈત બ્રહ્મ છે અને દ્વૈત તો સદા અસહ્ય દુઃખરૂપ છે માટે શ્રુતિ

એટલે तत्त्वमसि આદિ વાકયો પણ જેને પ્રતિપાદન કરવાનું પ્રયોજન હોય તેનેજ પ્રતિપાદન કરેછે. દુઃખ તો પ્રાપ્ત હોવાથી તેને પ્રતિપાદન કરવાનું શ્રુતિને કંઈ પ્રયોજન નથી.

જીવપણું એ અદ્વૈત તથા આનંદ સ્વરૂપ જે બ્રહ્મ તેનો સ્વભાવિક ધર્મ છે એવી શંકા કરેછે.

**निगमगिरा प्रतिपाद्यं वस्तु यदानन्दरूपमद्वैतम् ।**
**स्वाभाविकस्वरूपं जीवत्वं तस्य केचन ब्रुवते ॥**

**પ્રશ્ન.**—ઉપનિષદનાં વાકયોએ જે બ્રહ્મનું અદ્વૈત તથા આનન્દસ્વરૂપ સિદ્ધાંતરૂપે પ્રતિપાદન કર્યું છે તે બ્રહ્મનું જીવપણું પણ સ્વાભાવિકજ છે એમ કેટલાએક પોતાને પંડિત માનનારા પુરૂષો કહેછે.

**स्वाभाविकं यदि स्याज्जीवत्वं तस्य विशदविज्ञप्तेः ।**
**सकृदपि न तद्विनाशं गच्छेदुष्णप्रकाशवद्वह्नेः ॥**

ઉત્તર.—નિર્મળ જ્ઞાનસ્વરૂપ બ્રહ્મનું જીવપણું, જો સ્વાભાવિક ધર્મ હોય તો એ સ્વાભાવિક ધર્મની નિવૃત્તિ, ભેદરહિત બ્રહ્મજ્ઞાનવડે કોઈ પણ કાળે થાય નહીં. કારણ કે જેમ અગ્નિનો ઉષ્ણ તથા પ્રકાશ સ્વભાવ મટાડી શકાતો નથી તેમ જેનો જે સ્વાભાવિક ધર્મ છે તે સદા અનિવાર્યજ છે.

**પ્રશ્ન.**—બ્રહ્મનું જીવપણું તો સ્વતઃ સિદ્ધ છેજ પરંતુ તે કર્મ ઉપાસના આદિ સાધનોવડે મટી શકેછે ?

**यद्वदयो रसविद्धं काञ्चनतां याति तद्वदेवासौ ।**
**जीवः साधनशक्त्या परतां यातीति केचिदिच्छन्ति ॥**

લોઢાની ધાતુમાં કોઈ પણ પ્રકારે પારાનો અથવા કોઇ ચમત્કારી ઔષધિના રસનો પ્રવેશ થવાથી તે સુવર્ણ થઈ જાયછે તેમજ આ જીવપણુ ઉપાસના આદિ સાધનોના બળવડે બ્રહ્મરૂપ થાયછે એમ કેટલાએક વેદાન્ત સિદ્ધાન્તને નહીં જાણુનારા શંકા કરેછે.

**तदिदं भवति न युक्तं गतवति तस्मिंश्चिरेण रसवीर्ये ।**
**प्रतिपद्यते प्रणाशं हैमो वर्णोऽप्ययःसमारूढः ।**

ઉત્તર.—સાધનવડે જીવ બ્રહ્મભાવને પામેછે એ પક્ષ યુક્તિસિદ્ધ નથી કારણ કે એ પક્ષને માટે જે લોહનું દૃષ્ટાંત આપ્યું છે તેજ દૂષણવાળું છે. કેમકે જે પારદ આદિ રસની શક્તિવડે લોહ સુવર્ણરૂપ થયું છે. તે શક્તિ જ્યારે કાળે કરીને નાશ પામેછે ત્યારે લોઢાંઉપર ચઢેલો સુવર્ણનો રંગ પણ નાશ પામેછે અને ફરી પાછું લોઢું થઈ જાયછે.

ઉપરનું દૃષ્ટાંત સિદ્ધાંતમાં પણ લાગુ પડેછે.

**जीवत्वमपि तथेदं बहुविधसुखदुःखलक्षणोपेतम् ।**
**गतमिव साधनशक्त्या प्रतिभात्येव प्रयाति न विनाशम् ॥**

પુર્વે કહેલા લોહના દૃષ્ટાંત પ્રમાણે નાનાપ્રકારના સુખ-દુઃખવડે યુક્ત જીવપણું પણ ઉપાસના આદિ સાધનના બળવડે નાશ પામ્યા સરખું માત્ર ભાસેછે પરંતુ નાશ પામતું નથી.

જીવનું સ્વાભાવિક જીવપણું માનવામાં દોષ દેખાડેછે.

**तस्मात्स्वतो यदि स्याज्जीवः सततं स एव जीवः स्यात् ।**
**एवं यदि परमात्मा परमात्मैवायमिति भवेद्युक्तम् ॥**

એટલા માટે જો જીવ સ્વભાવવડે જીવજ હોય તો તે સદા જીવજ રહેવાનો; અર્થાત્ તેનું જીવપણું કોઈ કાળે પણ મટી શકે નહીં; તેમજ જો તે પરમાત્મા હોય તો તે સદા પરમાત્માજ છે એમ માનવું ઉચિત છે. તાત્પર્ય જે જીવ, પરમાત્માજ છે. ઉપાધિવડે તે જીવભાવને પામ્યોછે, માટે ઉપાધિનો નાશ થયે તે પરમાત્મ સ્વરૂપજ રહેછે.

જીવ, સાધનના બળવડે પરમાત્મા સરખો થાયછે એમ માનનારાના પક્ષનું નિરાકરણ કરેછે.

**यदि वा परेण साम्यं जीवश्चेद्व्रजति साधनबलेन ।**
**कालेन तदपि कियता नश्यत्येवेति निश्चितं सकलैः ॥**

જો કદી જીવ ઉપાસના આદિ સાધનોના સામર્થ્યવડે પરમાત્માના સમાન રૂપવાળો થતો હોય તો તેનું પરમાત્માના સરખું રૂપ જ્યાંસુધી સાધનનું બળ રહેછે ત્યાંસુધી ટકેછે; તે પછી નાશ પામેછે એવો વિદ્વાનોએ નિશ્ચય કર્યોછે કારણ કે જે ઉત્પન્ન થાય છે તેનો અવશ્ય નાશ પણ થાયછે એવો સિદ્ધ નિયમ છે.

શાસ્ત્રમાં જેનાં લક્ષણો કહ્યાં છે એવા ગુરૂને શરણ જઈ શ્રવણ-મનન આદિ સાધનોવડે બ્રહ્મરૂપ થવું એ વાત કરેછે.

**तस्मात्परं स्वकीयं मोहं मोहात्मकं च संसारम् ।**
**स्वज्ञानेन जहित्वा पूर्णः स्वयमेव शिष्यते नान्यत् ॥**

તે કારણમાટે આત્મજ્ઞાનવિના અન્ય ઉપાયવડે ન મટી શકે એવા પોતાના મોહ (અજ્ઞાન) ને તથા મોહરૂપ આ સંસારને સ્વરૂપજ્ઞાનવડે તજી દેવાથી પૂર્ણ એટલે સર્વ વસ્તુઓને વિષે સ્થિત ભેદરહિત કેવળ આત્માજ શેષ રહેછે તે વિના બીજું કંઇ

પણ શેષ રહેતું નથી. કારણ કે જ્ઞાનવડે અવિદ્યાના કાર્યરૂપ સર્વ પ્રપંચનો લય થવાથી કેવળ બ્રહ્મસ્વરૂપજ રહેછે.

**પ્રશ્ન.**—પ્રપંચનો લય થવાથી બ્રહ્મસ્વરૂપજ બાકી રહેછે એમાં શું પ્રમાણ છે?

**सत्यज्ञानानन्दं प्रकृतं परमात्मरूपमद्वैतम् ।**
**अवबोधयन्ति निखिलाः श्रुतयः स्मृतिभिः समं समस्ताभिः ॥**

**ઉત્તર.**—પરમાત્મા સત્યસ્વરૂપ છે, જ્ઞાનસ્વરૂપ છે, આનંદસ્વરૂપ છે, જાણવા યોગ્ય છે તથા ભેદ રહિત છે એમ તેના સ્વરૂપને સર્વ શ્રુતિ તથા સ્મૃતિ પ્રતિપાદન કરેછે.

હવે જીવ બ્રહ્મની એકતાને પ્રતિપાદન કરનારાં तत्वमसि આદિ મહાવાકયોનાં અંગભૂત અવાન્તર વાકયો પણ એકતાનેજ પ્રતિપાદન કરનારાં હોયછે એમ કહેછે.

**एकत्वबोधकानां निखिलानां निगमवाक्यजालानाम् ।**
**वाक्यान्तराणि सकलान्यभिधायन्तेस्म शेषभूतानि ॥**

'यतो वा इमानि भूतानि जायंते' ઈત્યાદિ, જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ, પ્રલય, નિયમન, (નિયમમાં રાખવું) પ્રવેશ (જીવાત્મારૂપે શરીરોમાં પ્રવેશ) એમ પાંચ પ્રકારના અર્થ વાદરૂપ અવાન્તર વાકયો જીવ બ્રહ્મની એકતાને બોધન કરનારાં तत्वमसि આદિ મહાવાકયોનાં અંગભુત છે એમ વેદ તથા સુત્રકારાદિ આચાર્યો કહેછે.

**પ્રશ્ન.**—સર્વ ઉપાધિ રહિત અદ્વૈત આત્મવસ્તુનું જ્ઞાન તત્વમસિ આદિ મહાવાકયથી કેમ થાયછે?

**यस्मिन्मिहिरवदुदिते तिमिरवदपयान्ति कर्तृतादीनि ।**
**ज्ञानं विरहितभेदं कथमेतद्भवति तत्त्वमस्यादेः ॥**

ઉત્તર.—જેમ સૂર્યનારાયણનો ઉદય થવાથી અંધકાર નિવૃત્તિ પામે છે તેમ જે જ્ઞાનનો ઉદય થયાથી કર્ત્તાપણું, ભોક્તાપણું ઈત્યાદિ અજ્ઞાનનાં કાર્યોનો નાશ થાયછે તે ભેદરહિત આત્મજ્ઞાન તત્ત્વમસિ આદિ મહાવાકયોથી કેમ થાય છે? ન થવું જોઇએ કારણ કે મહાવાકયો બ્રહ્મનાં બોધક નથી.

અર્ધા શ્લોકવડે જ્ઞાન એ કર્મનું નિવારણ કરે છે એવી શંકા કરીને બીજા અર્ધા શ્લોકવડે શંકાનું નિવારણ કરેછે.

**कर्मप्रकरणनिष्ठं ज्ञानं कर्माङ्गमिष्यते प्राज्ञैः ।**
**भिन्नप्रकरणभाजः कर्माङ्गत्वं कथं भवेज्ज्ञप्तेः ॥**

વેદમાં જ્ઞાન, કર્મના પ્રકરણમાં સ્થિત છે માટે તે અગ્નિહોત્રાદિ કર્મનું અંગભૂત છે એમ મીમાંસક પંડિતો પ્રતિપાદન કરેછે, પરંતુ તેમનું કહેવું સંભવતું નથી, કારણ કે બંનેનાં પ્રકરણ ભિન્ન ભિન્ન છે. માટે ભિન્ન પ્રકરણમાં રહેલું જ્ઞાન, ભિન્ન પ્રકરણમાં રહેલા કર્મનું અંગ કેમ સંભવે? નજ સંભવે.

જ્ઞાનનું પ્રકરણ તથા કર્મનું પ્રકરણ ભિન્ન ભિન્ન હોવાથી જ્ઞાનકર્મનું અંગ નથી એ વાત કહી, હવે બંનેના અધિકારી તથા વિષય પણ ભિન્ન ભિન્ન છે માટે જ્ઞાનકર્મનું અંગ નથી એમ કહેછે.

**अधिकारिविषयभेदौ कर्मज्ञानात्मकावुभौ काण्डौ ।**
**एवं सति कथमनयोरङ्गाङ्गित्वं परस्परं घटते ॥**

વેદના બે કાંડ છે, એક કર્મકાંડ અને એક જ્ઞાનકાંડ.

એ બંને કાંડના [1]અધિકારી તથા વિષય[2] ભિન્ન ભિન્ન છે. એટલા-માટે જ્ઞાનનો તથા કર્મનો પરસ્પર અંગાંગીભાવ (જ્ઞાનઅંગ અને કર્મઅંગ) કેમ સંભવે? અર્થાત ન સંભવે.

જેમ જ્ઞાનકર્મ પ્રકરણમાં નથી તેમ કર્મ પણ જ્ઞાનપ્રકરણમાં નથી એમ કહેછે.

**ज्ञानं कर्मणि न स्याज्ज्ञाने कर्मेदमपि तथा न स्यात् ।**
**कथमनयोरुभयोस्तत्तपनतमोवत्समुच्चयो घटते ॥**

જેમ જ્ઞાનકર્મ પ્રકરણમાં સંભવે નહીં તેમ કર્મ પણ જ્ઞાન-પ્રકરણમાં સંભવે નહીં, માટે કર્મ તથા જ્ઞાન જે સૂર્ય તથા અંધ-કારની પેઠે પરસ્પર વિરોધી છે તેમની એક અધિકારીને વિષે સાથે સ્થિતિ કેમ સંભવે? નજ સંભવે.

અવિદ્યા નિવૃત્ત થવા પછી કર્મની કે ઉપાસનાની કોઇની પણ અપેક્ષા નથી એમ કહેછે.

**तस्मान्मोहनिवृत्तौ ज्ञानं न सहायमन्यदर्थयते ।**
**यद्वद्घनतरतिमिरप्रकरपरिध्वंसने सहस्रांशुः ॥**

તે કારણ માટે જેમ ગાઢ અંધકારને દૂર કરવામાં સૂર્યના-રાયણને અન્યની સહાયતા જોઇતી નથી તેમજ જ્ઞાનને અજ્ઞાન નિવૃત્ત કરવામાં અન્યની એટલે કર્મની કિંવા ઉપાસનાની સહા-યતાની અપેક્ષા નથી.

જ્ઞાન શબ્દનો અર્થ કહેછે.

---

૧ કર્મનો અધિકારી દેહાભિમાની છે અને જ્ઞાનનો અધિકારી દેહાભિ-માનરહિત પુરૂષ છે. ૨ કર્મકાંડનો વિષય ધર્મ છે અને જ્ઞાનકાંડનો વિષય બ્રહ્મ છે.

**ज्ञानं तदेवममलं साक्षी विश्वस्य भवति परमात्मा ।**
**संबध्यते न धर्मैः साक्षी तैरेव सच्चिदानन्दः ॥**

જે સંપૂર્ણ વિશ્વના સાક્ષી પરમાત્મા છે તેજ નિર્મળ જ્ઞાનસ્વરૂપ છે. જે જ્ઞાનસ્વરૂપ આત્માને અવિદ્યાવડે કલ્પિત કર્તૃત્વ ભોક્તૃત્વ આદિ ધર્મોનો સ્પર્શ પણ થતો નથી માટે તે સચ્ચિદાનંદસ્વરૂપ સાક્ષી છે; તે ધર્મી એટલે કર્તૃત્વાદિ ધર્મવાળો નથી.

**પ્રશ્ન.**—જ્ઞાનસ્વરૂપ આત્મા કલ્પિત ધર્મોની સાથે સંબંધ પામતો નથી ત્યારે તેનું સાક્ષીપણું કયા સંબંધવડે છે?

**रज्ज्वादेरुरगाद्यैः संबन्धस्तस्य दृश्यसंबन्धः ।**
**सततमसङ्गोऽयमिति श्रुतिरप्यमुमर्थमेव साधयति ॥**

**ઉત્તર.**—જેમ રજ્જુ આદિ વસ્તુઓનો, પોતાને વિષે આરોપેલ સર્પમાળા, પાણીનો રેલો ઈત્યાદિની સાથે જેમ દૃશ્ય સંબંધ (દેખાય તેટલોજ સંબંધ) છે, તેમજ આત્મા જે દ્રષ્ટા, તેનો કર્તૃત્વાદિ દૃશ્ય ધર્મોની સાથે દૃશ્ય અથવા આધ્યાસિક સંબંધ છે. અન્ય સંયોગ સમવાય આદિ સંબંધ નથી. કારણ કે આત્મા સદા અસંગ એટલે સર્વ સંબંધ રહિત છે. આત્માના અસંગપણાને શ્રુતિ પણ પ્રતિપાદન કરેછે. ત્યાં શ્રુતિ—असंगो नहि सज्जते. અર્થ—આત્મા અસંગ હોવાથી કોઈ વસ્તુમાં પણ આસક્ત થતો નથી.

બ્રહ્મના સ્વરૂપથી ભિન્ન ધર્મઆદિ કોઇ પણ વસ્તુ નથી માટે બ્રહ્મને સંબંધની અપેક્ષા નથી એમ કહેછે.

**कर्तृ च कर्म च यस्य स्फुरति ब्रह्मैव तत्र जानाति ।**
**यस्य न कर्तृ न कर्म स्फुटतरमयमेव वेदितुं क्रमते ॥**

જેને કર્ત્તાપણું તથા કર્મનું સ્વરૂપ સ્ફુરે છે તેજ બ્રહ્મરૂપ છે; કારણ કે કર્ત્તા તથા કર્મના સ્ફુરણરૂપ છે. કર્ત્તા તથા કર્મ તો બ્રહ્મને જાણતાં નથી, કારણ કે તેઓ તો કંઇ વસ્તુજ નથી. માટે બ્રહ્મ, કે જે કર્ત્તા પણ નથી અને કર્મ પણ નથી, તેજ સર્વને જાણેછે.

**પ્રશ્ન.**—ત્યારે કર્ત્તાપણું જે પ્રતીત થાયછે તેની શી ગતિ?

**कर्तृत्वादिकमेतन्मायाशक्त्या प्रतीयते निखिलम् ।**
**इति केचिदाहुरेषा भ्रान्तिर्ब्रह्मातिरेकतो नान्यत् ॥**

**ઉત્તર.**—કર્ત્તાપણું, ભોક્તાપણું, ઇત્યાદિ સર્વ આત્માને વિષે જે પ્રતીત થાયછે તે સત્ય માયાશક્તિવડે પ્રતીત થાયછે એમ કેટલાએક વાદીઓ કહેછે પરંતુ એ તેઓની ભ્રાંતિ છે; કારણ કે બ્રહ્મવિના માયા આદિ કોઈ પણ પદાર્થ છેજ નહીં. શ્રુતિ પણ કહે છે કે एकमेवाद्वितीयं ब्रह्म नेह नानास्ति किंचन (એક અદ્વિતીય બ્રહ્મજ છે એ બ્રહ્મને વિષે કોઈ પણ પ્રકારનો ભેદ નથી.)

એ પ્રકારે અદ્વૈતસ્વરૂપ બ્રહ્મનું જ્ઞાન થયું એટલે સંપૂર્ણ વિશ્વનું જ્ઞાન થઇ જાય છે તે વાત કહેછે.

**तस्मिन् ब्रह्मणि विदिते विश्वमशेषं भवेदिदं विदितम् ।**
**कारणमृदि विदितायां घटकरकाद्या यथाऽवगम्यन्ते ॥**

ઘટ આદિનું કારણ મૃત્તિકાનું જ્ઞાન થવાથી ઘટાદિ સર્વે ઘાટો માટીજ છે એમ માટીનાં કાર્યમાત્રનું જ્ઞાન થઇ જાયછે; તેમજ શ્રુતિએ પ્રતિપાદન કરેલ અદ્વૈત બ્રહ્મનું જ્ઞાન થયાથી સંપૂર્ણ પ્રપંચ કે જે તેનું એટલે બ્રહ્મનું કાર્ય છે, તેનું પણ જ્ઞાન થાયછે.

બ્રહ્મજ સર્વનું કારણ છે તે વિના અન્ય કોઈ કારણ નથી એ વાર્ત્તા કહેછે.

**तदिदं कारणमेकं विगतविशेषं विशुद्धचिद्रूपम् ।**
**तस्मात्सदेकरूपान्मायोपहितादभूदशेषमिदम् ॥**

સર્વ ધર્મ રહિત તથા શુદ્ધ ચૈતન્યરૂપ તથા એક આ બ્રહ્મજ જગતરૂપ કાર્યનું કારણ છે. સત્ય તથા ભેદ રહિત અને માયા ઉપાધિસહિત તે બ્રહ્મથીજ આ સંપૂર્ણ જગત્ ઉત્પન્ન થયું છે. કેટલાએક વાદીઓ માયા આદિ પદાર્થો જે જગતનું કારણ માને છે તે યોગ્ય નથી.

કેટલાએક વાદીઓ કારણને અસત્ માનેછે તેમના પક્ષનું ખંડન કરેછે.

**कारणमसदिति केचित् कथयन्त्यसतो भवेन्न कारणता ।**
**अङ्कुरजननी शक्तिः सति खलु बीजे समीक्ष्यते सकलैः ॥**

કેટલાએક વાદીઓ કહેછે કે જગતનું કારણ અસત્ છે, પરંતુ તે પક્ષ સંભવતો નથી, કારણ કે અસત્ એટલે જે વસ્તુ છેજ નહીં તેનું કારણપણું સંભવે નહિ. જો બીજ એવી વસ્તુ છે તોજ તેમાં અંકુરને ઉત્પન્ન કરનારી શક્તિ લોકોના જોવામાં આવેછે, બીજવિના કોઇપણ કાળે અંકુર ઉત્પન્ન થાય નહીં. તેમજ જગતનું કારણ કોઈ ન હોય તો જગતની ઉત્પત્તિ થઈ શકે નહીં.

ફરી અસત્ કારણવાદનું નિવારણ કરેછે.

**कारणमसदिति कथयन् वन्ध्यापुत्रेण निर्वहेत्कार्यम् । ***
**किंच मृगतृष्णिकाम्भः पीत्वोदन्यां महीयसीं शमयेत् ॥**

જે વાદી જગતનું કારણ અસત્ કહેછે તે વાંઝણીના દીકરાવડે પ્રજાની ઉત્પત્તિ કરી શકે ખરો. તથા ઝાંઝવાનાં પાણી

પી ને પોતાની અત્યંત તરશ મટાડી શકે ખરો. તાત્પર્ય જે જેમ વાંઝણીનો દીકરો તથા ઝાંઝવાનું જળ છેજ નહીં તેથી તેમનાથી પ્રજાની ઉત્પત્તિ તથા તૃષ્ણાની નિવૃત્તિ થતી નથી તેમજ જગતનું કારણ અત્યંત અસત્ હોય તો તેથી જગતરૂપ કાર્ય ઉપજી શકે નહિ.

અસત્ કારણવાદ શ્રુતિવડે તથા યુક્તિવડે સંભવતો નથી એ વાત કહેછે.

**यस्मान्न सोयमसतो वादः संभवति शास्त्रयुक्तिभ्याम् ।**
**यस्मात्सदेव तत्वं सर्वेषां कारणं भवति जगताम् ॥**

અસત્ પદાર્થનું કારણપણું સંભવતું નથી માટે પૂર્વે કહેલો અસત્ કારણવાદ શાસ્ત્ર એટલે શ્રુતિવડે[1] તથા યુક્તિવડે[2] સંભવતો નથી તેથી સત્યસ્વરૂપ બ્રહ્મજ સર્વ જગતનું કારણ છે.

**પ્રશ્ન.**—જો જગતનું કારણ સત્યબ્રહ્મ હોય તો એક બ્રહ્મ અને બીજું જગત્ એ પ્રકારે અદ્વૈતપણાની હાનિ થશે?

**जगदाकारतयाऽपि प्रथते गुरुशिष्यविग्रहतयापि ।**
**ब्रह्माद्याकारतयापि, प्रतिभातीदं परात्परं तत्त्वम् ॥**

**ઉત્તર.**—સર્વથી પર જે બ્રહ્મસ્વરૂપ છે તેજ જગતરૂપે, ગુરૂ શિષ્યના આકારમાં તથા હિરણ્યગર્ભ આદિ સર્વ દેવસ્વરૂપે પ્રસિદ્ધ પામેછે. તાત્પર્ય જે વિવિધાકારવાળું સંપૂર્ણ વિશ્વ બ્રહ્મને વિષેજ કલ્પિત છે, માટે કલ્પિત વસ્તુવડે દ્વૈતાપત્તિ થઈ શકે નહીં.

---

૧ सदेव सोम्येदमग्र आसीत् (હે પ્રિયદર્શન! સૃષ્ટિ થયા પહેલાં આ જગત્ સત્યબ્રહ્મરૂપજ હતું. ૨ વાંઝણીનો પુત્ર સસલાનું શીંગ ઈત્યાદિ અસત્ પદાર્થથી કાર્યની ઉત્પત્તિ દેખાતી નથી માટે અસત્ પદાર્થથી જગત્ની ઉત્પત્તિ સંભવે નહિ.

બ્રહ્મજ અજ્ઞાનવડે જગત્રૂપે મિથ્યા ભાસેછે એ વાર્તા કહી હવે કેટલાએક અવિવેકી મૂઢજનો માનેછે કે જગત્ સત્ય છે તથા બ્રહ્મથી ભિન્ન છે; એ તેઓનું માનવું વારંવાર જન્મ-મરણ આપનાર છે એમ કહેછે.

**सत्यं जगदिति भानं संसृतये स्यादपक्कचित्तानाम् ।**
**तस्मादसत्यमेतन्निखिलं प्रतिपादयन्ति निगमान्ताः ॥**

આ જગત્ બ્રહ્મથી ભિન્ન છે તથા સત્યસ્વરૂપ છે એવું જ્ઞાન, જેઓના ચિત્તમાં અદ્વૈત વાસનાનો ઉદય નથી થયો તથા જેઓની ઉપર શ્રી સદ્‌ગુરૂનાં કૃપાકટાક્ષ પડ્યાં નથી તેવા હતભાગ્ય જનોને વારંવાર જન્મ-મરણનું કારણ થાયછે, શ્રુતિ ભગવતી પણ કહેછે કે यदा ह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुते अथ तस्य भयं भवति (જ્યારે આ, (પુરૂષ) આ બ્રહ્મને વિષે લેશ પણ ભેદ કરેછે–માનેછે તેને જન્મ-મરણરૂપ ભય ઉત્પન્ન થાયછે.) માટે આ સમગ્ર જગત્ સત્યસ્વરૂપ બ્રહ્મથી ભિન્ન નથી એમ ઉપનિષદો પ્રતિપાદન કરેછે.

હવે રાગાદિ દોષ રહિત અંતઃકરણવાળા અધિકારી પુરૂષોને સર્વ બ્રહ્મરૂપ છે એમ વેદ બોધન કરેછે તે વાત બતાવે છે.

**परिपक्कमानसानां पुरुषवराणां पुरातनैः सुकृतैः ।**
**ब्रह्मैवेदं सर्वं जगदिति भूयः प्रबोधयत्येषः ॥**

શ્રવણ મનન આદિ સાધનોવડે જેની બુદ્ધિ સ્વસ્વરૂપને વિષે સ્થિરતાને પામી છે તથા જેમણે પોતાનાં જન્માંતરનાં અનેક સુકૃતોવડે પોતાના આત્માથી અભિન્નપણે બ્રહ્મનો અનુભવ કર્યોછે એવા ઉત્કૃષ્ટ અધિકારીઓને, "સઘળું જગત્ બ્રહ્મરૂપ છે" એમ ઉપનિષદ્ વારંવાર બોધન કરેછે તાત્પર્ય જે सर्वं खल्विदं ब्रह्म

(આ સંપૂર્ણ પ્રપંચ બ્રહ્મરૂપ છે) એમ શ્રુતિ કહેછે માટે બ્રહ્મથી ભિન્ન કોઈ પણ વસ્તુ નથી.

**પ્રશ્ન.**—જ્યારે બ્રહ્મજ ભાસેછે, બીજું કંઇ પણ ભાસતું નથી અને વેદાન્ત પણ એ પ્રમાણેજ પ્રતિપાદન કરેછે ત્યારે સર્વને તેપ્રમાણે ભાન કેમ થતું નથી?

**अनवगतकाञ्चनानां भूषणधीरेव भूषणे हैमे ।**
**एवमविवेकभाजां जगति जनानां न तात्त्विकी धिषणा ॥**

**ઉત્તર.**—બાળક વગેરે જેઓ સુવર્ણને ઓળખતા નથી તેમને સુવર્ણના અલંકારમાં કેવળ અલંકાર બુદ્ધિ છે; તે સુવર્ણનો છે છતાં તેમાં સુવર્ણ બુદ્ધિ નથી, તેમજ આ લોકમાં જે આત્મસ્વરૂપને જાણતા નથી તેવા જનોને આ સંપૂર્ણ જગત્ બ્રહ્મરૂપ છે એવું જ્ઞાન થતું નથી.

અદ્વિતીય બ્રહ્મ જે સદા પ્રત્યક્ષ છે તે અવિવેકી પુરુષોને પરોક્ષ સરખું ભાસે છે એમ હવે બતાવેછે.

**अहमालम्बनसिद्धं कस्य परोक्षं भवेदिदं ब्रह्म ।**
**तदपि विचारविहीनैरपरोक्षयितुं न शक्यते मुग्धैः ॥**

હું છું, હું જાણું છું, એ પ્રકારના અનુભવવડે જે બ્રહ્મ લોકોમાં પ્રસિદ્ધ છે, તે કોને પરોક્ષ છે? કોઇને પરોક્ષ નથી; તથાપિ શ્રુતિના અર્થનો વિચાર કરવામાં અસમર્થ અજ્ઞાન મનુષ્યો તેનો સાક્ષાત્કાર કરી શકતા નથી.

**પ્રશ્ન.**—સર્વ બ્રહ્મરૂપજ હોય તો મનુષ્યનો લૌકિક તથા શાસ્ત્રીય વ્યવહાર કેમ બની શકે?

अहमिदमिति च मतिभ्यां सततं व्यवहरति सर्वलोकोऽपि ।
प्रथमा प्रतीचि चरमा निवसति वपुरिन्द्रियादि बाह्यार्थे ॥

ઉત્તર.—'હું' અને 'આ' એ બે પ્રકારની બુદ્ધિવડે બધાં મનુષ્યો નિરંતર વ્યવહાર કરે છે. એ બે પ્રકારની બુદ્ધિમાં હું એવી બુદ્ધિ શરીરમાં સ્થિત આત્માને વિષય કરનારી છે તથા આ એવી બુદ્ધિ શરીર ઇંદ્રિય આદિ સંપૂર્ણ બાહ્ય પદાર્થને વિ-ષય કરનારી છે. હું એવી બુદ્ધિનો વિષય જે આત્મા તથા આ એવી બુદ્ધિનો વિષય જે શરીર ઇંદ્રિય આદિ અનાત્મ પદાર્થો તેમનો અનાદિ અજ્ઞાનનેલીધે પરસ્પર આરોપ થવાથી આ દેહ હું છું, આ મારૂં છે. એ પ્રકારનો અનાદિકાલથી લોક વ્યવહાર ચાલ્યો આવેછે.

બાહ્ય સ્થૂળ શરીરાદિ જે વિષે હુંબુદ્ધિ કેવળ ભ્રાંતિરૂપ છે તે કહેછે.

वपुरिन्द्रियादिविषयाहंबुद्धिश्चेन्महत्यसौ भ्रान्तिः ।
अतस्मिंस्तद्बुद्धिरित्यध्यासेन शास्यमानत्वात् ॥

'શરીર ઇંદ્રિયાદિક હું છું' એવી બુદ્ધિ જો થાય તો તે બુદ્ધિ ભ્રાંતિ અથવા અધ્યાસરૂપ રહે છે. કારણ કે "જે વસ્તુ જે પદાર્થ રૂપે નથી તેને વિષે તે પદાર્થની બુદ્ધિને અધ્યાસ (ભ્રમ) કહેવો" એવું શારીરક ભાષ્યમાં અધ્યાસનું લક્ષણ આ-પ્યું છે. આ લક્ષણ, દેહ ઇંદ્રિયાદિ જે આત્મા નથી તેને વિષે કરાતી અહંબુદ્ધિને વિષે લાગુ થઈ શકેછે.

'હું' એવી બુદ્ધિ તથા 'આ' એવી બુદ્ધિ આત્માને વિષે કલ્પિત છે માટે આત્માજ અહંબુદ્ધિ (હું એવી બુદ્ધિ) નો વિષય છે એમ કહેછે.

तस्मादशेषसाक्षी परमात्मैवाहमर्थ इत्युचितम् ।
अजडवदेव जडोयं सत्संबन्धाद्भवत्यहङ्कारः ॥

અહંકારાદિક, આત્માનેવિષે કલ્પિત છે માટે, સર્વનો સાક્ષી આત્માજ 'હું' શબ્દનો અર્થ છે અર્થાત્ હું એવો શબ્દ આત્માનેજ કહેનાર છે એમ માનવું યોગ્ય છે. એ અહંકાર જડ છે તથાપિ ચેતનના સંબંધને લીધે પોતે ચેતન સરખો જણાય છે.

હવે હું એવી પ્રતીતિનો વિષય આત્માજ છે એમ કહેછે.

**तस्मात् सर्वशरीरेष्वहमहमित्येव भासते स्पष्टः ।**
**यः प्रत्ययो विशुद्धस्तस्य ब्रह्मेव भवति मुख्यार्थः ॥**

તે કારણ માટે, 'હું' 'હું', એ પ્રકારે સર્વ શરીરોમાં પ્રકટ તથા એકસરખું જ્ઞાન જણાય છે તે જ્ઞાનનો મુખ્ય વિષય બ્રહ્મજ છે.

અહંકારનો મુખ્ય અર્થ બ્રહ્મજ છે એ વાત કહી તેને દૃષ્ટાંતવડે સિદ્ધ કરેછે.

**गोशब्दादिव गोत्वं तदपि व्यक्तिः प्रतीयतेऽर्थतया ।**
**अहमर्थः परमात्मा तद्वद्भ्रान्त्या भवत्यलङ्कारः ॥**

જેમ ગો શબ્દવડે તેના મુખ્ય અર્થ ગોત્વ જાતિનો બોધ થાય છે અને તે ગોત્વજાતિનો[1] સંબંધ ગોવ્યક્તિની[2] સાથે હોય છે માટે ગો શબ્દવડે ગોવ્યક્તિનો પણ બોધ થાય છે તેજ પ્રમાણે अहं શબ્દનો મુખ્ય અર્થ તો પરમાત્માજ છે પરંતુ ભ્રાંતિવડે અહં શબ્દનો અર્થ અહંકાર પણ થાયછે.

---

૧ ગોત્વ (ગાયપણું) નામનો બધી ગાયમાં રહેલો અન્ય પશુઓથી જુદાઇ બતાવનારો ધર્મ. ૨ દરેક ગાયનું શરીર તે ગોવ્યક્તિ.

અહંકાર પણ હું એવી પ્રતીતિનો વિષય છે માટે અહંકારને વિષે પણ કર્ત્તાપણું આદિ ધર્મોનો આરોપ થાયછે એમ કહેછે.

**दग्धत्वादिकमयसः पावकसङ्गेन भासते यद्वत् ।**
**तद्वच्चेतनसङ्गादहमिति प्रतिभाति कर्तृतादीनि ॥**

જેમ લોહને વિષે બાળવાનો ધર્મ અગ્નિના સંયોગવડેજ ભાસે તેમજ અહંકાર પણ ચેતનને વિષે અધ્યસ્ત (આરોપિત) હોવાથી, તેને વિષે કર્તૃત્વ ભોક્તૃત્વ આદિ ધર્મો ભાસેછે.

તે કારણમાટે અહંવૃત્તિનો વિષય આત્માજ છે એમ સદા ચિંતન કરવું. અન્ય વસ્તુનું ચિંતન કરવું નહિ એમ કહેછે.

**देहेन्द्रियादिदृश्यव्यतिरिक्तं निर्मलमतुलमद्वैतम् ।**
**अहमर्थमिति विदित्वा तद्व्यतिरिक्तं न कल्पयेदन्यत् ॥**

જે શરીર ઇંદ્રિય આદિથી વિલક્ષણ છે, જેને વિષે અવિદ્યાનો લેશ પણ નથી, જેના સરખો કોઇ પણ પદાર્થ નથી; તથા જે હું એવી પ્રતીતિનો વિષય છે, તે બ્રહ્મ હું છું એમ જાણીને બ્રહ્મથી ભિન્ન કોઈ પણ વસ્તુનો વિચાર કરવો નહિ, કેવળ બ્રહ્મચિંતનજ કરવું.

આત્મા 'હું' એવી પ્રતીતિનો વિષય હોવાથી સર્વ શરીરરૂપ ઉપાધિઓમાં એક સરખોજ છે તથાપિ ઉપાધિના ભેદને લીધે આત્માનો પણ ભેદ થવાથી ઉપાધિક આત્માઓના અનુભવની વિચિત્રતા દેખાયછે એમ બતાવેછે.

**यद्वत्सुखदुःखानामनुभवभेदाद्विचित्रता देहे ।**
**तद्वदिह सत्यभेदेप्यनुभववैचित्र्यमात्मनामेषाम् ॥**

જેમ આ એકજ શરીરમાં 'મારા હાથમાં સુખ છે અથવા

મારા હાથમાં દુઃખ છે, મારા માથામાં સુખ છે, અથવા મારા માથામાં દુઃખ છે' એ પ્રકારે સુખ-દુઃખનો ભેદ માલુમ પડે છે. તેમજ આ સંસારમાં આત્મા એક છતાં પણ તેમની દેહ અંતઃ-કરણ આદિ ઉપાધિ ભિન્ન ભિન્ન હોવાથી તેમના અનુભવમાં વિચિત્રપણું જણાય છે. જેમ કે કોઇ આ જગત્‌ને સત્ય કહેછે, કોઈ અસત્ય કહેછે, કોઇ સત્ અસત્ય કહેછે, કોઇ જગત્‌ને આ-ત્માથી ભિન્ન કહેછે, કોઇ અભિન્ન કહેછે તથા કોઇ ભિન્ન ભિન્ન કહેછે ઈત્યાદિ.

આ સંસાર કે જેને વિષે જીવોના વિચિત્ર અનુભવની પ્રતીતિ થાય છે, તેનું શું કારણ છે, તેનું સ્વરૂપ કયા પ્રકારનું છે, ઇત્યાદિ તર્ક કરવા નહિ, કા-રણ કે સંપૂર્ણ સૃષ્ટિ માયાનું કાર્ય છે એમ કહેછે.

**किमिदं किमस्य रूपं कथमेतदभूदमुष्य को हेतुः ।**
**इति न कदापि विचिन्त्यं चिन्त्यं मायेति धीमता विश्वम् ॥**

આ જગત્ શું છે? આનું રૂપ શું છે? એ કેમ ઉપન્યું? તથા એનું કારણ શું છે? એવો વિચાર જ્ઞાનવાન્ પુરુષે કોઈ પણ કાળે કરવો નહિ, પણ આ જગત્ કેવળ માયા છે તથા ચૈતન્યજ પ્રપંચરૂપે સ્ફુરે છે એવોજ વિચાર કરવો.

દૃષ્ટાંતવડે જગત્ તથા બ્રહ્મનો અભેદ સાધેછે.

**दन्तिनि दारुविकारे दारु तिरो भवति सोऽपि तत्रैव ।**
**जगति तथा परमात्मा परमात्मन्यपि जगत्तिरोधत्ते ॥**

લાકડાના બનાવેલા હાથીમાં, બાળકને લાકડું ન દેખાતાં કેવળ હાથીનું સ્વરૂપજ ભાસેછે અને લાકડાંને ઓળખનાર મો-હોટી ઉમરના માણસને તો લાકડાંમાં હાથીનો તીરોભાવ થઇ જાયછે અર્થાત્ તેને હાથી ન ભાસતાં લાકડુંજ ભાસે છે; તેમજ

અજ્ઞાની જનને જગત્‌માં પરમાત્માનો તિરોભાવ થાય છે તથા જ્ઞાનીને પરમાત્મામાં જગત્‌નું તિરોધાન થાય છે એટલે કે અજ્ઞાનીને જગત્‌જ ભાસે છે, પરમાત્માનું ભાન થતું નથી. અને જ્ઞાનીને પરમાત્માજ ભાસે છે, જગત્ ભાસતું નથી.

**પ્રશ્ન.**—આ માયામાત્ર જગતરૂપી ચિત્ર ક્યાં રહે છે, તથા કેણે ઉત્પન્ન કર્યું ?

**आत्ममये महति पटे विविधजगच्चित्रमात्मना लिखितम् ।**
**स्वयमेव केवलमसौ पश्यन् प्रमुदं प्रयाति परमात्मा ॥**

**ઉત્તર.**—આત્મારૂપી વિસ્તીર્ણ (વ્યાપક) પટમાં, આત્મા એજ, પોતાની ઇચ્છારૂપી કુંચીવડે વિવિધ રૂપોવાળું જગતરૂપ ચિત્ર ચિતર્યું છે. અને તેને, પરમાત્મા પોતેજ જોઈ આનંદ પામેછે. તાત્પર્ય જે જેમ કોઈ ચિત્રકાર પોતાની ઇચ્છાવડે અત્યંત ઉત્તમ ચિત્ર કાઢીને તેને હાથમાં લઇ વારંવાર જોઇને પોતે પ્રસન્ન થાય છે. તેમજ પરમાત્મા પોતાને વિષે આ જગત્ નામનું ચિત્ર રચી તેને પોતેજ જોઇ પ્રસન્ન થાયછે. યોગિત્દદયમાં કહ્યું છે કે—जगच्चित्रं समालिख्य स्वेच्छातूलिकयात्मनि ॥ स्वयमेव समालोक्य प्रीणाति भगवाञ्शिवः ॥ ભગવાન્ શિવ, પોતાની ઇચ્છારૂપી કુંચીવડે જગતરૂપ ચિત્ર પોતાને વિષેજ કાઢીને, તથા તેને પોતેજ જોઇને પ્રસન્ન થાયછે.

જે કંઇ ભાસે છે તે સઘળું બ્રહ્મજ ભાસે છે એવો વિદ્વાનોનો અનુભવ બતાવે છે.

**चिन्मात्रममलमक्षयमद्वयमानन्दमनुभवारूढम् ।**
**ब्रह्मैवास्ति तदन्यन्न किंचिदस्तीति निश्चयो विदुषाम् ॥**

ચૈતન્યસ્વરૂપ, નિર્મળ, અવીનાશી, દ્વૈતરહિત, આનન્દસ્વરૂપ તથા અનુભવવડેજ જાણી શકાય એવું બ્રહ્મજ છે તેવિના કોઇ પણ વસ્તુ નથી એવો તત્ત્વવિત મહાત્માઓનો નિશ્ચય છે. વાર્તિકકાર શ્રી સુરેશ્વરાચાર્યે કહ્યું છે કે—'कदाचिद् व्यवहारे तु द्वैतं यद्यपि पश्यति ॥ बोधात्मव्यतिरेकेण न पश्यति चिदन्वयात् ॥ किं तु पश्यति मिथ्यैव दिङ्मोहेंदुविभागवित् ॥ મનુષ્ય, વ્યવહાર કાળમાં જો કે દ્વૈતને જુવે છે તથાપિ સર્વત્ર ચૈતન્ય વ્યાપ્ત હોવાથી જ્ઞાનસ્વરૂપ આત્માથી ભિન્ન પદાર્થને દેખતો નથી. જેમ દિગ્મુઢ થએલો પૂર્વદિશાને પશ્ચિમદિશા કેવળ ભ્રાંતિથી જાણે છે તથા નેત્રને વિષે તિમિરઆદિ દોષવાળો પુરુષ એક ચંદ્રમાને વિષે બે ચંદ્રમા કેવળ ભ્રાંતિથી મિથ્યાજ દેખેછે તેમજ આ જગત્‌ને કેવળ મિથ્યાજ દેખેછે.

**પ્રશ્ન.**—જો બ્રહ્મથી ભિન્ન કોઇ વસ્તુ નહોય તો વિદ્યા અવિદ્યાદિ ભેદો શ્રુતિએ કહ્યાછે તેને માટે શું સમાધાન છે?

**व्यवहारस्य दशेयं विद्याविद्येति वदेपरिभाषा ।**
**नास्त्येव तत्त्वदृष्ट्या तत्त्वं ब्रह्मैव नान्यदस्त्यस्मात् ॥**

**ઉત્તર.**—શાસ્ત્રીય વ્યવહાર તથા લૌકિક વ્યવહારની સિદ્ધિને માટે વિદ્યા તથા અવિદ્યા એવાં બે મોહોટાં નામ આવ્યાં છે. સિદ્ધાંતની નજરે જોતાં તો વિદ્યાનું તથા અવિદ્યાનું સ્વરૂપજ નથી એક બ્રહ્મવસ્તુજ છે તે વિના બીજી કોઇ પણ વસ્તુ નથી. શ્રુતિ પણ કહેછે नेहनानास्ति किंचन—ભાવાર્થ—બ્રહ્મથી ભિન્ન કોઇ પણ વસ્તુ નથી. 'બ્રહ્મથી ભિન્ન વસ્તુઓ પણ છે' એવા દ્વૈતવાદીઓના મતમાં પણ 'છે' શબ્દવડે, અસ્તિત્વરૂપે બ્રહ્મજ કહેવામાં આવેછે એમ કહેછે.

**अस्त्यन्यदिति मतं चेत्तदपि ब्रह्मैव चास्तितारूपम् ।**
**व्यतिरिक्तमस्तिताया नास्तितया शून्यमेव तत्सिद्धम् ॥**

બ્રહ્મથી ભિન્ન વસ્તુપણ છે એવો જો કોઇ વાદીઓનો મત હોય તો તે અન્ય વસ્તુ પણ અસ્તિત્વરૂપે બ્રહ્મજ છે. કારણ કે અસ્તિત્વ બ્રહ્મવિના અન્ય સ્થળે નથી. માટે બ્રહ્મરૂપ અસ્તિત્વને એક પક્ષે રાખતાં શેષ નાસ્તિત્વ (કંઈ નહિ તે) રહ્યું–અર્થાત્ શુન્ય રહ્યું, માટે બ્રહ્મથી ભિન્ન વસ્તુને માનનારા વાદીઓનો શુન્યમત સિદ્ધ થયો.

**પ્રશ્ન.**—બ્રહ્મથી ભિન્ન વસ્તુ કોઈ પણ જ્ઞાનીને ભાસતી નથી ત્યારે તેમનો વ્યવહાર શી રીતે થઈ શકે?

**तत्त्वावबोधशक्त्या स्थिरतया बाधिताऽपि सा माया ।**
**आदेहपातमेषामाभात्यात्माप्ययं निजो विदुषाम् ॥**

**ઉત્તર.**—અદ્વૈત આત્મવસ્તુના જ્ઞાનના સામર્થ્યવડે મિથ્યાત્વ નિશ્ચયવડે માયાનો બાધ થયા છતાં પણ, શરીરના સ્થિતિકાળપર્યંત, લોકપ્રસિદ્ધ શરીર વ્યવહારરૂપ માયા, મિથ્યા થયા છતાં પણ ભાસેછે તથા પોતાનું સ્વરૂપ પણ સચ્ચિદાનંદ સ્વરૂપે ભાસેછે.

**પ્રશ્ન.**—શરીરની જ્યાંસુધી સ્થિતિ છે ત્યાંસુધી વિદ્વાનને તેમજ અવિદ્વાનને એક સરખી રીતે સંસારનું ભાન થાયછે ત્યારે વિદ્વાનમાં તથા અવિદ્વાનમાં તફાવત શો?

**एष विशेषो विदुषां पश्यन्तोऽपि प्रपञ्चसंसारम् ।**
**पृथगात्मनो न किंचित्पश्येयुः सफलनिगमनिर्णीतात् ॥**

જ્ઞાનીપુરૂષો ઇન્દ્રિયોવડે વ્યવહાર કરતાં છતાં પણ એ મા-

યિક સંસારવ્યહારને સઘળાં ઉપનિષદ્‌નાં વાક્યોવડે જેના સ્વરૂપનો નિશ્ચય થયો છે એવા પોતાના આત્માથી લેશપણ ભિન્ન દેખતા નથી અને અજ્ઞાનીઓ દેખેછે એટલોજ જ્ઞાની અજ્ઞાનીમાં તફાવત છે.

અદ્વૈત વાસનાયુક્ત બ્રહ્મનિષ્ઠ મહાત્માઓને કંઈ જાણવાયોગ્ય કે કરવા યોગ્ય નથી તે વાત હવે કહેછે.

**किं चिन्त्यं किमचिन्त्यं किं कथनीयं किमप्यकथनीयम् ।**
**किं कृत्यं किमकृत्यं निखिलं तदिति जानतां विदुषाम् ॥**

સંપૂર્ણ પ્રપંચ બ્રહ્મરૂપજ છે એમ જાણનારા તથા દેહઇંદ્રિયાદિના અધ્યાસ રહિત તત્ત્વજ્ઞાની મહાત્માઓને ચિંતન કરવાયોગ્ય શું છે? નહિ વિચારવાયોગ્ય પદાર્થ કયો છે? અન્યને કહેવાયોગ્ય શું છે? નહિ કહેવા યોગ્ય શી વસ્તુ છે? શું કરવાનું છે? તથા શું કરવાયોગ્ય નથી? અર્થાત્ તેવા મહાત્માઓને કોઈ પણ પદાર્થ વિચારવાયોગ્ય નથી, કોઈ નહિ વિચારકરવા યોગ્ય નથી, કોઈ પદાર્થ કહેવાનો નથી, કોઈ છાનો રાખવાયોગ્ય નથી, કોઈ કરવાયોગ્ય નથી તથા કોઈ ન કરવાયોગ્ય નથી. કારણ કે તેમની તો સર્વ કામના પૂર્ણ થએલી હોય છે.

પૂર્વ કહ્યા તેવા તત્ત્વજ્ઞાનીઓને બંધમોક્ષ આદિ વ્યવહાર પણ હોતો નથી એ વાત કહેછે.

**निखिलं दृश्यविशेषं दृग्रूपत्वेन पश्यतां विदुषाम् ।**
**बन्धो नाऽपि न मुक्तिर्न च परमात्मत्वमपि न जीवत्वम् ॥**

જે જ્ઞાની મહાત્માઓ, મિથ્યા સંપૂર્ણ દૃશ્ય પદાર્થો દ્રષ્ટા ચૈતન્યસ્વરૂપજ છે; એમ સાક્ષાત્ અનુભવે છે, તેમને બંધ નથી, મુક્તિ નથી, ઈશ્વરપણું નથી, તથા જીવપણું નથી કંઈ પણ નથી.

જીવ બ્રહ્મનું જે ઐક્યજ્ઞાન પ્રતિપાદન કર્યું તેજ સર્વ ઉપનિષદોનું તાત્પર્ય છે તથા તેજ પ્રમાણભૂત છે એમ હવે કહેછે.

**असकृदनुचिन्तितानामव्याहततरनिजोपदेशानाम् ।**
**प्रामाण्यं परसीम्नां निगमनमिदमेव निखिलनिगमानाम् ॥**

જેમનો નિરંતર વિચાર કરેલો છે, તથા જેમના અર્થનો કોઈ સ્થળે પણ વ્યાઘાત (વિરૂદ્ધપણું) નથી તથા જે સર્વ પ્રમાણોની પરીસીમા છે તે ઉપનિષદોનો સિદ્ધાન્ત જીવ–બ્રહ્મની એકતામાંજ છે.

હવે બાકીના ગ્રંથવડે, બ્રહ્મનિષ્ઠ શ્રીસદ્ગુરૂએ બ્રહ્મરૂપ કરેલા શિષ્યે, શ્રીસદ્ગુરૂના ચરણકમળને નમન કરીને પ્રસન્ન મન તથા વાણીવડે પોતે અનુભવેલો પોતાનો સર્વાત્મભાવ પ્રકટ કર્યો એમ બતાવે છે.

**इत्थं निबोध्य गुरुणा शिष्यो हृष्यन् प्रणम्य तं पदयोः ।**
**स्वानुभवसिद्धमर्थं स्वयमेवान्तर्विचारयामास ॥**

એપ્રમાણે શ્રીસદ્ગુરૂએ ઉપદેશ આપેલા શિષ્યે, પ્રસન્ન ચિત્તવડે તેને પ્રણામ કરીને પોતાના અંતઃકરણમાં આરૂઢ થએલા બ્રહ્મસ્વરૂપનું આ પ્રમાણે મનન કર્યું.

હવે શિષ્ય પોતાનો સર્વાત્મ ભાવ પ્રકટ કરેછે.

**अजरोहमक्षरोहं प्राज्ञोहं प्रत्यगात्मबोधोहं ।**
**परमानन्दमयोहं परमशिवोहं भवामि परिपूर्णः ॥**

હું જરા રહિત છું માટેજ અક્ષર છું એટલે जायते अस्ति, वर्धते, विपरिणमते, अपक्षीयते, અને विनश्यति એ છ પ્રકારના વિકાર રહિત છું, હું પ્રાજ્ઞ એટલે ઈશ્વર છું હું પ્રત્યેક શરીરમાં પ્રકાશ-

માન જ્ઞાનસ્વરૂપ આત્મા છું; હું પરમ આનન્દસ્વરૂપ છું, હું સઘળા જગતનું કારણ પરમ શિવસ્વરૂપ છું તથા સર્વત્ર પૂર્ણ છું.

**आढ्योहमात्मभाजामात्मानन्दानुभूतिरसिकोहम् ।**
**आबालगोपमखिलैरपमित्यनुभूयमानविभवोहम् ॥**

હું આત્મજ્ઞાનીઓમાં સંપન્ન છું અર્થાત્ જ્ઞાન ધનવડે સંપત્તિમાન છું, હું બ્રહ્માનંદના અનુભવના રસનો જાણનાર છું, બાળક તથા ગોવાળ પર્યંત સર્વ મનુષ્યો "હું" "હું" એ પ્રકારે મારાજ મહિમાનો અનુભવ કરેછે અર્થાત્ હુંજ સર્વાત્મા છું.

**इन्द्रियसुखविमुखोहं निजसुखबोधानुभूतिरहितोहम् ॥**
**इति मतिदूरतरोहं भावेतरसुखितचित्तोहम् ॥**

હું ઇંદ્રિયોદ્વારા પ્રાપ્ત થતાં અનિત્ય વિષયસુખ રહિત છું, આત્મસુખના અનુભવવડે પૂર્ણ છું, હું 'આત્મા આ પ્રકારનો છે' એવી બુદ્ધિવડે પ્રાપ્ત થતો નથી તથા વિષયસુખથી ભિન્ન સુખ (આત્મસુખ) વડે સુખી થએલા ચિત્તવાળો હું છું.

**ईशोहमीश्वराणामीर्ष्याद्वेषानुषङ्गरहितोहम् ।**
**ईक्षणविषयमतीनामीप्सितपुरुषार्थसाधनपरोहम् ॥**

કરવાને ન કરવાને તથા અન્યથા કરવાને સમર્થ પુરૂષોમાં પણ હું અતિશય સામર્થ્યવાળો છું, મારેવિષે રાગદ્વેષાદિ દોષોનો લેશપણ સંબંધ નથી તથા આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરવામાં જેમની મતિ છે એવા પુરૂષોમાં ઇચ્છેલા મોક્ષરૂપ પુરૂષાર્થ સાધવામાં હું તત્પર છું.

उदयोहमेव जगतामुपनिषदुद्यानकृतविहारोहम् ।
उद्वेलशोकसागरबाडवहुतवाहनार्चिरहम् ॥

ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને પામતાં જગતનો હું પ્રકાશક છું, હું ઉપનિષદ્રૂપી બગીચામાં વિહાર કરનારો છું અર્થાત્ તેના અર્થનું નિરંતર ચિંતન કરનાર છું; તથા હું વૃદ્ધિ પામેલા શોક-સમુદ્રનું શોષણ કરવામાં વડવાનળની જ્વાળારૂપ છું.

ऊर्जस्वलनिजविभवैरूर्ध्वमधस्तिर्यगश्नुवानोहम् ।
ऊहापोहविचारैरुररीकृतवत् प्रतीयमानोहम् ॥

અત્યંત તેજોમય મારી વિભુતિઓવડે હું, ઉપર નીચે તથા અષ્ટદિશાઓમાં વ્યાપ્ત છું ઉહ એટલે તર્ક કરવો તથા અપોહ એટલે વાદીના તર્કનું નિરાકરણ કરવું એ બેની સહાયતાથી થતા વિચારોવડે હું સ્વીકારાએલો હોઉં તેવો પ્રતીત થાઉંછું અર્થાત્ હું સ્વતઃસિદ્ધ છુંજ તથાપિ મારા સ્વરૂપની સિદ્ધી ઊહા પોહ-વડે થતા વિચારથીજ થતી હોય એમ જણાય છે.

ऋषिरहमृषिगणोहं सृष्टिरहं सृज्यमानमेवाहम् ।
ऋद्धिरहं वृद्धिरहं तृप्तिरहं तृप्तिदीपदीप्तिरहम् ॥

હું ઋષિ એટલે ભૂત ભવિષ્ય અને વર્ત્તમાન એ ત્રણે કાળનો દ્રષ્ટા છું, હું સપ્તઋષિ છું, હું સૃષ્ટિ છું, હું ઉત્પન્ન થતાં સર્વ પ્રાણીઓના સમૂહરૂપ છું, હું સમૃદ્ધિ છું, હું વૃદ્ધિ છું, હું સર્વ કામની પ્રાપ્તિરૂપ તૃપ્તિ છું તથા હું સર્વ કામની પ્રાપ્તિરૂપ દીવાનો પ્રકાશ છું.

एकोहमेतदीदृशमेवमिति स्फुरितभेदरहितोहम् ।
यष्टव्योहमनीहैरन्तःसुकृतानुभूतिरहितोहम् ॥

હું સર્વ ભેદરહિત છું 'આ વસ્તુ આ પ્રકારની છે' એવી જાતનાં અંતઃકરણનાં સ્ફુરણોરહિત છું, કર્મફળને નહિ ઇચ્છનારા નિષ્કામ પુરુષોએ યજ્ઞોમાં યજન કરવા યોગ્ય હું છું, તથા હું પુણ્યાત્મા છું એવો વિચાર મારા અંતઃકરણમાં નથી.

ऐक्यावभासकोऽहं वाक्यपरिज्ञानपावनमतीनाम् ।
ऐशमहमेव तत्त्वं नैशतमःप्रायमोहमिहिरोहम् ॥

મહાવાકયના જ્ઞાનવડે જેમની મતિ પાવન થએલી છે તેમના હૃદયમાં એક આત્મસ્વરૂપનો પ્રકાશક હું છું, સંપૂર્ણ સૃષ્ટિને નિયમન કરનારૂં તત્ત્વ હું છું તથા મધ્યરાત્રીના ગાઢ અંધકારસમાન અજ્ઞાનરૂપ અંધકારને નાશ કરનાર સૂર્ય પણ હુંજ છું.

ओजोहमौषधीनामोतप्रोतायमानविभवोहम् ।
ओङ्कारसारसोल्लसदात्मसुखामोदमत्तभृंगोहम् ॥

સર્વ ઔષધીઓનું સામર્થ્ય હું છું, મારાવડે સંપૂર્ણ જગત્ ઓતપ્રોત (વ્યાપ્ત) છે. તથા ઓંકારરૂપ કમળમાંથી પ્રસરતા સુખસ્વરૂપ આત્માના જ્ઞાનરૂપ સુગંધવડે મત્ત થએલો ભ્રમર હું છું અર્થાત્ પ્રણવની ઉપાસનાવડે પ્રાપ્ત થયેલા આત્મજ્ઞાનથી મને અહંકારનું વિસ્મરણ થઈ ગયું છે.

औषधमहमशुभानामौपाधिकधर्मजालरहितोहम् ।
औदार्यातिशयोहं चित्तविविधचतुर्वर्गतरणपरोहम् ॥

હું પાપમાત્રને નિર્મૂળ કરનારો છું, હું અવિદ્યારૂપ ઉપાધિથી ઉપજેલા સઘળા પ્રપંચરૂપ ધર્મોરહિત છું, હું અત્યંત ઉદાર છું તથા મનઃકલ્પિત વિવિધ પ્રકારના ધર્મ અર્થ કામ અને મોક્ષને સાધવામાં તત્પર છું.

**अङ्कुशमहमखिलानां महत्तया मत्तवारणेन्द्राणाम् ।**
**अम्बरमिव विमलोऽहं शम्बर[१]रिपुजातविकृतिरहितोहम् ॥**

હું સર્વથી મોહોટો હોવાથી ઉન્મત્ત મહાન્ હાથી સરખા સઘળા પુરુષોને પણ અંકુશ–તેમનો મદ ઉતારનાર છું, હું આકાશના જેવો નિર્મળ છું તથા કામાદિ વિકારરહિત છું.

**आत्मविकल्पमतीनामस्खलदुपदेशगम्यमानोऽहम् ।**
**अस्थिरसुखविमुखोऽहं सुस्थिरसुखबोधसंपदुचितोहम् ॥**

'હું આત્મા છું કે નહીં' આવા સંશયવાળા પુરૂષો મારા સ્વરૂપને નિશ્ચય કરાવનારા સદ્‌ગુરૂના ઉપદેશવડે મને તે જાણેછે. હું ચંચળ વિષયસુખોથી વિમુખ છું અર્થાત્ તેમને ગ્રહણ કરતો નથી તથા અત્યંત સ્થિર તથા સુખસ્વરૂપજ્ઞાનની સંપત્તિને હું યોગ્ય છું.

---

૧ આ જગોએ મુળમાં 'शंबररिपुरिव जातविकृतिरहितोहं' એવો પાઠ છે અને ટીકાકારે તેનો અર્થ કર્યોછે કે "શિવનીપેઠે થએલા વિકારરહિત છું" પરંતુ તે પાઠ તથા તે અર્થ યથાર્થ ભાસતો નથી, કારણ કે બે અક્ષર વધી જવાથી છંદોભંગ થાયછે, કદી એ દોષ ન ગણીએ તો પણ અર્થ તો યોગ્યજ નથી, કારણ કે શંબરરિપુ એ કામનું નામ છે શંકરનું નથી. शंबरारिर्मनसिजः कुसुमेषुरनन्यजः इत्यमरः ॥ આ છાપનારની ભૂલનું પરિણામ હોય એમ ભાસેછે.

करुणारसभरितोहं कवलितकमलासनादिलोकोहम् ।
कलुषाहङ्कारविलक्षणोहं कल्मषसुकृतोपलेशरहितोहम् ॥

હું દયારૂપી અમૃતવડે પૂર્ણ છું, બ્રહ્મલોક આદિ સર્વલોક મારા સ્વરૂપવડે વ્યાપ્ત છે, હું મલિન અહંકારરહિત છું તથા મને પાપ અને પુણ્ય બંનેનો સ્પર્શ થઈ શકતો નથી.

खानामगोचरोहं खातीतोहं खपुष्पभवगोहम् ।
खलजनदुरासदोहं खण्डज्ञानोपनोदनपरोहम् ॥

હું ઇંદ્રિયોનો વિષય નથી, હું ઇન્દ્રિયાતીત છું અર્થાત્ ઇન્દ્રિયો મને અનુભવી શકતી નથી અથવા 'खातीतोहं' એટલે હું આકાશ આદિ પંચભુતરહિત છું, હું આકાશના પુષ્પસરખા તુચ્છ સંસારમાં વ્યાપ્ત છું, ખળ પુરુષો મને પામી શકતા નથી તથા હું અલ્પજ્ઞાનનો નિવર્ત્તક છું.

गलितद्वैतकथोहं देही भवदखिलमूलहृदयोहम् ।
गन्तव्योहमनीहैर्गत्यागतिरहितपूर्णबोधोहम् ॥

મારેવિષે દ્વૈતની વાર્ત્તા માત્ર પણ નથી, હું શરીરનો અધિષ્ઠાન છું તથા આ ઉત્પન્ન થતા સઘળા પ્રપંચનું મૂળભૂત જે માયાશક્તિ તેને વિષે હું વ્યાપ્ત છું.

घनतरमोहतिमिरप्रकरप्रध्वंसभानुनिकरोहम् ।
घटिकावासररजनीसंवत्सरयुगकल्पकालभेदोहम् ॥

મારાં કિરણોનો સમૂહ, અત્યંત ગહન મોહરૂપ અંધકારને નાશ કરેછે, તથા ઘડી, દિવસ, રાત્રી, સંવત્સર, યુગ તથા કલ્પ એ સર્વકાળના ભેદરૂપે પણ હુંજ છું.

चरदचरात्मकोहं चतुरमतिश्लाघ्यचरितोहम् ।
चपलजनदुर्गमोहं चलभवजलधिपारदेशोहम् ॥

સ્થાવર જંગમ પ્રાણીઓ પણ મારૂંજ સ્વરૂપ છે, ચતુર મતિવાળા પુરુષો મારા ચરિત્રની પ્રશંસા કરેછે, વિષયોમાં ચંચળ વૃત્તિવાળા પુરુષો મને પામી શકતા નથી, તથા અસ્થિર સંસાર સમુદ્રની પેલેપાર જે બ્રહ્મરૂપ દેશ છે તે હું છું.

छन्दःसिन्धुनिगूढज्ञानसुखाह्लादमोदमानोहम् ।
छलपदविहतमतीनां छन्नोहं शान्तिमार्गगम्योहम् ॥

વેદરૂપ મારા સમુદ્રમાં ગુપ્ત રહેલા જ્ઞાન સુખના આનંદવડે હું પ્રસન્ન છું છલયુક્ત વાણીમાં જેમની મતિનો પ્રવેશ છે એવા પુરુષથી હું પડદામાં રહું છું અર્થાત્ તેમને મારૂં જ્ઞાન થતું નથી તથા કુતર્કાદિ રહિત જે શાંતિપ્રદાન સંપ્રદાય છે તેવડે મારી પ્રાપ્તિ થાયછે.

जलजासनादिगोचरपञ्चमहाभूतमूलभूतोहम् ।
जगदानन्दकरोहं जन्मजरारोगमरणरहितोहम् ॥

બ્રહ્મા વિષ્ણુ તથા રૂદ્રને પ્રત્યક્ષ પંચમહાભૂતોનું ઉત્પત્તિસ્થાન હું છું, સમસ્ત જગત્‌ને સુખ આપનાર હું છું તથા હું જન્મ જરા રોગ મૃત્યુ આદિ સર્વ વિકારરહિત પણ છું.

झंकृतिहुंकृतिसिंजितबृंहितमुखविविधनादभेदोहम् ।
झटिति घटितात्मवेदनदीपपरिस्फुरितहृदयभवनोहम् ॥

ઝાંઝનો ધ્વનિ, રણમાં શૂરવીરોના શબ્દો, ભૂષણના નાદ તથા હાથીની ગર્જના ઇત્યાદિ નાના પ્રકારના ધ્વનિરૂપ હું છું તથા તત્કાળ પ્રકટેલા આત્મજ્ઞાનરૂપ દીવાના પ્રકાશવડે પ્રકાશિત થએલું હૃદયકમળ પણ હું છું.

ज्ञानमहं ज्ञेयमहं ज्ञाताहं ज्ञानसाधनगणोहम् ।
ज्ञातृज्ञानविनाकृतमस्तित्वमेवाहम् ॥

જ્ઞાન એટલે પદાર્થ આકારવૃત્તિ, જ્ઞેય એટલે જાણવાનો પદાર્થ, જ્ઞાતા એટલે વૃત્તિદ્વારા વિષયને જાણનારો તથા જ્ઞાનના સાધનોનો સમૂહ એ સર્વ હું છું અને જ્ઞાતા જ્ઞાન તથા જ્ઞેય એ ત્રિપુટીરહિત કેવળ સત્તારૂપ પણ હુંજ છું.

तत्त्वातीतपदोहं तदन्तरोऽस्मीति भावरहितोहम् ।
तामसदुरधिगमोहं तत्त्वंपदबोधबोध्यहृदयोहम् ॥

હું પ્રકૃતિનાં ચોવીશ તત્ત્વરહિત છું, 'હું ચોવીશ તત્ત્વમાં છું' એવો મારો અભિપ્રાય નથી, તમોગુણી વૃત્તિયોવડે મારી પ્રાપ્તિ થતી નથી તથા જીવ બ્રહ્મની એકતારૂપ જે મહાવાકયમાં રહેલાં તત્પદ તથા ત્વંપદના અર્થનું જ્ઞાન છે તે જ્ઞાનવડે મારૂં અંતઃકરણ સજ્ઞાન થયું છે.

दैवतदैत्यनिशाचरमानवतिर्यङ्महीधरादिरहम् ।
देहेन्द्रियरहितोहं दक्षिणपूर्वादिदिग्विभागोहम् ॥

દેવતા, દૈત્ય, રાક્ષસ, પશુ, પક્ષી, તથા પર્વત એ સર્વનો આદિ હું છું, હું દેહ ઇંદ્રિયાદિથી વિલક્ષણ છું તથા દક્ષિણ પૂર્વ આદિ જુદી જુદી દિશાઓરૂપ પણ હું છું.

धर्माधर्ममयोहं धर्माधर्मादिबन्धरहितोहम् ।
धार्मिकजनसुलभोऽहं धन्योहं धातुरादिभूतोहम् ॥

ધર્મ તથા અધર્મ બંને રૂપે હું છું ધર્મ અધર્મ આદિ મને બંધન કર્ત્તા નથી, ધર્માત્મા જનોને અનાયાસે મારી પ્રાપ્તિ થાયછે, હું ધન્ય છું તથા બ્રહ્માનું પણ કારણ હું છું.

**वामादिविरहितोहं नरकस्वर्गापवर्गरहितोहम् ॥**
**नादान्तरविदितोहं नानाविश्वनिखिलागमसारोहम् ॥**

હું નામરૂપાદિ રહિત છું, કામ્યનિષિદ્ધ નિત્ય આદિ સર્વ કર્મરહિત હોવાથી મારે સ્વર્ગ નરક કે મોક્ષ એમાનું કંઈ પણ નથી, યોગિ પુરૂષો મને હૃદયમાં ઉઠતા અનાહત ધ્વનિના સાક્ષીરૂપે જાણે છે તથા વિવિધ પ્રકારના વિશ્વમાં તથા સર્વ વેદમાં સારભૂત હું છું.

**परजीवभेदबाधकपरमार्थज्ञानशुद्धचित्तोहम् ।**
**प्रकृतिरहं विकृतिरहं परिणतिरहमस्मि भागधेयानाम् ॥**

જીવ ઈશ્વરના ભેદને નિવારનાર જીવ બ્રહ્મની એકતારૂપ જ્ઞાનવડે હું શુદ્ધ અંતઃકરણવાળો છું, ત્રણ ગુણની સમાન અવસ્થારૂપ પ્રકૃતિ હું છું, સાંખ્ય શાસ્ત્રમાં પ્રસિદ્ધ મહત્તત્વ* આદિ વિકારો પણ હું છું, તથા ભાગ્યોનું પરિણામ ( ફળ ) હું છું.

**फणधरभूधरवारणविग्रहविधृतप्रपंचसारोहम् ।**
**भालतलोहितलोचनपावकपरिभूतपञ्चबाणोहम् ॥**

શેષ, પર્વત તથા દિશાના હાથીઓના શરીરોએ ધારી રાખેલા આ જગત્‌નો સાર હું છું, તથા કપાળમાં રહેલા ત્રીજા નેત્રના અગ્નિવડે કામને બાળનાર શિવસ્વરૂપ પણ હું છું.

**बद्धो भवामि नाहं बन्धान्मुक्तस्तथापि नैवाहम् ।**
**बोध्यो भवामि नाहं बोधोहं नैव बोधको नाहम् ॥**

---

* ૧ મહત્તત્વ ૨ અહંકાર ૩ શબ્દ ૪ સ્પર્શ ૫ રૂપ ૬ રસ ૭ ગંધ એ સાત વિકૃતિ.

હું આઠ[1] પાશવડે બંધાએલો નથી, હું બધાંથકી મુક્ત પણ નથી કારણ કે બંધ નામની વસ્તુજ નથી; હું વૃત્તિજ્ઞાનનો વિષય નથી તથા હું વૃત્તિજ્ઞાન પણ નથી તેમજ હું બોધ આપનાર પણ નથી.

**भक्तिरहं भजनमहं मुक्तिरहं मुक्तियुक्तिरहमेव ।**
**भूतानुशासनोहं भूतभवद्भावमूलभूतोहम् ॥**

હું ભક્તિછું[2]–ભગવદાકારવૃત્તિ હું છું, હું ભજન છું અર્થાત્ અર્ચન આદિવડે ભગવાનનું ઉપાસન હું છું, અવિદ્યાની નિવૃત્તિ તથા પરમ આનંદની પ્રાપ્તિરૂપ મુક્તિ હું છું, મુક્તિજ્ઞાનનો પ્રકાર હું છું, સર્વ પ્રાણીઓને શિક્ષા આપનાર હું છું તથા ઉત્પન્ન થતાં, ઉત્પન્ન થએલાં અને ઉત્પન્ન થનારાં સંપૂર્ણ જગતનું કારણ હું છું.

**मान्योहमस्मि महतां मन्दमतीनाममाननीयोहम् ।**
**मदरागमानमोहितमानसदुर्वासनादुरापोहम् ॥**

હું મોહોટા પુરૂષોએ માનવાયોગ્ય છું, મંદબુદ્ધિવાળા અજ્ઞાની જનોએ હું માનવા યોગ્ય નથી. અર્થાત્ તેઓ મને માનતા નથી તથા મદ, રાગ, માન આદિ દોષોવડે મોહ પામેલા મનની દુષ્ટવાસનાવડે મારી પ્રાપ્તિ થઈ શકતી નથી.

**यजनयजमानयाजकयागमयोहं यमादिरहितोहम् ।**
**इन्द्रयमवरुणयक्षराक्षसमरुदीशवह्निरूपोहम् ॥**

---

१ घृणा लज्जा भयं शंका जुगुप्सा चेति पंचमा । कुलं शीलं च जातिश्चेत्यष्टौ पाशाः प्रकीर्त्तिताः અર્થ–દયા, લાજ, ભય, શંકા, જુગુપ્સા, કુળ, શીળ તથા જાતિ એ આઠ વસ્તુઓને તંત્રશાસ્ત્રમાં પાશ કહ્યા છે.

२ तस्येर्थे भगवद्धर्मद्वारा वाहकता गता । सर्वेशे मनसो वृत्तिर्भक्तिरित्यभिधीयते ॥—ભગવદ્ધર્મના અનુષ્ઠાનદ્વારા સર્વેશ્વરને વિષે અખંડવૃત્તિનો પ્રવાહ થવો તેને ભક્તિ કહેછે. એમ 'ભક્તિરસાયન' ગ્રંથમાં કહ્યું છે.

યજન એટલે મંત્ર ભણી હુતદ્રવ્ય હોમવાની ક્રિયા, યજમાન (યજ્ઞ કરનાર) યાજક (ઋત્વિજો) તથા યજ્ઞરૂપ હું છું તેમજ ઇન્દ્ર, યમ, વરૂણ, યક્ષ,રાક્ષસ, વાયુ રૂદ્ર અને અગ્નિ એ સર્વરૂપ પણ હું છું.

**रक्षाविधानशिक्षावीक्षितलीलावलोकमहिमाहम् ।**
**रजनीदिवसविरामस्फुरदनुभूतिप्रमाणसिद्धोहम् ॥**

જગતના રક્ષણરૂપ કાર્યોનો ઉપદેશ આપવામાં મારી લીલાનો મહિમા પ્રકાશિત છે તથા રાત્રી દિવસના વિરામને સમયે સ્ફુરણ પામતા અનુભવરૂપ પ્રમાણવડે હું સિદ્ધ છું.

**लक्षणलक्ष्यमयोहं लाक्षणिकोहं लयादिरहितोहम् ।**
**लाभालाभमयोहं लब्धव्यानामलभ्यमानोहम् ॥**

હું લક્ષણ તથા લક્ષ્ય બંનેરૂપ છું. લક્ષણા વૃત્તિવડે મારૂં સ્વરૂપ જાણી શકાયછે હું લય,[1] વિક્ષેપ[2] [3]કષાય, આદિ દોષ રહિત છું હું લાભ તથા અલાભ બંનેરૂપ છું તથા મેળવવા યોગ્ય વસ્તુઓમાં ન મળી શકે તેવી વસ્તુ પણ હું છું.

**वर्णाश्रमरहितोहं वर्णमयोहं वरेण्यगण्योहम् ।**
**वाचामगोचरोहं वचसामर्थे पदे निविष्टोहम् ॥**

હું વર્ણ તથા આશ્રમ રહિત છું હું અકારાદિ વર્ણસ્વરૂપ છું હું શ્રેષ્ઠ પુરુષોએ માનવા યોગ્ય છું, હું પરા પશ્યંતી મધ્યમા તથા વૈખરી એ ચારે વાણીનો વિષય નથી તથા વાકયોના પદોમાં તથા અર્થોમાં હુંજ રહ્યોછું.

---

૧ સુષુપ્તિમાં વૃત્તિનો લય. ૨ લક્ષ્યને છોડીને વૃત્તિનું વિષયમાં જવું, ૩ તીવ્ર રાગદ્વેષાદિ વાસના.

शमदमविरहितमनसां शास्त्रशतैरप्यगम्यमानोहम् ।
शरणमहमेव विदुषां शकलीकृतविविधसंशयगणोहम् ॥

શમદમાદિ સાધન વગરના પુરુષને અનેક શાસ્ત્રોના અવલોકનવડે પણ મારી પ્રાપ્તિ થતી નથી, જ્ઞાનવાન પુરુષોનું શરણ હું છું તથા વિવિધ સંશયોના સમૂહને કાપનાર પણ હું છું.

षड्भाव विरहितोहं षड्गुणरहितोहमहितरहितोहम् ।
षट्कोशविरहितोहं षट्त्रिंशत्तत्त्वजालरहितोहम् ॥

હું જન્માદિ છ[1] ભાવવિકાર રહિત છું મધુર [2]આદિ છ ગુણ (રસ) રહિત છું, માતાથી થતા ત્રણ કોષ તથા પિતાથી થતા ત્રણ કોષ એ છ[3] કોષરહિત હું છું તથા હું [4]છત્રીશ તત્ત્વોના સમૂહરહિત છું.

संवित्सुखात्मकोहं समाधिसंकल्पकल्पवृक्षोहम् ।
संसारविरहितोहं साक्षात्कारोहमात्मविद्यायाः ॥

---

૧ जायते (જન્મવું) अस्ति (જન્મ્યા પછી હયાતીમાં આવવું) वर्द्धते (વધવું) विपरिणमते (ફેરફાર થવો) अपक्षीयते (ક્ષય પામવું) विनश्यति (નાશ પામવું) એ છ ને ભાવવિકાર કહેછે. ૨ મીઠો, ખારો, ખાટો, તૂરો, તીખો, કડવો એ છ રસ કહેવાય છે. ૩ સ્નાયુ, અસ્થિ તથા મજ્જા એ ત્રણે કોષ પિતાથી ઉત્પન્ન થાય છે તથા ત્વચા, માંસ અને રૂધિર એ ત્રણે કોષ માતાથી ઉત્પન્ન થાયછે એવી રીતે છ કોષવડે બનેલું શરીર ષટ્કૌષિક કહેવાય છે. ૪ છત્રીશ તત્ત્વો શૈવાગમમાં કહ્યાં છે તે આ પ્રમાણેઃ—૫ ભૂતો, ૫ પ્રાણ, ૪ અંતઃકરણ, ૧૦ ઇંદ્રિયો, ૧ મહત્તત્ત્વ, ૧ કાળ, ૧ પ્રકૃતિ, ૧ માયા, ૧ અવિદ્યા, ૧ પુરુષ, ૧ બિંદુ, ૧ નાદ, ૧ શક્તિ, ૧ શિવ, ૧ શાંત ૧ અતીત.

હું જ્ઞાનસ્વરૂપ તથા સુખસ્વરૂપ છું, હું સમાધિનો તથા સંકલ્પનો કલ્પવૃક્ષ છું, અર્થાત્ સંકલ્પની તથા સમાધિની સિદ્ધિ કરનાર હું છું, હું સંસારરહિત છું તથા બ્રહ્મવિદ્યાના સાક્ષાત્ અનુભવરૂપ હું છું.

**हव्यमहं कव्यमहं हेयोपादेयभावशून्योहम् ।**
**हरिरहमस्मि हरोऽहं विधिरहमेवास्मि कारणं तेषाम् ॥**

દેવોને આપવા યોગ્ય હવ્ય નામનું દ્રવ્ય હું છું, પિતૃઓને આપવા યોગ્ય કવ્ય નામનું અન્ન હું છું, 'આ વસ્તુ તજવા યોગ્ય છે આ તથા ગ્રહવા યોગ્ય વસ્તુ છે' એવો ભાવ મારામાં નથી, હું હરિ છું, હું હર છું, હું બ્રહ્મા છું તથા એ ત્રણે દેવોનું કારણ પણ હું છું.

**क्षालितकलुषमयोहं, क्षपितभवक्लेशजालहृदयोहम् ।**
**क्षान्ताद्यक्षरसहितो विविधव्यवहारमूलमेवाहम् ॥**

ધોઈ નાંખેલાં સર્વ પાપરહિત મારૂં સ્વરૂપ છે, મારૂં હૃદય સંપૂર્ણ સંસારના ક્લેશોરહિત છે, અ થી ક્ષ સૂધીના અક્ષરો સહિત હું છું તથા લૌકિક તેમજ શાસ્ત્રીય સર્વ વ્યવહારનું મૂળકારણ પણ હું છું.

**बहुभिः किमेभिरुक्तैरहमेवेदं चराचरं विश्वम् ।**
**सीकरफेनतरङ्गाः सिंधोरपराणि न खलु वस्तूनि ॥**

'વિવિધ વસ્તુરૂપે હું છું' એમ વારંવાર કહેવામાં શું પ્રયોજન છે? કંઇજ નથી. સંપૂર્ણ સ્થાવરજંગમાત્મક વિશ્વજ હું છું. જેમ છાંટા, ફીણ તથા મોજાઓ સમુદ્રથી ભિન્ન વસ્તુઓ નથી તેમ સંપૂર્ણ વિશ્વમાં મારાવિના કોઇ પણ વસ્તુ નથી.

शरणं नहि मम जननी न पिता न सुता न सोदरा नान्ये ।
परमं शरणमिदमेव चरणं मम मूर्ध्नि दैशिकन्य स्तम् ॥

મારૂં શરણ (રક્ષણ) મારી મા નથી, મારો પિતા નથી મારા પુત્રો નથી, મારા ભાઇઓ નથી તથા કોઈ અન્ય પણ મારૂં રક્ષણ નથી, અર્થાત્ રક્ષણ કરવા સમર્થ નથી, કેવળ શ્રી સદ્‌ગુરૂએ મારા મસ્તક ઉપર સ્થાપેલાં બે ચરણારવિંદજ મારૂં શરણ છે.

आस्ते दैशिकचरणं निरवधिरास्ते तदीक्षणे करुणा ।
आस्ते किमपि यदुक्तं किमतःपरमस्ति जन्मसाफल्यम् ॥

શ્રી સદ્‌ગુરૂનાં ચરણકમળ મારા મસ્તક ઉપર વિરાજે છે, શ્રી સદ્‌ગુરૂની દૃષ્ટિમાં અપાર દયા રહી છે અર્થાત્ તેમની અત્યંત કૃપાદૃષ્ટિ મારા ઉપર છે તથા શ્રી સદ્‌ગુરૂનું આપેલું અલૌકિક જ્ઞાન મારા હૃદયમાં રહ્યું છે માટે આ ઉપરાંત શી બીજી મારા જન્મની સફળતા છે? ઉપર કહ્યું તેજ જન્મનું ઉત્તમ ફળ છે.

हिमकरकरसारसान्द्राः कांक्षितवरदानकल्पविशेषाः ।
श्रीगुरुचरणकटाक्षाः शिशिराः शमयंति चित्तसन्तापम् ॥

ચંદ્રમાના કિરણોના સાર (અમૃત) સરખાં ઘાટાં, ઇચ્છેલાં વરદાન આપવામાં અત્યંત સમર્થ તથા શીતળ શ્રી સદ્‌ગુરૂનાં કટાક્ષ, ચિત્તના સંતાપને શમાવે છે.

कवलितचञ्चलचेतो गुरुतरमणूकजातपरितोष्म ।
शेते हृदयगुहायां चिरतरमेकैव चिन्मयी भुजगी ॥

ચંચળ ચિત્તરૂપ મહોટા દેડકાને ગળી જવાથી જેને અત્યંત સંતોષ થયોછે એવી એક ચૈતન્યરૂપી સાર્પિણી હૃદયરૂપ ગુફામાં લાંબા વખતસુધી સુતી છે. અર્થાત્ જ્યારે ચિત્તવૃત્તિનો

લય થાયછે ત્યારે અંતઃકરણમાં કેવળ ચૈતન્યસ્વરૂપ આત્માજ પ્રકાશે છે.

मयि सुखबोधपयोधौ महति ब्रह्माण्डबुद्बुदसहस्रम् ।
मायाविशेषशालिनि भूत्वा भूत्वा पुनस्तिरोधत्ते ॥

હું, કે જે માયાઉપાધિવડે સુશોભિત તથા જ્ઞાનનો તથા સુખનો મહાસમુદ્ર છું, તેને વિષે અનેક બ્રહ્માંડરૂપ પરપોટાઓ વારંવાર ઉપજી ઉપજીને પાછા શમી જાયછે.

गुरुकृपयैव सुनावा प्राक्तनभाग्यप्रवृद्धमारुतया ।
दुःसहदुःखतरङ्गस्तुङ्गः संसारसागरस्तीर्णः ॥

શ્રી સદ્ગુરૂની કૃપારૂપ નાવ કે જેને સહાયભૂત પૂર્વના પુણ્યરૂપ વૃદ્ધિ પામેલો અનુકૂળ વાયુ છે, તેવડે અસહ્ય દુઃખોરૂપી મોજાવાળા સંસારરૂપ મહાસાગરને હું તરી ગયો છું.

सनितमसि मोहरूपे विश्वमपश्यन्तदेतदित्यखिलम् ।
उदितवति बोधभानौ किमपि न पश्यामि किं त्विदं चित्रम् ॥

જ્યારે અજ્ઞાનરૂપ અંધકાર હતું ત્યારે સંપૂર્ણ વિશ્વને હું જોતો હતો અને જ્યારથી આજ્ઞાનરૂપ સૂર્ય ઉદય થયો ત્યારથીતો આગળ જે દેખાતું હતું તે માહેલું હું કંઈ પણ દેખતો નથી એ મહોટું આશ્ચર્ય છે.

नाहं नमामि देवान् देवानतीत्य न सेवते देवम् ।
न तदनु करोति विधानं तस्मै यतते नमोनमो मह्यम् ॥

હું દેવોને નમસ્કાર કરતો નથી, કારણ કે જે સર્વ દેવોને ઉલ્લંઘન કરીને રહ્યોછે,—જે સર્વ દેવોથી શ્રેષ્ઠ છે તે દેવોને સેવતો નથી તથા વિધિ વાક્યેં પ્રતિપાદન કરેલાં કર્મો પણ કરતો નથી

માટે સર્વનો આત્મા તથા સદાસ્વરૂપ ચિંતનમાં યત્નવાન્ હું, મારા સ્વરૂપનેજ વારંવાર નમન કરૂંછું.

**इत्यात्मबोधलाभं मुहुर्मुहुरनुचिन्त्य मोदमानेन ।**
**प्रारब्धकर्मणोन्ते परं पदं प्राप्यतेस्म कैवल्यम् ॥**

પૂર્વે વર્ણવેલા આત્મજ્ઞાનના લાભનો વારંવાર વિચાર કરીને પરમ આનંદને પામેલો જીવન્મુક્ત અધિકારી, પ્રારબ્ધ કર્મને અંતે (શરીર પડ્યા પછી) નિરૂપમ વિદેહમુક્તિ પામેછે.

**मोहान्धकारहरणं संसारोद्वेलसागरोत्तरणम् ।**
**स्वात्मनिरूपणमेतत्प्रकरणमकृतदक्षिणामूर्त्तिः ॥**

અજ્ઞાનરૂપ અંધકારને નાશ કરનાર તથા સંસારરૂપ તોફાની મહાસાગરમાંથી તારનાર આ સ્વાત્મનિરૂપણ નામનું પ્રકરણ શ્રી પરમ શિવે રચ્યું છે. ગ્રંથ કારને શિવસ્વરૂપ કહ્યાછે એ ઉ-પરથી આસ્થળે ઉપાસ્ય દેવનો તથા ઉપાસકનો અભેદ સુચવ્યો છે.

**अज्ञानान्ध्यविहन्ता विरचितविज्ञानपङ्कजोल्लासः ।**
**मानसगगनतलं मे भासयति श्रीनिवासगुरुभानुः ॥**

અજ્ઞાનરૂપ અંધાપાનો નાશ કરવામાં સમર્થ, જ્ઞાનરૂપી કમ-ળને પ્રફુલ્લિત કરનાર શ્રી વિષ્ણુસ્વરૂપ શ્રી સદ્ગુરૂ રૂપી સૂર્ય, મારા હૃદયાકાશને પ્રકાશિત કરેછે. ગુરૂને વિષે ઈશ્વર ભાવના કરવી એ આત્મસાક્ષાત્કારનું કારણ છે એમ આ શ્લોક સૂચવે છે.

## इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंक-राचार्यविरचितं स्वात्मनिरूपणं समाप्तम् ।

# साधनपंचक.



वेदोनित्यमधीयतांतदुदितंकर्मस्वनुष्ठीयतां
तेनेशस्यविधीयतामपचितिःकाम्येमतिस्त्यज्यता ।
पापौघःपरिधूयतांभवसुखेदोषोनुसंधीयता-
मात्मेच्छाव्यवसीयतांनिजगृहात्तूर्णंविनिर्गम्यतां १

संगःसत्सुविधीयतांभगवतोभक्तिर्दृढाधीयतां
शांत्यादिःपरिचीयतांदृढतरंकर्माशुसंत्यज्यतां ।
सद्विद्वानुपसर्पतांप्रतिदिनंतत्पादुकेसेव्यतां
ब्रह्मैकाक्षरमर्थ्यतांश्रुतिशिरोवाक्यंसमाकर्ण्यतां २

वाक्यार्थश्चविचार्यतांश्रुतिशिरःपक्षःसमाश्रीयतां
दुस्तर्कात्सुविरम्यतांश्रुतिमतस्तर्कोनुसंधीयतां ।
ब्रह्मैवास्मिविभाव्यतामहरहोगर्वःपरित्यज्यतां
देहेहंमतिरुज्झतांबुधजनैर्वादःपरित्यज्यताम् ३

क्षुद्व्याधिश्च चिकित्स्यतांप्रतिदिनंभिक्षौषधंभुज्यतां
स्वाद्वन्नंनतुयाच्यतांविधिवशात्प्रासेनसंतुष्यतां ।
शीतोष्णादिविषह्यतांनतुवृथावाक्यंसमुच्चार्यता-
मौदासीन्यमभीप्स्यतांजनकृपानैष्ठुर्यमुत्सृज्यताम् ४

एकांतेसुखमास्यतांपरतरेचेतःसमाधीयतां
पूर्णात्मासुसमीक्ष्यतांजगदिदंतद्बाधितंदृश्यतां
प्राक्कर्मप्रविलाप्यतांचितिबलान्नाप्युत्तरैःश्लिष्यतां
प्रारब्धंत्विहभुज्यतामथपरब्रह्मात्मनास्थीयतां ५

यःश्लोकपंचकमिदंपठतेमनुष्यः
संचिंतयत्यनुदिनंस्थिरतामुपेत्य ।
तस्याशुसंसृतिदवानलतीव्रघोर
तापःप्रशांतिमुपयातिचितिप्रसादात् ६

इति श्रीमच्छंकराचार्यविरचितं
साधनपंचकंसंपूर्णम् ।

---

ॐ

तत् सत् परमात्मने नमः

अथ श्रीमच्छङ्कराचार्यविरचितः

# आत्मबोधः

तपोभिः क्षीणपापानां शांतानां वीतरागिणाम्।
मुमुक्षूणामपेक्षोऽयमात्मबोधो विधीयते ॥

નિત્ય[1] નૈમિત્તિક[2] પ્રાયશ્ચિત્ત[3] ઉપાસના[4] આદિ કર્મરૂપ તપ-વડે જેમનાં રાગદ્વેષાદિ અંતઃકરણના મળરૂપ પાપ નાશ પામ્યાં છે, એજ કારણથી જેઓ શાંત તથા રાગરહિત છે એવા મુમુક્ષુજનોએ (મોક્ષનેમાટે) ઇચ્છવા લાયક આ આત્મબોધ નામનું પ્રકરણ કહીયે છઇએ.

શંકા.—યજ્ઞ દાન તપ આદિ અનેક મુક્તિનાં સાધન છે માટે

---

૧ જે કર્મો ન કરવાથી પ્રત્યવાય લાગે તેવાં કર્મો જેવાં કે સન્ધ્યાવન્દન આદિ. ૨ પુત્ર જન્માદિ નિમત્તને લઇને આચરવાનાં જાતેષ્ટ્યાદિ કર્મો. ૩ માત્ર પાપ નિવૃત્તિનાંજ સાધનભૂત ચાંદ્રાયણાદિ કર્મો.
૪ સગુણ બ્રહ્મનું ધ્યાન.

મુમુક્ષુજનો તેમનો ત્યાગ કરી મોક્ષને અર્થે આત્મબોધ (આત્મજ્ઞાન) ની શામાટે ઇચ્છા રાખે?

**बोधोऽन्यसाधनेभ्यो हि साक्षान्मोक्षैकसाधनम् ।**
**पाकस्य वह्निवज्ज्ञानं विना मोक्षो न सिद्ध्यति ॥**

ઉત્તર.—કર્મઆદિ અન્ય સાધનો અંતઃ કરણના મળ વિક્ષેપ આદિ દોષોની નિવૃત્તિદ્વારા મોક્ષનાં સાધક છે. સાક્ષાત્ મોક્ષનું સાધન તો અપરોક્ષ જ્ઞાનજ છે કર્મ નથી. પાચક, ઈંધન આદિ છતાં એક અગ્નિવિના જેમ રસોઈ તૈયાર થતી નથી તેમ જ્ઞાનવિના મોક્ષ મળતો નથી. શ્રુતિ કહેછે કે '**ज्ञानादेव तु कैवल्यं**' '**ऋतेज्ञानान्न मुक्तिः**' **ज्ञात्वा देवं सर्वपाशापहानिः** ॥ અર્થ.—જ્ઞાનથીજ કૈવલ્ય પ્રાપ્તિ છે; જ્ઞાનવિના મુક્તિ નથી પરમાત્મ દેવના જ્ઞાનથી સર્વ બંધની નિવૃત્તિ થાયછે.

શંકા.—જનક આદિ, કર્મવડેજ મોક્ષરૂપ ફલને પામ્યા છે માટે મુક્તિનું સાધન તો કર્મ છે. તમે જ્ઞાનને મુક્તિનું સાધન કેમ કહોછો?

**अविरोधितया कर्म नाविद्या विनिवर्तयेत् ।**
**विद्याऽविद्यां निहन्त्येव तेजस्तिमिरसंघवत् ॥**

ઉત્તર.—જે પદાર્થ જેનો વિરોધી હોય છે તે તેનો નાશ કરેછે. જેમ તેજ, અંધારાનું વિરોધી છે તેથી તેનો નાશ કરેછે; તેપ્રમાણે કર્મને અને અવિદ્યાને પરસ્પર વિરોધ નથી, કારણ કે બંને જડ છે, માટે કર્મ અવિદ્યાની નિવૃત્તિ કરવા સમર્થ નથી; પરંતુ તેજ અને ગાઢ અંધકારની પેઠે વિદ્યાનો અને અવિદ્યાનો પરસ્પર

વિરોધ છે માટે વિદ્યા એટલે જ્ઞાન, અવિદ્યા અજ્ઞાનનો અવશ્ય નાશ કરેછે.

શંકા.—પ્રત્યેક શરીરમાં રહેલો આત્મા પરિચ્છિન્ન હોવાથી તે દેહની સાથે જન્મ-મરણ પામેછે. દેવદત્ત મરણ પામ્યો, દેવદત્ત જન્મ્યો એવી લોકમાં પણ પ્રસિદ્ધિ છે. માટે વિનાશી આત્માની અવિનાશી બ્રહ્મની સાથે એકતા કેમ સંભવે? અને તે ન સંભવે ત્યારે જીવ બ્રહ્મની એકતારૂપ જ્ઞાનવડે મોક્ષરૂપ ફલ પણ કેમ પ્રાપ્ત થાય?

**परिच्छिन्न इवाज्ञानात्तन्नाशे सति केवलः ।**
**स्वयं प्रकाशते ह्यात्मा मेघापायेंऽशुमानिव ॥**

ઉત્તર.—આત્મા તો સર્વત્ર પરિપૂર્ણ તથા અદ્વિતીય છે; પરંતુ અજ્ઞાનવડે કલ્પાએલાં દેવ મનુષ્યાદિ નાના શરીરોના અધ્યાસથી[1] તે, પરિચ્છિન્ન સરખો ભાસેછે; માટે જેમ વાદળાં વિંખેરાઈ જવાથી સૂર્યનારાયણ સ્પષ્ટ પ્રકાશે છે તેમ અજ્ઞાનનો નાશ થયે, તેનું કાર્ય દેહાધ્યાસ પણ નિવૃત્ત થવાથી સજાતીય[2] આદિ ત્રણ પ્રકારના ભેદરહિત આત્મા શુદ્ધસ્વરૂપે પ્રકાશે છે.

શંકા.—અજ્ઞાનનો નાશ થયાથી કેવળ સ્વયંપ્રકાશ આત્માજ પ્રકાશે છે એમ તમારૂં કેહેવું સંભવતું નથી, કારણ કે એક અજ્ઞાનને નાશ કરનારૂં વૃત્તિજ્ઞાન તથા એક આત્મા, એમ બે વસ્તુ હોવાથી દ્વૈતની આવૃત્તિ થાયછે.

---

૧ ભ્રાંતિજ્ઞાન. ૨ સજાતીય ભેદ-જેમકે એક વૃક્ષનો બીજા વૃક્ષથી ભેદ; વિજાતીય ભેદ-જેમકે વૃક્ષનો પાષાણ આદિથી ભેદ; સ્વગત ભેદ-જેમકે વૃક્ષમાંજ રહેલો ફલ ફૂલ પાનડાંવડે ભેદ.

**अज्ञानकलुषं जीवं ज्ञानाभ्यासाद्विनिर्मलम् ।**
**कृत्वा ज्ञानं स्वयं नश्येज्जलं कतकरेणुवत् ॥**

**ઉત્તર.**—જેમ ડોળા પાણીમાં નાખેલું નિર્મળી ફળનું ચૂર્ણ, પાણીનો મેલ કાપી પોતે પણ નીચે બેસી જાયછે, તેમ મહાવાક્યજન્ય વૃત્તિરૂપ જ્ઞાન, તેના અભ્યાસની પરિપાકાવસ્થાએ હું કર્ત્તા છું, ભોક્તા છું, એ પ્રકારના જીવના અજ્ઞાનરૂપ મેલનો નાશ કરી પોતે (વૃત્તિજ્ઞાન) પણ નાશ પામેછે. માટે વૃત્તિજ્ઞાનવડે દ્વૈત આપત્તિરૂપ દોષ પ્રાપ્ત થતો નથી.

**શંકા.**—આ પ્રત્યક્ષ દેખાતા સંસારને તમે અસત્ય કહોછો તે પ્રત્યક્ષ પ્રમાણથી વિરૂદ્ધ છે.

**संसारः स्वप्नतुल्यो हि रागद्वेषादिसंकुलः ।**
**स्वकाले सत्यवद्भाति प्रबोधेऽसत्यवद्भवेत् ॥**

**ઉત્તર.**—જેમ સ્વપ્ન મિથ્યા છતાં પણ નિદ્રાના સમયમાં સત્ય જેવું ભાસેછે; પરંતુ જાગૃત અવસ્થામાં તે એમની મેળેજ ખોટું થઈ જાયછે તેમ આ રાગ દ્વેષાદિ દોષોવડે ભરપૂર સંસાર મિથ્યા છે તથાપિ અજ્ઞાન અવસ્થામાં તે સત્ય સરખો ભાસેછે.

(જગતનું મિથ્યાપણું અન્ય દૃષ્ટાંતવડે દૃઢ કરેછે.)

**तावत्सत्यं जगद्भाति शुक्तिकारजतं यथा ।**
**यावन्न ज्ञायते ब्रह्म सर्वाधिष्ठानमद्वयम् ॥**

જ્યાંસુધી છીપનો લીલા રંગનો પૃષ્ઠભાગ તથા તેની ત્રિકોણ આકૃતિનું યથાર્થ જ્ઞાન નથી થયું ત્યાંસુધી તે રૂપુંજ ભાસે છે,

તેમ નામ રૂપાત્મક સકલ પ્રપંચના અધિષ્ઠાનભુત અદ્વિતીય શુદ્ધ બ્રહ્મનો જ્યાંસુધી સાક્ષાત્કાર થયો નથી ત્યાંસુધી આ જગત્ સત્ય હોય તેવું ભાસે છે.

(માટે આ સંપૂર્ણ જગત્ માયાવડે બ્રહ્મનેવિષે કલ્પાએલું છે એ વાર્તાને દૃષ્ટાંત આપી દૃઢ કરેછે.)

**सच्चिदात्मन्यनुस्यूते नित्ये विष्णौ प्रकल्पिताः ।**
**व्यक्तयो विविधाः सर्वा हाटके कटकादिवत् ॥**

જેમ સુવર્ણને વિષે કટક કુંડળ આદિ વિવિધ પ્રકારના ઘાટ કલ્પાએલા છે; કટક કુંડળ કથન માત્ર છે, વસ્તુતઃ સુવર્ણજ છે તેમ, સત્ય, જ્ઞાન, આનંદ સ્વરૂપ, માળાના મણકામાં સૂત્રની પેઠે સર્વત્ર અનુસ્યૂત, ભુત, ભવિષ્ય અને વર્ત્તમાન એ ત્રણે કાળમાં બાધરહિત (નાશરહિત) તથા વ્યાપક બ્રહ્મનેવિષે દેવ, મનુષ્ય, પશુ, કીટ, આદિ વિવિધ વ્યક્તિઓ માયાવડે કલ્પાએલી છે. તાત્પર્ય કલ્પિત સર્વ વસ્તુ પોતાનાં અધિષ્ઠાનથી ભિન્ન નથી, કેવળ શુદ્ધ બ્રહ્મ સ્વરૂપજ છે.

(કહેલા અર્થને મજબુત કરેછે.)

**यथाकाशो हृषीकेशो नानोपाधिगतो विभुः ।**
**तद्भेदाद्भिन्नवद्भाति तन्नाशे सति केवलः ॥**

જેમ આકાશ એક છે તોએ પણ ઘટમઠ આદિ ઉપાધિને યોગે તે ઘટાકાશ મઠાકાશ આદિ ભિન્ન ભિન્ન સ્વરૂપે ભાસે છે તથા ઘટમઠ આદિ ઉપાધિનો નાશ એ કેવળ શુદ્ધ મહાકાશજ ભાસે છે. એજ પ્રમાણે મનસહિત અગીઆર ઇંદ્રિયોનું પ્રવર્ત્તક વ્યાપક શુદ્ધ બ્રહ્મ અંતઃકરણમાં પ્રતિબિંબ ભાવને પામી નાના

જીવરૂપે પ્રતીત થાયછે. આત્મ સાક્ષાત્કારવડે ઉપાધિનો નાશ થયે અસંગ શુદ્ધ બ્રહ્મચૈતન્યજ ભાસે છે.

તાત્પર્ય જે જેમ આકાશમાં ભેદ ન હોવા છતાં ઘડા આદિ ઉપાધિને યોગે તેમાં ભેદ જણાયછે. તેમ શુદ્ધ બ્રહ્મમાં ભેદ નથી તથાપિ અંતઃકરણાદિ ઉપાધિના સંબંધવડે જીવ ઈશ્વરભેદ પ્રતીત થાયછે, ખરૂં જોતાં આત્મા અસંગ છે.

શંકા.—હું બ્રાહ્મણ છું, હું બ્રહ્મચારી છું, હું સન્યાસી છું, એવે પ્રકારે વર્ણ આશ્રમાદિ અનેક ધર્મયુક્ત આત્માની પ્રતીતિ થાયછે માટે તેને તમે સંગરહિત કેમ કહોછો?

नानोपाधिवशादेव जातिनामाश्रमादयः ।
आत्मन्यारोपितास्तोये रसवर्णादिभेदवत् ॥

ઉત્તર.—જેમ જળ સ્વભાવે શુકલ તથા મધુરજ છે પરંતુ તેમાં મીઠું, લીંબુનો રસ તથા રાતો પીળો કાળો આદિ રંગો મેળવવાથી તે ખારૂં ખાટું રાતું પીળું કાળું એમ વિવિધરૂપે ભાસે છે; વસ્તુત્વે તે તો શુકલ અને મધુરજ છે, તેમજ આત્મા પણ અસંગજ છે પરંતુ પૂર્વોક્ત અનેક ઉપાધિને યોગે તેને વિષે બ્રાહ્મણત્વ આદિ જાતિ, દેવદત્ત આદિ નામ તથા બ્રહ્મચર્યાદિ આશ્રમો કેવળ ભ્રાંતિજ્ઞાનવડે આરોપેલ છે વસ્તુતઃ તેને વિષે એ માહેલું કંઈ પણ નથી.

(હવે અવિદ્યાએ કલ્પેલી સ્થૂલ સૂક્ષ્મ અને કારણ એવી ત્રણ ઉપાધિમાં પ્રથમ સ્થૂલ ઉપાધિનું વિવેચન કરેછે.)

पंचीकृतमहाभूतसंभवं कर्मसंचितम् ।
शरीरं सुखदुःखानां भोगायतनमुच्यते ॥

પંચીકૃત[1] પૃથ્વી આદિ પંચમહાભૂતોવડે ઉત્પન્ન થએલ, પ્રારબ્ધ કર્મે રચેલું તથા આત્માને સુખદુઃખ ભોગવવાનું સ્થાન આ સ્થૂલશરીર આત્માની પ્રથમ ઉપાધિ છે.

( સૂક્ષ્મશરીરની ઉપાધિ કહેછે.)

**पंचप्राणमनोबुद्धिदशेंद्रियसमन्वितम् ।**
**अपंचीकृतभूतोत्थं सूक्ष्मांगं भोगसाधनम् ॥**

પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન એ પાંચ પ્રાણ; મન એટલે અંતઃકરણની એકતા વિકલ્પવાળી વૃત્તિ, બુદ્ધિ એટલે નિશ્ચયવાળી વૃત્તિ; શ્રોત્ર ત્વચા, નેત્ર જીવ્હા અને નાસિકા એ પાંચ જ્ઞાન ઇંદ્રિયો તથા વાણી, હાથ, પગ ગુદા અને ઉપસ્થ એ કર્મેંદ્રિયો મળી દશ ઇંદ્રિયો; એવી રીતે સત્તર તત્વયુક્ત અપંચીકૃત પંચમહાભૂતથી રચાએલ સુખ દુઃખ ભોગના સાધનભૂત સૂક્ષ્મ શરીર (લિંગશરીર) આત્માની બીજી ઉપાધિ છે.

(ત્રીજી કારણશરીરરૂપ ઉપાધિ કહેછે.)

**अनाद्यविद्यानिर्वाच्या कारणोपाधिरुच्यते ।**
**उपाधित्रितयादन्यमात्मानमवधारयेत् ॥**

---

૧ પંચીકરણનો પ્રકાર દરેક ભૂતના સરખા બે બે ભાગ કરવા. પછી તેમાના દરેક ભૂતનો અર્ધો ભાગ લઇ તેના સરખા ચાર ચાર ભાગ કરી પોતા વગર અન્ય ચાર ભૂતોને એક એક ભાગ વેચી આપવાથી દરેક ભૂતોમાં પોતાનો અર્ધો ભાગ તથા અન્ય ચાર ભૂતોના ચાર ચતુર્થાંશો મળી બીજો અર્ધો ભાગ પ્રાપ્ત થવાથી તૈયાર થએલું એક ભૂત પંચીકૃત મહાભૂત કહેવાયછે. એવાં પાંચ મહાભૂતો આ સ્થૂલશરીરનું ઉપાદાન કારણ છે.

અનાદિ, અનિર્વચનીય એટલે સત્ય અથવા અસત્ય નહીં કહી શકાતી સમષ્ટિ-વ્યષ્ટિ સ્થૂલ-સૂક્ષ્મ શરીરના કારણરૂપ અવિદ્યા એ આત્માની ત્રીજી ઉપાધિ છે. એ ત્રણે ઉપાધિથી જુદો, તેમનો સાક્ષી હું અસંગ કૂટસ્થ સત્ ચિત્ આનંદ બ્રહ્મસ્વરૂપ છું એ પ્રકારે આત્માનો નિશ્ચય કરવો એજ આ સ્થાને ત્રણ ઉપાધિના નિરૂપણ કરવાનું પ્રયોજન છે. અન્યપ્રયોજન નથી.

શંકા.—ઉપર કહેલી ત્રણ ઉપાધિથી ભિન્ન આત્મા સત્ ચિત્ આનંદરૂપ છે એવું તમારૂં કહેવું સંભવતું નથી. કારણ કે આત્મા અન્નમયાદિ કોષરૂપ છે એ શ્રુતિ ઉપરથી સમજાયછે. શ્રુતિ—(**स वा एष पुरुषोऽन्नरसमयः**) તે આ પુરૂષ અન્નરસમય છે. માટે અન્નમયાદિથી જુદો આત્મા નથી, કોષજ આત્મા છે.

**पंचकोशादियोगेन तत्तन्मय इव स्थितः ।**
**शुद्धात्मा नीलवस्त्रादियोगेन स्फटिको यथा ॥**

ઉત્તર.—જેમ સ્ફાટિકમણિ શુદ્ધ સ્વચ્છ વર્ણનો છતાં પણ કાળા વા પીળા વસ્ત્રની સમીપ મુકવાથી કાળો કે પીળો ભાસેછે; તેમ અન્નમયાદિ[1] કોષના યોગવડે અર્થાત્ તે તે કોષની સાથે આત્માની એકરૂપતા ભ્રાંતિવડે પ્રતીત થવાથી તે, તે તે કોષરૂપે સ્થિત થવા સરખો જણાય છે.

૧ અન્નરસથીજ ઉપજતું, તેવડેજ વૃદ્ધિ પામતું તથા અન્નરૂપ પૃથિવીમાં અંતે લય પામતું સ્થૂલશરીર તે અન્નમયકોષ. પાંચ કર્મેંદ્રિયો તથા પાંચ પ્રાણ મળી પ્રાણમયકોષ. પાંચ જ્ઞાનેંદ્રિયો અને મન મળીને મનોમયકોષ. પાંચ જ્ઞાનેંદ્રિયો અને બુદ્ધિ મળી વિજ્ઞાનમયકોષ. કારણશરીરરૂપ મલિન સત્વ પ્રધાન પ્રિયમોદ અને પ્રમોદ એવી ત્રણ વૃત્તિસહિત અવિદ્યા તે આનંદમયકોષ. એમ પાંચ કોષ છે.

( અજ્ઞાનદશામાં કોષરૂપે પ્રતીત થતા આત્માનો, ગુરૂપ્રસાદથી સૂક્ષ્મ ભાવને પામેલી બુદ્ધિવડે વિવેક કરવાથી તે કોષરૂપે ન પ્રતીત થતાં શુદ્ધસ્વરૂપે પ્રત્યક્ષ થાયછે એ વાર્ત્તાને દૃષ્ટાંતસહિત કહેછે. )

**वपुस्तुषादिभिः कोशैर्युक्तं युक्त्यावघाततः ।**
**आत्मानमंतरं शुद्धं विविच्यात्तंडुलं यथा ॥**

ચોખા સ્વરૂપે ધોળા તથા શુદ્ધ છે તોપણ ફોતરાંવડે ઢંકાએલા હોવાથી ફોતરાંરૂપેજ ભાસેછે. પરંતુ તેમને જેમ ખાંડીને ફોતરાંથી જુદા પાડેછે તેમજ પંચકોષની અંતર રહેલા શુદ્ધ આત્માનો યુક્તિરૂપ વિચારવડે તે તે કોષથી વિવેક કરવો. એ વિચારનું સ્વરૂપ—સ્વપ્નઅવસ્થામાં સ્થૂલદેહનું ભાન નથી અને આત્માનું ભાન છે, સુષુપ્તિમાં સ્થૂલ તથા સૂક્ષ્મ બંને શરીરનું ભાન નથી અને સુખસ્વરૂપ આત્માનું ભાન છે; જો સુષુપ્તિમાં સુખનું ભાન ન હોય તો "હું સુખે સુતો" એવી જાગીને સ્મૃતિ થવી ન જોઇએ, માટે સુષુપ્તિમાં સુખનું જ્ઞાન છે. એ કાળે વિષયજન્ય સુખ તો નથી પણ કેવળ આત્મસ્વરૂપજ સુખરૂપે પ્રતીત થાયછે; તથા નિર્વિકલ્પ સમાધિમાં અજ્ઞાનના આવરણ રહિત આત્મા ભાસેછે તથા અજ્ઞાન એટલે કારણશરીર ભાસતું નથી. એવી રીતે ત્રણ શરીર એક અવસ્થાને છોડી બીજી અવસ્થામાં ભાસતાં નથી, અને આત્મા તો સર્વ અવસ્થામાં ભાસેછે માટે આત્માને ત્રણ શરીરથી તથા ત્રણે અવસ્થાથી ભિન્ન સમજવો. સ્થૂલશરીર અન્નમયકોષ છે. કારણશરીર આનંદમયકોષ છે તથા સુક્ષ્મશરીરમાં પ્રાણમય, મનોમય તથા વિજ્ઞાનમયકોષનો સમાવેશ થાયછે. માટે ત્રણ શરીરથી આત્માનો વિવેક કરવાથી પાંચે કોષનો વિવેક સહજ થઈ જાયછે.

**શંકા.**—આત્મા બ્રહ્મરૂપ હોવાથી સર્વત્ર વ્યાપક છે માટે તેની સર્વ સ્થળે પ્રતીતિ કેમ નથી થતી?

**सदा सर्वगतोऽप्यात्मा न सर्वत्रावभासते ।**
**बुद्धावेवावभासेत स्वच्छेषु प्रतिबिंबवत् ॥**

**ઉત્તર.**—જેમ ઘડો, ભીત, કાચ એ બધાં માટીનાંજ કાર્ય છે તથાપિ ઘડા અથવા ભીતમાં પ્રતિબિંબરૂપે સૂર્ય પ્રકાશતો નથી કારણ કે તેઓ મલિન હોવાથી પ્રતિબિંબ ગ્રહણ કરવાને અયોગ્ય છે; માત્ર કાચ આદિજ સ્વચ્છ હોવાથી તેમાં તેનું પ્રતિબિંબ પડેછે, તેમજ આત્મા જોકે સદા સર્વત્ર વ્યાપક છે તોપણ રાગાદિ મેલરહિત શુદ્ધ બુદ્ધિમાંજ પ્રકાશે છે. મલિન ઉપાધિમાં તેનો પ્રકાશ જણાતો નથી.

(આત્માદેહ ઇંદ્રિયાદિ સંઘાતમાં રહ્યા છતાં પણ તેથી તે કેવળ જુદો છે એ વાર્ત્તાને દૃષ્ટાંત આપીને દૃઢ કરેછે.)

**देहेंद्रियमनोबुद्धिप्रकृतिभ्यो विलक्षणम् ।**
**तद्वृत्तिसाक्षिणं विद्यादात्मानं राजवत्सदा ॥**

જેમ રાજા પોતાની સભામાં બેઠેલા પુરૂષોનો સાક્ષી તથા પ્રેરક હોઇને તેનાથી જુદો છે તેમ આત્મા પણ શરીર, ઇંદ્રિય, મન, બુદ્ધિ અને પ્રકૃતિ એ બધાથી વિલક્ષણ છે એટલે શરીર આદિ જડ દૃશ્ય તથા પરિણામી છે અને આત્મા, ચેતન, દ્રષ્ટા તથા અપરિણામી છે તથા દેહની બાલ્યાદિ અવસ્થાનો અને મન આદિ વૃત્તિઓનો સાક્ષી છે એમ નિશ્ચય કરવો.

**શંકા.**—આત્માનું કેવળ સાક્ષીપણું તમે કહોછો તે સંભવતું

નથી; કારણ કે આ દેહાદિ સંઘાતમાં રહી જોવું, સાંભળવું ઇ-ત્યાદિ સર્વ વ્યવહાર કરતો પ્રતીત થાયછે?

**व्यापृतेष्विंद्रियेष्वात्मा व्यापारीवाविवेकिनाम् ।**
**दृश्यतेऽभ्रेषु धावत्सु धावन्निव यथा शशी ॥**

ઉત્તર.—વાયુના વેગવડે આકાશમાં વાદળાંને દોડતાં જોઈ મૂર્ખ માણસ માનેછે કે ચંદ્રમા દોડેછે તેજ પ્રકારે ગુરુશાસ્ત્રના ઉપદેશ રહિત અવિવેકી પુરૂષ, નેત્ર આદિ ઇંદ્રિયોના પોતપોતાના વ્યવહારને આત્માનેવિષે માનેછે અર્થાત્ જોવું, સાંભળવું આદિ સર્વ વ્યવહાર આત્માજ કરતો હોય તેમ તેઓનું માનવું છે.

શંકા.—દેહ ઇંદ્રિયાદિને તમે વ્યાપારવાન્ કહોછો ત્યારે તો તેઓ પણ ચૈતન્ય હોવાં સંભવે છે. અને જો તેને ચૈતન્ય માનો તો તેઓને પણ અવશ્ય આત્મા માનવાં ઘટેછે. કારણ કે ચૈતન્ય વસ્તુ એજ આત્મા છે.

**आत्मचैतन्यमाश्रित्य देहेंद्रियमनोधियः ।**
**स्वकीयार्थेषु वर्तंते सूर्यालोकं यथा जनाः ॥**

ઉત્તર.—જેમ સકળ જનો સૂર્યના પ્રકાશને આશ્રયે પોત-પોતાના વ્યવહારો કરેછે તેમજ ચૈતન્યસ્વરૂપ આત્માને આશ્રયેજ દેહ, ઇંદ્રિયો મન અને બુદ્ધિ, પોતપોતાનાં કાર્ય કરેછે; પોતે સ્વતંત્રપણે કરી શકતાં નથી માટે તેઓ આત્મા નથી.

શંકા.—આત્મા ચૈતન્યરૂપ ભલે હો, પરંતુ હું જન્મું છું, હું મરૂંછું, હું બાળક, હું યુવાન, હું વૃદ્ધ, હું કાણો, હું બહેરો, એવા વ્યવહારો આત્માને વિષે પ્રતીત થવાથી તે જન્મ આદિ વિકાર-વાન્ હોવો ઘટેછે. તે અવિકારી સંભવતો નથી.

**देहेंद्रियगुणान्कर्माण्यमले सच्चिदात्मनि ।**
**अध्यस्यंत्यविवेकेन गगने नीलिमादिवत् ॥**

ઉત્તર.—જેમ મૂઢ પુરૂષ, આકાશને વિષે કાળા પીળા રંગોનો આરોપ કરેછે તેમ અવિવેકી જન, બાળ, યુવા આદિ દેહના ધર્મોને, અંધ બધિર આદિ ઇંદ્રિયના ધર્મોને તથા બોલવું ચાલવું ઇત્યાદિ ઇંદ્રિયોનાં કર્મોને, અજ્ઞાનરૂપ મેલરહિત સત્ ચિત્ આનંદસ્વરૂપ આત્માને વિષે કેવળ પોતાની અજ્ઞાનતાવડે મિથ્યા આરોપે છે. વસ્તુતઃ આત્માવિષે દેહ ઇંદ્રિયાદિના એક ધર્મો નથી.

શંકા.—આત્માને વિષે દેહ ઇંદ્રિયાદિના ધર્મો કદી ન હો; પરંતુ હું કર્ત્તા છું, ભોક્તા છું, સુખી છું, દુઃખી છું એમ તો આત્માનેવિષે જણાયછે, માટે તે કર્ત્તા ભોક્તા હોવો જોઇએ અને વૈશેષ મતના અનુયાયી લોકો આત્માને કર્ત્તા ભોક્તા માનેછે પણ ખરા.

**अज्ञानान्मानसोपाधेः कर्तृत्वादीनि चात्मनि ।**
**कल्प्यंतेऽबुगते चन्द्रे चलनादिर्यथांभसः ॥**

ઉત્તર.—જેમ મૂઢ પુરૂષ પાણીના હાલવારૂપ ધર્મને પાણીમાં પડેલા ચંદ્રના પડછાયાને વિષે કલ્પેછે તેમજ અજ્ઞાની જન પોતાનાં અજ્ઞાનનેલીધે, કર્ત્તાપણું, ભોક્તાપણું, સુખ, દુઃખ, આદિ મનરૂપ ઉપાધિના ધર્મોને આત્માને વિષે આરોપે છે.

(હવે રાગ ઇચ્છા આદિ અંતઃકરણના ધર્મો કેવળ અજ્ઞાન કલ્પિતજ છે એ વાર્ત્તા અન્વય[1] વ્યતિરેક યુક્તિવડે કહેછે.)

---

૧ જેના હોવાથી જેતું હોવું તે અન્વય; જેના ન હોવાથી જેતું ન હોવું તે વ્યતિરેક. આ ઠેકાણે બુદ્ધિના હોવાથી રાગાદિનું હોવું એ અન્વય અને બુદ્ધિના ન હોવાથી રાગાદિનું ન હોવું તે વ્યતિરેક.

**रागेच्छासुखदुःखादि बुद्धौ सत्यां प्रवर्तते ।**
**सुषुप्तौ नास्ति तन्नाशे तस्माद्बुद्धेस्तु नात्मनः ॥**

જાગ્રત્ અવસ્થા તથા સ્વપ્ન અવસ્થામાં બુદ્ધિ છે તો રાગ, ( વિષયોમાં અત્યંત પ્રીતિ ) ઇચ્છા ( તેઓમાં સામાન્ય પ્રીતિ) સુખ, દુઃખ આદિ ધર્મો વર્તેછે અને સુષુપ્તિ અવસ્થામાં બુદ્ધિનો અજ્ઞાનમાં લય થઈ ગયો હોયછે તેથી રાગાદિ ધર્મો પ્રતીત થતા નથી, માટે રાગ આદિ ધર્મો બુદ્ધિના છે આત્માના નથી. જો આત્માના હોય તો ત્રણે અવસ્થામાં માલૂમ પડવા જોઇએ, કારણ કે ત્રણે અવસ્થામાં આત્મા તો છેજ.

**શંકા.**—જ્યારે રાગાદિ આત્માનો સ્વભાવ નથી ત્યારે તેનો સ્વભાવ અર્થાત્ સ્વરૂપ કેવું છે?

**प्रकाशोऽर्कस्य तोयस्य शैत्यमग्नेर्यथोष्णता ।**
**स्वभावः सच्चिदानंदनित्यनिर्मलतात्मनः ॥**

**ઉત્તર.**—જેમ પ્રકાશ એ સૂર્યનો સ્વભાવ છે, શીતળપણું એ જળનો સ્વભાવ છે તથા ઉષ્ણતા એ અગ્નિનો સ્વભાવ છે તેમ સત્, ચિત્, આનંદ, નિત્ય, શુદ્ધપણું એ આત્માનો સ્વભાવ છે.

**શંકા.**—હું જાણું છું, હું સુખી છું, એ પ્રકારે અનુભવ થાયછે માટે આત્મજ્ઞાન તથા સુખનો આશ્રય હોય એમ જણાયછે ત્યારે તમે તેને નિર્વિકાર કેમ કહોછો?

**आत्मनः सच्चिदंशश्च बुद्धेर्वृत्तिरिति द्वयम् ।**
**संयोज्य चाविवेकेन जानामीति प्रवर्तते ॥**

**ઉત્તર.**—જેમ અગ્નિમાં તપાવેલો લોઢાનો ગોળો અને અને અગ્નિ બંને એકરૂપ થઇને રહેલ હોયછે તેમજ આત્માનો

સત્ અંશ, ચિત્ અંશ તથા બુદ્ધિની વૃત્તિ એ સર્વે પરસ્પર એકરૂપ થઇને રહેલ હોયછે તેથી તેમના યથાર્થ વિવેક ન થવાથી હું જાણુંછું, સુખી છું, એ પ્રકારની અહંકારવાળી વૃત્તિ ઉદય પામેછે.

(ઉપર કહેલા અર્થનું સ્પષ્ટીકરણ કરેછે.)

**आत्मनो विक्रिया नास्ति बुद्धेर्बोधो न जात्विति ।**
**जीवः सर्वमलं ज्ञात्वा कर्ता द्रष्टेति मुह्यति ॥**

આત્માને વિષે કોઈ પણ પ્રકારનો વિકાર નથી, કારણ કે શ્રુતિ સ્મૃતિઓ તેને નિર્ગુણ, નિષ્ક્રિય, શાંત, નિર્વિકાર તથા નિર્લેપ કહેછે તથા બુદ્ધિને વિષે જ્ઞાન કોઈ કાળે પણ નથી કારણ કે તે માયાનું કાર્ય હોવાથી જડ છે તો એપણ અંતઃકરણ ઉપાધિવાળા જીવો અજ્ઞાનવડે ઉપાધિના ધર્મો પોતામાં અંગીકાર કરી, ભ્રાંતિવડે હું કર્ત્તા છું, દ્રષ્ટા છું એમ મોહ પામેછે.

તાત્પર્ય.—જે કર્ત્તાપણું આદિ બુદ્ધિના ધર્મો ભ્રાંતિવડે આત્મામાં પ્રતીત થાયછે વસ્તુત્વે તે નિર્વિકાર છે.

દેહાદિના ધર્મો પોતાને વિષે માની આત્મા જન્મ-મરણાદિ ભયને પામેછે; પરંતુ તે દેહાદિકના ધર્મો પોતાના સ્વરૂપને વિષે કેવળ સ્વરૂપના અજ્ઞાનવડેજ આરોપેલા છે આ વાતને કહેછે.

**रज्जुसर्पवदात्मानं जीवं ज्ञात्वा भयं वहेत् ।**
**नाहं जीवः परात्मेति ज्ञातं चेन्निर्भयो भवेत् ॥**

જેમ અંધારાંમાં પડેલી દોરી ત્રણ કાળે પણ સર્પ નથી તથાપિ તેને ભ્રાંતિવડે સર્પ જાણીને જીવ ભય પામે છે, તેમજ સ્વયંપ્રકાશ આત્મા ભ્રાંતિવડે પોતાને વિષે જીવપણું આરોપીને

હું જીવ છું, કર્ત્તા છું, ભોક્તા છું, સુખી છું, દુઃખી છું એવા અભિમાનવડે જન્મ-મરણાદિ ભયને પામેછે; પરંતુ તે જ્યારે મહાવાક્યના વિચારવડે, હું જીવ નથી, હું તો અદ્વિતીય સત્ ચિત્ આનંદ બ્રહ્મ છું એમ જાણેછે ત્યારે જન્મ-મરણ આદિ સર્વ ભય રહિત થાયછે.

**आत्मावभासयत्येको बुद्ध्यादीनींद्रियाणि च ।**
**दीपो घटादिवत्स्वात्मा जडैस्तैर्नावभास्यते ॥**

**શંકા.**—મન-બુદ્ધિ આદિ આત્માની અતિ નિકટ હોવા છતાં તેના યથાર્થ સ્વરૂપને જાણવા તેઓ કેમ સમર્થ થતાં નથી.

**ઉત્તર.**—જેમ દીવો ઘડા આદિ પદાર્થને પ્રકાશ કરેછે, પણ ઘડા આદિ મલિન પદાર્થો દીવાને પ્રકાશ કરી શકતા નથી, તેમ આત્મા એક છે અને તે મન-બુદ્ધિ આદિને પ્રકાશ કરેછે; પરંતુ મન-બુદ્ધિ આદિ, જડ છે માટે તેઓ આત્માને પ્રકાશ કરી શકતાં નથી.

**શંકા**—જ્યારે આત્મા બુદ્ધિ આદિવડે જાણી શકાતો નથી ત્યારે તેને જાણવામાટે અન્ય જ્ઞાનની જરૂર છે ખરી.

**स्वबोधे नान्यबोधेच्छा बोधरूपतयात्मनः ।**
**न दीपस्यान्यदीपेच्छा यथा स्वात्मा प्रकाशते ॥**

**ઉત્તર.**—જેમ દીવો સ્વયંપ્રકાશ હોવાથી તેને પ્રકાશ કરવામાટે જેમ બીજા દીવાની જરૂર નથી તેમજ આત્મા જ્ઞાનસ્વરૂપ છે માટે તેના જ્ઞાનને માટે અન્ય જ્ઞાનની જરૂર નથી. તેતો પોતાની મેળેજ પ્રકાશે છે.

**શંકા**—જ્યારે આત્મા, બુદ્ધિ આદિવડે જણાતો નથી ત્યારે તે શીરીતે જણાય છે તે કહો!

**निषिध्य निखिलोपाधीन्नेति नेतीति वाक्यतः।**
**विंद्यादैक्यं महावाक्यैर्जीवात्मपरमात्मनोः॥**

**नेति नेति** (આ નહીં, આ નહીં.) એ શ્રુતિનાં વાકયવડે સર્વ સ્થૂલ સૂક્ષ્મ અને કારણુ એ સકળ ઉપાધિનો ત્યાગ કરીને, અર્થાત્ સ્થૂલશરીર, સૂક્ષ્મશરીર તથા કારણશરીર આત્મા નથી એવો નિશ્ચય કરીને '**तत्त्वमसि**[1]' એ મહાવાકયમાં આવેલાં તત્ ત્વંપદની ઉપાધિ અલ્પજ્ઞત્વ સર્વજ્ઞત્વ આદિ, ભાગત્યાગ લક્ષણાવડે તજી, બંને પદનો એક લક્ષ્ય અર્થ શુદ્ધ બ્રહ્મ હું છું એ પ્રકારનો અપરોક્ષ નિશ્ચય કરવો એનું નામજ તત્વજ્ઞાન અને તેજ મુક્તિનું સાધન છે.

---

૧ તત્ત્વમસિ મહાવાકયવડે શુદ્ધ ચૈતન્યરૂપ લક્ષ્ય અર્થનો બોધ ભાગત્યાગ લક્ષણા અંગીકાર કરવાથી થાયછે. એ ભાગત્યાગ લક્ષણાનું સ્વરૂપ આ પ્રમાણે—'सोयंदेवदत्तः'–'તે આ દેવદત્ત' આ વાકયમાં 'सः' પદનો અર્થ તે દેશ તથા તે કાળ સહિત દેવદત્ત એવો છે તથા 'अयं' પદનો આ દેશ તથા આ કાળસહિત દેવદત્ત એવો અર્થ છે. એ બંને પદ સાથે બોલવાથી બંનેનો અર્થ એકજ છે એમ સમજાય છે; પરંતુ તેમ સંભવતું નથી. કારણ કે 'सः' અને 'अयं' પદના વાચ્યઅર્થમાં વિશેષણરૂપે રહેલા તે દેશકાળ અને આ દેશકાળ એ બંનેનો પરસ્પર વિરોધ છે માટે તે બંને વિરૂદ્ધ અંશનો ત્યાગ કરી અવિરૂદ્ધ દેવદત્ત પિંડમાં બંને પદની લક્ષણા કરવી. એ લક્ષણા ભાગત્યાગ લક્ષણા કહેવાય છે. તેમજ 'तत्त्वंअसि' એ મહાવાકયમાં 'तत्' પદનો વાચ્યઅર્થ સર્વશક્તિ સર્વજ્ઞતા, આદિ ધર્મસહિત ઈશ્વર છે તથા 'त्वं' પદનો અલ્પશક્તિ અલ્પજ્ઞતા આદિ ધર્મસહિત જીવ એવો વાચ્યઅર્થ છે. એ બંને અર્થની એકરૂપતા ન સંભવવાથી બંને પદોના વાચ્યઅર્થમાં વિશેષણરૂપે રહેલા સર્વશક્તિ, અલ્પશક્તિ, સર્વજ્ઞતા અલ્પજ્ઞતા આદિ વિરૂદ્ધ અંશોનો ત્યાગ કરી કેવળ ચૈતન્ય અંશમાંજ તત્પદ અને ત્વંપદની લક્ષણા કરેછે. એ રીતે ભાગત્યાગ લક્ષણા મહાવાકયમાં માનવાથી ઈશ્વરના તથા જીવના સ્વરૂપમાં વિરૂદ્ધાંશ ત્યાગ કરી શેષ રહેલો અવિરૂદ્ધ લક્ષ્યાર્થ જે ચૈતન્ય અંશ છે તેની એકતા મહાવાકય જણાવે છે.

શંકા.—સ્થૂલ આદિ ઉપાધિ ત્યાગ કદી ન કરીએ તોપણ હાનિ નથી. કારણ કે ચૈતન્ય તો અસંગ છેજ.

**आविद्यकं शरीरादि दृश्यं बुद्बुदवत्क्षरम् ।**
**एतद्विलक्षणं विद्यादहं ब्रह्मेति निर्मलम् ॥**

ઉત્તર.—દેહ ઇંદ્રિય આદિ દૃશ્યપદાર્થો અવિદ્યાનાં કાર્ય છે તથા પાણીના પરપોટાની પેઠે નાશવાન્ છે તથા તેથી ભિન્ન સત્ ચિત્ આનંદસ્વરૂપ અવિદ્યારૂપ મળરહિત જે બ્રહ્મ છે તેજ હું છું એમ નિશ્ચય કરવો. આવા અપરોક્ષ દૃઢ નિશ્ચયથીજ જીવ કૃત કૃત્ય થાયછે.

(જીવ બ્રહ્મની એકતા રૂપજ્ઞાન દૃઢ થવામાટે તત્વજ્ઞાનના મનનનો પ્રકાર કહેછે.)

**देहान्यत्वान्न मे जन्मजराकार्श्यलयादयः ।**
**शब्दादिविषयैः संगो निरिंद्रियतया न च ॥**

જન્મ, જરા, દુર્બળપણું, મરણ ઇત્યાદિ ધર્મો સ્થૂલશરીરના છે. હું સ્થૂલશરીરથી ભિન્ન છું માટે જન્મઆદિ ધર્મો મારા નથી; તથા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ વિષયોના ભોગરૂપ સંગ મારેવિષે નથી કારણ કે હું ઇંદ્રિયોરહિત છું. ઇંદ્રિયોનો વિષયોની સંગાથે સંયોગ અથવા વિયોગ થવાથી મને અસંગને લાભ વા હાનિ નથી.

(હવે આત્માનેવિષે મનના ધર્મોનો પણ નિષેધ કરેછે.)

**अमनस्त्वान्न मे दुःखरागद्वेषभयादयः ।**
**अप्राणो ह्यमनाः शुभ्र इत्यादिश्रुतिशासनात् ॥**

દુઃખ, રાગ, દ્વેષ, સંકલ્પ, વિકલ્પ, શોક, મોહ, ભય, એ બધા મનના ધર્મ છે, મારા નથી કારણ કે, હું તો મનરહિત છું. શ્રુતિ પણ કહેછે કે "આત્મા મન અને પ્રાણરહિત છે તથા નિર્મળ છે;" માટે ઉપર કહેલા દુઃખ આદિ મનના ધર્મો ક્ષુધા, તૃષા પ્રાણના ધર્મો તથા મૂઢતા આદિ અજ્ઞાનરૂપ મનના ધર્મો મારેવિષે ત્રણ કાળમાં છેજ નહિ; હું તો અસંગ કૂટસ્થ સચ્ચિદાનંદ બ્રહ્મ છું.

(જે જે કાર્ય છે તે અનિત્ય છે માટે પ્રાણઆદિની અનિત્યતા તેમની ઉત્પત્તિવડે બતાવે છે.)

**एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ।**
**खं वायुर्ज्योतिरापश्च पृथ्वी विश्वस्य धारिणी ॥**

આ અસત્ જડ તથા દુઃખરૂપ સંસારથી વિપરીત સ્વભાવવાળા એટલે સત્ ચિત્ આનંદ બ્રહ્મથી ક્રિયાશક્તિવાળો પ્રાણ, જ્ઞાનશક્તિવાળું મન, દશ ઇંદ્રિયો, આકાશ, વાયુ, તેજ, જળ તથા સ્થાવર જંગમ પ્રાણિયોને ધારણ કરનારી પૃથ્વી અનાદિ અવિદ્યાવડે ઉત્પન્ન થાયછે.

**[1]निर्गुणो निष्क्रियो नित्यो निर्विकल्पो निरंजनः ।**
**निर्विकारो निराकारो नित्यमुक्तोऽस्मि निर्मलः ॥**

સત્વ, રજ અને તમ એ પ્રકૃતિના ગુણો છે અને રાગ ઇચ્છાદિ બુદ્ધિના ગુણો છે. હું એ બધા ગુણરહિત છું કારણ કે પ્રકૃતિ તથા બુદ્ધિ બંનેનો મારેવિષે અભાવ છે. ક્રિયાએ દેહ

૧. આ શ્લોક એક પ્રતિ શીવાય બીજી કોઈ પ્રતિમાં નથી.

ઇંદ્રિયાદિનો ધર્મ છે. હું દેહ ઇંદ્રિયાદિરહિત હોવાથી કોઈ પણ ક્રિયા મારામાં નથી. હું નિત્ય એટલે સર્વ કાળમાં ચૈતન્યરૂપ છું. હું નિર્વિકલ્પ એટલે સંકલ્પ વિકલ્પ ધર્મવાળા મનરહિત છું. હું નિરંજન એટલે માયા તથા તેનાં કાર્યરૂપ મેલવિનાનો છું.

વિકારો બધા લિંગશરીરને આશ્રયે રહેલા છે અને હું લિંગ-શરીરરહિત હોવાથી કોઈ પણ વિકાર મારામાં નથી. અવયવી પદાર્થ આકારવાન્ હોય છે. હું આકાશની પેઠે નિરવયવ છું તેથી આકારરહિત છું. હું બંધનરહિત હોવાથી નિત્યમુક્ત છું; અ-વિદ્યારૂપ મેલ મારા સ્વરૂપમાં નથી તથા હું સર્વત્ર પૂર્ણ હો-વાથી અચળ છું.

(ગુરુશિષ્યની પરીક્ષા કરવામાટે પ્રશ્ન કરેછે કે હે શિષ્ય! તું કહેછે તેવો તું છે પણ તું પરિચ્છિન્ન છે કારણ કે તું દેહવાળો દેખાય છે. એ સાંભળી શિષ્ય પોતાનો અનુભવ કહેછે.)

**अहमाकाशवत्सर्वबहिरंतर्गतोऽच्युतः ॥**
**सदा सर्वसमः शुद्धो निःसंगो निर्मलोऽचलः ॥**

હું આકાશની પેઠે સર્વ પદાર્થમાં બહાર તથા અંતર વ્યા-પીને રહ્યો છું; ન્યૂનતારહિત, સર્વત્ર સમ, શુદ્ધ, સંગરહિત, નિર્મળ તથા અચળ છું.

(ત્વંપદના અર્થ જીવાત્માના લક્ષ્યસ્વરૂપનું જેવું વર્ણન કર્યું છે તેવુંજ તત્પદાર્થ બ્રહ્મના લક્ષ્યસ્વરૂપનું વર્ણન કર્યું છે. માટે તે બંનેના અભેદનું ચિંતન કહેછે.)

**नित्यशुद्धविमुक्तैकमखंडानंदमद्वयम् ।**
**सत्यं ज्ञानमनंतं यत् परं ब्रह्माहमेव तत् ॥**

નિત્ય એટલે ભૂત ભવિષ્ય અને વર્ત્તમાન એ ત્રણે કાળમાં જેનો નિષેધ થતો નથી, જે અવિદ્યા આદિ મેલરહિત છે, જે નિત્યમુક્ત છે, જે એક એટલે જેના જેવી કોઈ બીજી વસ્તુ નથી, જે અખંડ એટલે સર્વ દેશ, સર્વ કાળ અને સર્વ વસ્તુઓમાં છે, જે સુખસ્વરૂપ છે તથા જે અદ્વય એટલે વિજાતીય ભેદ તથા સ્વગત ભેદરહિત છે તે સત્યજ્ઞાન અને અનંત બ્રહ્મરૂપજ હું છું; બ્રહ્મથી ભિન્ન મારૂં સ્વરૂપ નથી.

**एवं निरंतराभ्यस्ता ब्रह्मैवास्मीति वासना ।**
**हरत्यविद्याविक्षेपान् रोगानिव रसायनम् ॥**

ઉપર બતાવેલી રીતી પ્રમાણે ચિરકાળ અભ્યાસ કરવાથી ઉત્પન્ન થએલી "હું બ્રહ્મજ છું" એવી દઢ વાસના, જેમ રસાયન રોગોને નાશ કરે છે તેમ અવિદ્યાથી થએલા ચિત્તના વિક્ષેપોને નાશ કરેછે. હવે બ્રહ્મની અને આત્માની એકતાનાં ચિંતન કરવાનાં સાધન કહેછે.

**विविक्तदेश आसीनो विरागो विजितेंद्रियः ।**
**भावयेदेकमात्मानं तमनंतमनन्यधीः ॥**

નિર્જન સ્થાનમાં, સ્વસ્તિકાસન પદ્માસન આદિ સુખપૂર્વક થઈ શકે તેવું આસન કરી, વિષયોમાં ઇચ્છારહિત તથા ઇંદ્રિયોનો જેણે જય કર્યો છે એવા પુરૂષે, સજાતીય આદિ ભેદરહિત તથા દેશકાળ તથા વસ્તુ પરિચ્છેદ શૂન્યબ્રહ્મનું પોતાથી ભિન્ન ન જાણીને ચિંતન કરવું અર્થાત્ તે બ્રહ્મ હુંજ છું એવી ભાવના કરવી.

શંકા.—આ દૃશ્ય પ્રપંચ પ્રત્યક્ષ વર્ત્તમાન છતાં એકતાનું ચિંતન કેમ બની શકે?

**आत्मन्येवाखिलं दृश्यं प्रविलाप्य धिया सुधीः ।**
**भावयेदेकमात्मानं निर्मलाकाशवत्सदा ॥**

ઉત્તર.—શુદ્ધ અંતઃકરણવાળો અધિકારી પુરૂષ, સકળ દશ્ય પ્રપંચનો, યોગિજનોમાં પ્રસિદ્ધ લય[1]ચિંતનને પ્રકારે, વિવેકવાળી બુદ્ધિવડે આત્મામાં લય કરીને આકાશની પેઠે નિર્મળ સદા એકરસ આત્માનું ચિંતન કરે.

શંકા.—સર્વે દશ્ય પ્રપંચનો ત્યાગ કરીને વિવેકી કેવે રૂપે સમાધિમાં સ્થિતિ પામેછે?

**नामवर्णादिकं सर्वं विहाय परमार्थवित् ।**
**परिपूर्णचिदानन्दस्वरूपेणावतिष्ठते ॥**

ઉત્તર.—આત્માના વાસ્તવ સ્વરૂપને જાણનાર પુરૂષ, નામરૂપાત્મક દશ્ય પ્રપંચને મિથ્યા જાણી તજી દઇને, પરિપૂર્ણ સત્ ચિત્ આનંદ સ્વરૂપે સમાધિમાં રહેછે.

શંકા.—સમાધિમાં પણ જ્ઞાતા જ્ઞાન અને જ્ઞેય એ પ્રકારની ત્રિપુટી પ્રતીત થાયછે માટે આત્મા એક છે એવી ભાવના કેમ સંભવે.

**ज्ञातृज्ञानज्ञेयभेदः परात्मनि न विद्यते ।**
**चिदानंदैकरूपत्वाद्दीप्यते स्वयमेव हि ॥**

---

૧ લયચિંતનનો સામાન્ય પ્રકાર— પૃથ્વી એ જળનું કાર્ય છે; કાર્યને કારણમાં ભેદ નથી માટે પૃથ્વી જળરૂપજ છે એ પ્રમાણે ચિંતનવડે પૃથ્વીનો જળમાં લય કર્યા પછી જળનો તેજમાં, તેજનો વાયુમાં, વાયુનો આકાશમાં, આકાશનો પ્રકૃતિમાં અને પ્રકૃતિનો બ્રહ્મમાં લય કરવો.

**ઉત્તર.**—જો કે સવિકલ્પ સમાધિમાં જ્ઞાતા જ્ઞાન અને જ્ઞેય એવો ભેદ પ્રતીત થાયછે; પરંતુ નિર્વિકલ્પ સમાધિમાં તે ભેદ રહેતો નથી. તે કાળે તો સત્ ચિત્ આનંદ અખંડ આત્માજ પોતે પ્રકાશે છે.

( એ રીતે આત્માની એકતાના જ્ઞાનને માટે આત્માનું ધ્યાનાદિ કરનારને શું ફળ થાયછે? તે બતાવે છે. )

**एवमात्मारणौ ध्यानमथने सततं कृते ।**
**उदितावगतिर्ज्वाला सर्वाज्ञानेंधनं दहेत् ॥**

પૂર્વે બતાવ્યા પ્રમાણે અંતઃકરણરૂપ નીચી અરણીસાથે ધ્યાનરૂપ ઉપરની અરણીવડે ઘર્ષણ નિરંતર કરવાથી ઉત્પન્ન થએલી અખંડ બ્રહ્માકાર વૃત્તિરૂપ જ્વાળા સર્વ અજ્ઞાનરૂપ કાષ્ઠને બાળી નાંખેછે.

( જીવ બ્રહ્મની એકતાનું યથાર્થ અપરોક્ષજ્ઞાન થયાથી આત્મા પોતે પ્રકાશે છે એ વાત દૃષ્ટાંતસહિત કહેછે.)

**अरुणेनेव बोधेन पूर्वसंतमसे हृते ।**
**तत आविर्भवेदात्मा स्वयमेवांशुमानिव ॥**

જેમ પ્રાતઃકાળમાં અરૂણોદય થયાથી પ્રથમ અંધકાર નાશ થયા પછી સૂર્યનારાયણ ઉદય પામેછે તેમજ હું બ્રહ્મ છું એવા અપરોક્ષ નિશ્ચયવડે અજ્ઞાનરૂપ અંધકાર દૂર થયા પછી સૂર્યનારાયણની પેઠે આત્મા આપોઆપ પ્રકાશે છે.

**શંકા.**—આત્મા તો પોતાનું સ્વરૂપ હોવાથી નિત્ય પ્રાપ્તજ છે તેની જ્ઞાનવડે પ્રાપ્તિ કેમ સંભવે?

**आत्मा तु सततं प्राप्तोऽप्यप्राप्यवदविद्यया ।**
**तन्नाशेऽप्राप्तवद्भाति स्वकंठाभरणं यथा ॥**

ઉત્તર.—જેમ કોઈ પુરૂષ, પોતાના કંઠમાં પેહેરેલો મણી વિસરી જઈ, તેને ચોતરફ શોધતો ફરતો હતો તેને કોઈ ભલામાણસે કહ્યું કે જે મણિને તું ભૂલથી ખોવાએલો સમજી શોધતો ફરેછે, તે તો તારા કંઠમાંજ છે એમ કહી તેને તેના કંઠમાં ધારણ કરેલો મણિ દેખાડી આપ્યો ત્યારે તેને ભ્રાંતિથી અપ્રાપ્ત માનેલા મણિની પ્રાપ્તિ થઈ; તેમજ આત્મા સર્વત્ર પૂર્ણ હોવાથી જ્ઞાની અજ્ઞાની બંનેને પ્રાપ્તજ છે પરંતુ અજ્ઞાનીને અજ્ઞાનનેલીધે પ્રાપ્ત છતાં પણ અપ્રાપ્ત સરખો થઈ ગએલો હોય છે. જ્યારે તેનું સદ્‌ગુરુના ઉપદેશવડે અજ્ઞાન નાશ પામેછે ત્યાં તેને આત્મા જે પ્રથમથીજ પ્રાપ્ત છે તેની પ્રાપ્તિ થાયછે. કંઈ અપ્રાપ્તની પ્રાપ્તિ તેને થતી નથી.

શંકા—જીવાત્મા તથા પરમાત્મા બન્ને પરસ્પર વિરૂદ્ધ સ્વભાવવાળા હોવાથી તે બન્નેની એકતા જે તમે કહોછો તે કેમ સંભવે?

**स्थाणौ पुरुषवद्भ्रांत्या कृता ब्रह्मणि जीवता ।**
**जीवस्य तात्त्विके रूपे तस्मिन्दृष्टे निवर्तते ॥**

ઉત્તર.—જેમ અંધારામાં રહેલા ઝાડના ઠુંઠાંમાં અજ્ઞાનવડે ખોટી પુરૂષબુદ્ધિ થાયછે, તેમ અનાદિ અજ્ઞાનથી થએલી ભ્રાંતિવડે, કર્ત્તાપણું ભોક્તાપણું આદિ જીવનાં લક્ષણો બ્રહ્મને વિષે ભાસેછે. પરંતુ તત્વમસિ આદિ મહાવાકયના વિચારવડે જ્યારે જીવનાં વાસ્તવ સ્વરૂપ-બ્રહ્મનું સ્વરૂપ યથાર્થ જણાય છે ત્યારે તે જીવપણું જતું રહેછે.

શંકા.—જ્યાંસુધી હું છું અને આ સ્ત્રી પુત્રાદી મારાં છે એવી વૃત્તિ છે ત્યાંસુધી હું નથી તથા મારૂં કાંઇ પણ નથી એવી વૃત્તિનો ઉદય કેમ થશે?

तत्त्वस्वरूपानुभवादुत्पन्नं ज्ञानमंजसा ।
अहंममेति चाज्ञानं बाधते दिग्भ्रमादिवत् ॥

ઉત્તર.—જેમ રાત્રીમાં થએલો દિગ્ભ્રમ સૂર્યના ઉદય થવાથી મટી જાયછે તેમજ જીવની તથા બ્રહ્મની એકરૂપતાનું દૃઢજ્ઞાન, અનાયાસે અહંતા મમતારૂપ સંસારને નિવૃત્ત કરેછે.

(જેનું અજ્ઞાન નિવૃત્ત થયું છે એવા વિવેકી પુરુષની દૃષ્ટિના સ્વરૂપનું વર્ણન કરેછે.)

सम्यग्विज्ञानवान् योगी स्वात्मन्येवाखिलं स्थितम् ।
एकं च सर्वमात्मानमीक्षते ज्ञानचक्षुषा ॥

જેને નિઃસંશય આત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર થયો છે, એવો યોગી, પોતાની જ્ઞાનચક્ષુવડે આ અજ્ઞાનવડે કલ્પાએલું સર્વ જગત્ અધિષ્ઠાન કૂટસ્થ સર્વત્ર પૂર્ણ પોતાના સ્વરૂપવિષે જુએછે તથા સર્વ પ્રપંચ અદ્વિતીય પોતાનો આત્માજ છે એમ જુએછે; કારણ કે આરોપિત વસ્તુની અધિષ્ઠાનથી ભિન્ન સત્તા હોતી નથી માટે આત્માનેવિષે અજ્ઞાવડે અરોપેલું વિશ્વ આત્મારૂપજ છે.

શંકા.—આત્માથી ભિન્ન કળાતા જગત્‌ને જ્ઞાની આત્મસ્વરૂપ કેમ જુએછે?

आत्मैवेदं जगत्सर्वमात्मनोऽन्यन्न विद्यते ।
मृदो यद्वद्घटादीनि स्वात्मानं सर्वमीक्षते ॥

ઉત્તર.—કાર્યની સત્તા પોતાના ઉપાદાનકારણથી ભિન્ન ન હોવાથી ઘડાઆદિ કાર્યો જેમ માટીથી ભિન્ન નથી પણ માટીરૂપજ છે તેમજ સંપૂર્ણ જગત્ પોતાનાં ઉપદાન કારણથી ભિન્ન નથી પણ આત્મારૂપજ છે.

(જ્ઞાનીની જીવન્મુક્ત અવસ્થા કહેછે.)

**जीवन्मुक्तिस्तु तद्विद्वान्पूर्वोपाधिगुणांस्त्यजेत् ।**
**सच्चिदानंदरूपत्वाद्भवेद्भ्रमरकीटवत् ॥**

સચ્ચિદાનંદ આત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર કરનાર જીવન્મુક્ત પુરૂષે, પૂર્વે કહેલી દેહ ઇંદ્રિય મન, આદિ ઉપાધિઓનો ત્રિગુણી માયાનાં કાર્યરૂપ જાણી ત્યાગ કરવો તથા ભ્રમર[1]કીટનીપેઠે સચ્ચિદાનંદરૂપે સદા રહેવું.

( જીવન્મુક્ત પુરૂષને શ્રીરામચંદ્રરૂપે વર્ણવેછે.)

**तीर्त्वा मोहार्णवं हत्वा रागद्वेषादिराक्षसान् ।**
**योगी शांतिसमायुक्तो ह्यात्मारामो विराजते ।**

પોતાના સ્વરૂપને વિષેજ રમણ કરનાર જીવન્મુક્ત યોગી, અજ્ઞાનરૂપ સમુદ્ર તરીને તથા રાગદ્વેષાદિ રાક્ષસોને હણીને શાંતિયુક્ત, પોતાના સ્વરૂપનેવિષે વિરાજે છે. આ સ્થળે એવો અર્થ પણ ધ્વનિત થાયછે કે જેમ પૂર્વે શ્રીરામચંદ્ર ભગવાન્ સમુદ્ર ઓળંગીને તથા રાવણાદિ રાક્ષસોને સંહારીને સીતાસહિત અયો-

---

૧ જેમ ભ્રમરી કોઇ કીડાને દરમાં લઇ જઇ ડંખ મારેછે ત્યારે તે કીડાની વૃત્તિ ભયને લીધે ભ્રમરીરૂપ થઈ જવાથી તે પોતાનું સ્વરૂપ તજી ભ્રમરીરૂપ થઈ જાયછે તેમજ અધિકારી પુરૂષ પણ વિચારવડે અંતે બ્રહ્મરૂપ થઇ જાયછે.

ધ્યાનગરીમાં રાજસિંહાસન ઉપર વિરાજ્યા છે તેમ આ આત્મારૂપી રામ, મહાવાક્યજન્ય અપરોક્ષજ્ઞાનરૂપ સેતુવડે અજ્ઞાનરૂપ સમુદ્રને ઓળંગીને તથા રાગદ્વેષરૂપ રાવણાદિ રાક્ષસોને મારીને, શાંતિરૂપ સીતાસહિત આ શરીરરૂપ અયોધ્યાનગરીમાં નિવૃત્તિરૂપ સિંહાસન ઉપર અધિક પ્રકાશે છે.

**बाह्यानित्यसुखासक्तिं हित्वात्मसुखनिर्वृतः ।**
**घटस्थदीपवत्स्वच्छः स्वांतरेव प्रकाशते ॥**

ચક્ષુ આદિ બાહ્ય ઇંદ્રિયોનો અનુકૂળ વિષયોની સાથે સંબંધ થવાથી પ્રાપ્ત થતા વિષયાનંદમાંથી આશક્તિ તજીને જે સ્વરૂપાનંદવડેજ તૃપ્ત છે તે ઘડામાં રહેલા દીવાની પેઠે અંતઃકરણમાંજ સ્વસ્વરૂપે પ્રકાશે છે.

(જ્ઞાનીની વિદેહમુક્તિ કહેછે.)

**उपाधिस्थोऽपि तद्धर्मैर्न लिप्तो व्योमवन्मुनिः ।**
**सर्वविन्मूढवत्तिष्ठेदसक्तो वायुवच्चरेत् ॥**

મનનશીળ તત્ત્વવેત્તા પુરૂષ દેહાદિ ઉપાધિમાં રહ્યા છતાં પણ આકાશની પેઠે નિર્લેપ રહેછે, સર્વજ્ઞ છતાં પણ મૂઢની પેઠે રહેછે; અર્થાત્ પોતાની સર્વજ્ઞતા અન્યની આગળ માન પ્રતિષ્ઠાદિના લોભથી પ્રકાશ કરતો નથી તથા વાયુની પેઠે પ્રારબ્ધવડે પ્રાપ્ત થએલા વિષયોમાં આશક્તિ પામવાવિના વિચરે છે.

**उपाधिविलयाद्विष्णौ निर्विशेषं विशेन्मुनिः ।**
**जले जलं वियद्व्योम्नि तेजस्तेजसि वा यथा ॥**

જેમ નદી સમુદ્રમાં મળી પોતાનાં નામરૂપ તજી સમુદ્રરૂપ

થઈ જાય છે, જેમ ઘટાકાશ, ઘટ ઉપાધિ નિવૃત્ત થયા પછી મહાકાશરૂપ થઇ જાય છે; દીપક આદિનું તેજ ઠરી ગયા પછી સામાન્ય તેજમાં મળી જાય છે, તેમજ પ્રારબ્ધ ભોગને અને મનન કરનાર જીવનમુક્ત મહાત્મા દેહાદિ ઉપાધિનો નાશ થવાથી સર્વ ધર્મ રહિત વ્યાપક બ્રહ્મમાં પ્રવેશ કરે છે, અર્થાત્ બ્રહ્મરૂપ થાયછે.

(વિદેહમુક્તિ અવસ્થામાં વિવેકી પુરૂષ જે પરબ્રહ્મને પામેછે તેના સ્વરૂપનું નિરૂપણ આઠ શ્લોકવડે કરેછે.)

**यल्लाभान्नापरो लाभो यत्सुखान्नापरं सुखम् ॥**
**यज्ज्ञानान्नापरं ज्ञानं तद्ब्रह्मेत्यवधारयेत् ॥**

જેના લાભ કરતાં બીજો અન્યલાભ અધિક નથી; (કારણ કે બ્રહ્મપ્રાપ્તિ એ સર્વે પુરૂષાર્થો કરતાં શ્રેષ્ઠ હોવાથી તેમાં અન્ય લાભનો સમાવેશ થઇ જાયછે.) જે સુખ કરતાં બીજું કોઈ અધિક નથી; (કારણ કે બ્રહ્મસુખમાં સર્વે સુખનો અંતર્ભાવ છે) તથા જેના જ્ઞાન કરતાં અન્યજ્ઞાન નથી, (કારણ કે બ્રહ્મજ્ઞાન એજ મોક્ષરૂપ પરમપુરૂષાર્થનું કારણ છે) તેજ બ્રહ્મ છે એવો નિશ્ચય કરવો.

**यद्दृष्ट्वा न परं दृश्यं यद्भूत्वा न पुनर्भवः ।**
**यज्ज्ञात्वा न परं ज्ञानं तद्ब्रह्मेत्यवधारयेत् ॥**

જેનો સાક્ષાત્કાર કર્યા પછી અન્યવસ્તુ જોવા યોગ્ય રહેતી નથી, કારણ અધિષ્ઠાન વસ્તુના સાક્ષાત્કારથી તેને વિષે કલ્પિત સર્વ વસ્તુનો સાક્ષાત્કાર થઇ જાયછે; જે રૂપ થવાથી (જેની સાથે એકરૂપ થઇ જવાથી) સંસારમાં ફરી જન્મ થતો નથી તથા

જેને જાણવાથી અન્ય જાણવાનું રહેતું નથી તે બ્રહ્મ છે એમ નિશ્ચય કરવો.

तिर्यगूर्ध्वमधः पूर्णं सच्चिदानंदमद्वयम् ।
अनंतं नित्यमेकं यत्तद्ब्रह्मेत्यवधारयेत् ॥

જે પુર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ, ઉપર, નીચે સર્વત્ર પૂર્ણ છે, જે સત્ ચિત્ તથા આનંદરૂપ છે જેનો દેશ કાળ અને વસ્તુવડે અંત નથી, જે ત્રણે કાળમાં બાધરહિત છે તથા જે એક, એટલે પૂર્વે કરેલા સજાતીય આદિ ભેદરહિત છે તેજ વસ્તુ બ્રહ્મ છે એવો નિશ્ચય કરવો.

अतद्व्यावृत्तिरूपेण वेदांतैर्लक्ष्यतेऽव्ययम् ।
अखंडानंदमेकं यत्तद्ब्रह्मेत्यवधारयेत् ॥

જેને વેદાંતો આત્માથી ભિન્ન સર્વ જડવસ્તુનો ત્યાગ કરાવી પરમાર્થરૂપે લક્ષણાવૃત્તિવડે જણાવે છે, જે વિકારરહિત, એક અખંડ આનંદસ્વરૂપ છે તેજ બ્રહ્મ છે એમ નિશ્ચય કરવો.

શંકા.–નિરતિશય આનંદયુક્ત તો બ્રહ્મા આદિ દેવો પણ છે એમ શાસ્ત્રો કહેછે; તમે કેવળ બ્રહ્મનેજ નિરતશય આનંદસ્વરૂપ કેમ કહોછો?

अखंडानंदरूपस्य तस्यानंदलवाश्रिताः ।
ब्रह्माद्यास्तारतम्येन भवंत्यानंदिनोऽखिलाः ॥

ઉત્તર.–અખંડ, આનંદ સમુદ્ર બ્રહ્મનો લેશમાત્ર આનંદ પામીને, બ્રહ્મા આદિ સર્વે દેવો વત્તા–ઓછા આનંદયુક્ત થયા છે, અર્થાત્ બ્રહ્મામાં બ્રહ્માનંદનો લેશ છે, તે કરતાં બૃહસ્પતિમાં સો-

અણો આનંદ ઓછો, તેથી ઇંદ્રનો ઓછો એ પ્રમાણે બ્રહ્માથી મનુષ્યપર્યંત સર્વમાં ઉત્તરોત્તર ન્યૂન ન્યૂન આનંદ છે. સર્વ આનંદનો અંતર્ભાવ બ્રહ્માનંદમાં છે માટે જ્ઞાની પુરૂષ વિદેહમુક્તિ અવસ્થામાં પૂર્ણ બ્રહ્માનંદમાંજ સ્થિતિ પામેછે.

શંકા.–જેના આનંદના લેશને સર્વ બ્રહ્માદિ દેવો ભોગવે છે તે બ્રહ્મ કયાં છે? શું તે લોકાંતરમાં છે?

**तद्युक्तमखिलं वस्तु व्यवहारस्तदन्वितः ।**
**तस्मात्सर्वगतं ब्रह्म क्षीरे सर्पिरिवाखिले ॥**

ઉત્તર.—તે સત્ ચિત્ તથા આનંદસ્વરૂપ બ્રહ્મવડે યુક્ત સર્વ ઘટપટ આદિ વસ્તુ અસ્તિ ભાતિ પ્રિયરૂપે પ્રકાશે છે તથા સર્વ વ્યવહાર પણ તે બ્રહ્મવડેજ સિદ્ધ થાયછે, માટે જેમ દુધમાં સર્વત્ર ઘી રહ્યું છે તેમ બ્રહ્મ પણ સર્વત્ર વ્યાપ્ત છે.

(એપ્રમાણે સર્વ જગતમાં બ્રહ્મ વ્યાપ્ત છતાં પણ તે અસંગ હોવાથી જગતના ધર્મનો સ્પર્શ સરખો પણ તેને થતો નથી તે વાર્ત્તા કહેછે.)

**अनण्वस्थूलमह्रस्वमदीर्घमजमव्ययम् ।**
**अरूपगुणवर्णाख्यं तद्ब्रह्मेत्यवधारयेत् ॥**

જે વસ્તુ અણુ (સૂક્ષ્મ) નથી, સ્થૂલ નથી, ટુંકી નથી, લાંબી નથી તથા જે જન્મરહિત અવિનાશી તથા રૂપ, ગુણ, વર્ણ અને સંજ્ઞા (નામ) રહિત છે, તેજ બ્રહ્મ છે એમ નિશ્ચયવડે જાણવું.

**यद्भासा भासतेऽर्कादिर्भास्यैर्यत्तु न भास्यते ।**
**येन सर्वमिदं भाति तद्ब्रह्मेत्यवधारयेत् ॥**

જેના જ્ઞાનરૂપ પ્રકાશવડે સૂર્ય આદિ પ્રકાશે છે; પરંતુ જેના પ્રકાશવડે પ્રકાશ પામનારા સૂર્ય આદિવડે જે, પ્રકાશ પામતું નથી, તથા જેવડે આ સંપૂર્ણ જગત્ પ્રકાશે છે તે બ્રહ્મ છે એમ જાણવું.

**स्वयमंतर्बहिर्व्याप्य भासयन्नखिलं जगत् ।**
**ब्रह्म प्रकाशते वह्निप्रतप्तायसपिंडवत् ।**

જેમ અગ્નિમાં તપાવેલા ગોળામાં, અગ્નિ, બહાર તથા અંતર વ્યાપીને પ્રકાશે છે તેમજ બ્રહ્મ, સંપૂર્ણ જગતની માંહે તથા બહાર વ્યાપ્ત થઇને પોતે પ્રકાશે છે તથા જગતને પણ પ્રકાશિત કરેછે.

**जगद्विलक्षणं ब्रह्म ब्रह्मणोऽन्यन्न किंचन ।**
**ब्रह्मान्यद्भाति चेन्मिथ्या यथा मरुमरीचिका ॥**

આ જગત્ જે અસત્, જડ તથા દુઃખરૂપ છે, તેથી બ્રહ્મ વિલક્ષણ છે એટલે સત્ ચિત્ તથા આનંદ સ્વરૂપ છે, માટે બ્રહ્મથી ભિન્ન કોઈપણ વસ્તુ નથી. જો બ્રહ્મથી ભિન્ન કોઇ વસ્તુ પ્રતીત થતી હોય તો તે મૃગજળની પેઠે મિથ્યા પ્રતીત થાયછે.

**दृश्यते श्रूयते यद्यद्ब्रह्मणोऽन्यन्न तद्भवेत् ।**
**तत्त्वज्ञानाच्च तद्ब्रह्म सच्चिदानंदमद्वयम् ॥**

જે જે વસ્તુ નેત્રવડે દેખાય છે તથા કાનવડે સંભળાય છે તે તે વસ્તુ બ્રહ્મથી ભિન્ન નથી પરંતુ બ્રહ્મજ છે. તે બ્રહ્મ સત્ ચિત્ આનંદસ્વરૂપ છે તથા ભેદરહિત છે એ વાર્ત્તાને તત્વવેત્તા પુરૂષો તત્વજ્ઞાનવડે જાણેછે.

શંકા.-તમે જગતને સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપ કહોછો ત્યારે તેવું કેમ દેખાતું નથી?

सर्वगं सच्चिदात्मानं ज्ञानचक्षुर्निरीक्षते ।
अज्ञानचक्षुर्नेक्षेत भास्वंतं भानुमंधवत् ॥

ઉત્તર.-જેને જ્ઞાનરૂપી નેત્ર છે તે સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માને સર્વત્ર વ્યાપ્ત દેખેછે, પરંતુ જેમ આંધળો આકાશમાં પ્રકાશી રહેલા સૂર્યનારાયણને દેખતો નથી તેમજ અનાદિ અવિદ્યાવડે આચ્છાદન પામેલી દૃષ્ટિવાળો પુરૂષ પોતાનાજ શરીરમાં સાક્ષીરૂપે પ્રકાશમાન આત્મસ્વરૂપને જોઈ શકતો નથી.

શંકા.-જ્ઞાનરૂપ નેત્રવાળો પુરૂષ, પોતાના વિવેકબળવડે દેહ ઇંદ્રિયાદિના અધ્યાસરૂપ મળ તે દૂર કરેછે છતાં અનાદિવાસનાને-લીધે ફરી તેને દેહાદિને વિષે અહંબુદ્ધિ થઈ જાયછે માટે તેને સદાસ્વરૂપને વિષે સ્થિતિરૂપ મુક્તિ કેમ મળી શકે?

श्रवणादिभिरुद्दीप्तो ज्ञानाग्निपरितापितः ।
जीवः सर्वमलान्मुक्तः स्वर्णवद्द्योतते स्वयम् ॥

ઉત્તર.—જેમ સુવર્ણ, અગ્નિમાં તપાવ્યાથી અન્ય ધાતુના ભેગરૂપી મેલને તજી દઇને શુદ્ધ કુંદન રૂપે પ્રકાશે છે, તેમજ શ્રવણ મનન તથા નિદધ્યાસનવડે પ્રદીપ્ત થએલા જ્ઞાનાગ્નિમાં તપેલો (શુદ્ધ થએલો) જીવ, અવિદ્યા આદિ સર્વ મેલનો દાહ કરી પોતે શુદ્ધ સચ્ચિદાનંદ સ્વરૂપે પ્રકાશે છે.

શંકા.—એ પ્રકારે શુદ્ધ થએલો આત્મા કેવો હોયછે? કયાં પ્રકટ થાય છે? તથા કેને પ્રકાશ કરેછે?

**हृदाकाशोदितो ह्यात्मा बोधभानुस्तमोऽपहृत् ।**
**सर्वव्यापी सर्वधारी भाति सर्वं प्रकाशते ॥**

ઉત્તર.—તે આત્માના જ્ઞાનરૂપી સુર્ય, અધિકારીના હૃદયાકાશમાં ઉદય પામી અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરેછે. તે સર્વત્ર વ્યાપક છે, સર્વને ધારી રહ્યો છે તથા સર્વને પ્રકાશ કરે છે.

શંકા.—જ્ઞાનપ્રાપ્તિમાં પ્રતિબંધક દોષોને નિવૃત્ત કરવાસારૂ મુમુક્ષુ પુરૂષે પણ પ્રયાગાદિ તીર્થને સેવવાં જોઇએ કે નહીં ?

**दिग्देशकालाद्यनपेक्ष्य सर्वगं शीतादिहृन्नित्यसुखं निरंजनम् ।**
**यः स्वात्मतीर्थं भजते विनिष्क्रियः स सर्ववित्सर्वगतोऽमृतो भवेत्॥**

ઉત્તર.—જે સર્વ ક્રિયારહિત તત્ત્વવેત્તા પુરૂષ પોતાના આત્મારૂપ તીર્થને સેવેછે અર્થાત્ તેનુંજ મનન કરેછે તેજ સર્વજ્ઞ છે, સર્વ વ્યાપક છે તથા મુક્ત છે. તેને અન્ય તીર્થ સેવવાની અપેક્ષા નથી, કારણ કે આત્મ તીર્થ સર્વ તીર્થ કરતાં અધિક છે. તે આ પ્રમાણેઃ—પ્રયાગાદિતીર્થ એક દિશામાં તથા એક દેશમાં રહેલ છે તથા આત્મ તીર્થ સર્વત્ર વ્યાપક છે. અન્ય તીર્થોને ગ્રહણ આદિ કાળની અપેક્ષા છે અને આત્મ તીર્થ તો સદા પવિત્ર છે, અન્ય તીર્થ શીતાદિ આપનાર છે અને આત્મતીર્થ તો શીત ઉષ્ણાદિ દ્વંદ્વ ધર્મોનું નાશ કરનાર છે. અન્ય તીર્થમાં ગારો હોય છે અને આત્મતીર્થ અવિદ્યા આદિ મળરહિત છે તથા સદા સુખરૂપ છે. માટે આત્મતીર્થ સેવનાર પુરૂષને અન્ય તીર્થની જરૂર નથી.

**इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छं-**
**कराचार्यकृत आत्मबोधः समाप्तः ॥**

ॐ

तत् सत् परमात्मने नमः

## अथ श्रीमच्छंकराचार्यविरचिता

# वाक्यवृत्तिः



सर्गस्थितिप्रलयहेतुमचिंत्यशक्तिं
विश्वेश्वरं विदितविश्वमनंतमूर्तिम् ।
निर्मुक्तबंधनमपारसुखांबुराशिं
श्रीवल्लभं विमलबोधघनं नमामि ॥ १ ॥

જે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ છે, જેની માયા નામની શક્તિ અચિંત્ય અર્થાત્ અનિર્વચનીય છે, જે વિશ્વના સ્વામી છે, જે વિશ્વના સાક્ષી છે, જેનાં અનંત શરીરો છે, જે બંધરહિત છે, જે અપાર સુખના સમુદ્ર છે તથા માયા તેમજ તેના કાર્યરૂપ મળ રહિત જ્ઞાન એજ જેનું વાસ્તવ સ્વરૂપ છે એવા શ્રીલક્ષ્મીપતિને હું નમસ્કાર કરૂંછું.

यस्य प्रसादादहमेव विष्णुर्मय्येव सर्वं परिकल्पितं च ।
इत्थं विजानामि सदात्मरूपं तस्यांघ्रिपद्मं प्रणतोऽस्मि नित्यं ॥२॥

હું પોતેજ વિષ્ણુ છું તથા મારેવિષેજ સંપૂર્ણ વિશ્વ કલ્પિત છે. એ પ્રકારે જેના પ્રસાદથી હું આત્મસ્વરૂપનો સદા પ્રત્યક્ષ અનુભવ કરૂં છું, તે શ્રીસદ્ગુરૂના ચરણારવિંદમાં નિરંતર પ્રણામ કરૂં છું.

आचार्यवान् पुरुषो वेद (જે પુરૂષ ગુરૂને શરણ થએલો હોય છે તે-નેજ જ્ઞાન થાય છે.) ઇત્યાદિ શ્રુતિઓ ઉપરથી જણાયછે કે શિષ્યને બ્રહ્મ-વિદ્યાની પ્રાપ્તિ કેવળ ગુરૂથીજ થાય છે માટે ગુરૂ શિષ્યના પ્રશ્નોત્તરના સ્વ-રૂપમાં તત્ત્વનું નિરૂપણ કરવામાટે ગ્રંથકાર પ્રથમ શિષ્યનું લક્ષણ કહેછે.

**तापत्रयार्कसंतप्तः कश्चिदुद्विग्नमानसः ।**
**शमादिसाधनैर्युक्तः सद्गुरुं परिपृच्छति ॥ ३ ॥**

ત્રિવિધ[1] તાપરૂપી સૂર્યવડે તપેલો, ઐહિક આમુષ્મિક ભો-ગોથી વિરક્ત તથા શમાદિ સાધનવાળો કોઈ મુમુક્ષુ અધિકારી, શ્રી સદ્ગુરૂને પૂછેછે.

**अनायासेन येनास्मान्मुच्येयं भवबंधनात् ॥**
**तन्मे संक्षिप्य भगवन् केवलं कृपया वद ॥ ४ ॥**

પરિશ્રમરહિત જે સાધનવડે, હું સંસારરૂપ બંધનથી મુક્ત થાઉં તે સાધન, હે ભગવન્! કેવળ કૃપા કરીને મને કહો.

**साध्वी ते वचनव्यक्तिः प्रतिभाति वदामि ते ।**
**इदं तदिति विस्पष्टं सावधानमनाः शृणु ॥ ५ ॥**

---

૧ **અધ્યાત્મતાપ**-રોગાદિથી થતું દુઃખ; **અધિભૂતતાપ**—ચોર, સર્પ, વાઘ આદિ અન્ય પ્રાણીથી થતું દુઃખ તથા **અધિદૈવતાપ**—ટાઢ, તડકો, પવન, વરસાદ આદિથી થતી પીડા.

હે શિષ્ય! તમારી વાણીની રચના ઘણી સારી છે, માટે હે શિષ્ય! "આજ મુક્તિનું સાધન છે." એમ સ્પષ્ટ રીતે હું તને મુક્તિનું સાધન કહુંછું તે તું એકાગ્ર ચિત્તવડે શ્રવણ કર.

હવે શ્રીસદ્‌ગુરૂ શિષ્યને મુક્તિનું સાધન કહેછે.

**तत्त्वमस्यादिवाक्योत्थं यज्जीवपरमात्मनोः ।**
**तादात्म्यविषयं ज्ञानं तदिदं मुक्तिसाधनम् ॥ ६ ॥**

"तत्त्वमसि" આદિ મહા વાક્યના શ્રવણવડે થએલું જે જીવાત્મા તથા પરમાત્માનું એકસ્વરૂપે જ્ઞાન અર્થાત્ સાક્ષાત્કાર, એજ મુક્તિનું સાધન છે.

**को जीवः कः परश्चात्मा तादात्म्यं वा कथं तयोः ।**
**तत्त्वमस्यादिवाक्यं वा कथं तत् प्रतिपादयेत् ॥ ७ ॥**

શિષ્ય—જીવ કોણ? તથા પરમાત્મા કોણ? અર્થાત્ એ બંનેના સ્વરૂપને હું જાણતો નથી. એ અજ્ઞાત (નહીં જાણેલા) જીવ તથા ઈશ્વર જે પરસ્પર વિલક્ષણ છે તેમની એકરૂપતા કેમ ઘટે? તથા એ અજ્ઞાત જીવ ઈશ્વરનો અભેદ "तत्त्वमसि" આદિ મહાવાક્યો પણ કેમ પ્રતિપાદન કરે?

**अत्र ब्रूमः समाधानं कोन्यो जीवस्त्वमेव हि ।**
**यस्त्वं पृच्छसि मां कोहं ब्रह्मैवासि न संशयः ॥ ८ ॥**

ગુરૂ—હે શિષ્યો! તેં પુછેલા પ્રશ્નોનું સમાધાન આપુંછું કે, અન્ય વળી જીવ કોણ હોય? તુંજ જીવ છે અર્થાત્ ઇંદ્રિય અંતઃકરણ આદિનો સાક્ષી છે તેજ જીવ છે. તું જેમને પૂછે છે કે "હું કોણ છું?" તેનો ઉત્તર એટલોજ કે તું બ્રહ્મજ છે એમાં જરા પણ સંશય નથી.

**पदार्थमेव जानामि नाद्यापि भगवन् स्फुटम् ।**
**अहं ब्रह्मेति वाक्यार्थं प्रतिपद्ये कथं वद ॥ ९ ॥**

શિષ્ય—હે ભગવન્! આપે કહ્યું એ ઉપરથી માત્ર પદાર્થજ જાણુંછું, પરંતુ "अहंब्रह्मास्मि" એ મહાવાક્યનો અર્થ શીરીતે જાણી શકું? માટે મહાવાક્યનો અર્થ સ્ફુટ સમજાય તેવી રીતે કહો.

**सत्यमाह भवानत्र विगानं नैव विद्यते ।**
**हेतुः पदार्थबोधो हि वाक्यार्थावगतेरिह ॥ १० ॥**

ગુરૂ—તેં ખરૂં કહ્યું. મહાવાક્યમાં પદાર્થનું જ્ઞાન એજ વાક્યાર્થ જ્ઞાનનું સાધનભૂત છે; માટે તારૂં કહેવું કંઇ દોષયુક્ત નથી; યથાર્થ છે.

વાક્યાર્થજ્ઞાનમાં પદાર્થજ્ઞાન કારણ હોવાથી "तत्" પદ અને "त्वं" પદના અર્થનું નિરૂપણ ઉપસ્થિત થતાં, પ્રથમ પ્રસિદ્ધ "त्वं" પદાર્થનું નિરૂપણ સત્તર શ્લોકવડે કરેછે.

**अंतःकरणतद्वृत्तिसाक्षी चैतन्यविग्रहः ।**
**आनंदरूपः सत्यः सन् किं नात्मानं प्रपद्यसे ॥ ११ ॥**

તું, અંતઃકરણ તથા તેની વૃત્તિઓનો સાક્ષી છે, ચૈતન્ય સ્વરૂપ છે, આનંદસ્વરૂપ છે, તથા ત્રણે અવસ્થામાં બાધરહિત છે છતાં કેમ તું તારા સ્વરૂપને જાણતો નથી.

**सत्यानंदस्वरूपं धीसाक्षिणं बोधविग्रहम् ।**
**चिंतयात्मतया नित्यं त्यक्त्वा देहादिगां धियम् ॥ १२ ॥**

દેહાદિમાંથી આત્મબુદ્ધિને તજી દઇને, "જે સત્ય તથા આનંદસ્વરૂપ છે, જે બુદ્ધિનો સાક્ષી છે તથા જ્ઞાનસ્વરૂપ છે તે હું છું;" એમ નિરંતર તું ચિંતન કર.

દેહાદિનેવિષે આત્મબુદ્ધિ ઘણા કાલથી રૂઢ થઇ ગઇ છે માટે તેનો ત્યાગ થવો સંભવતો નથી એવો શિષ્યનો અભિપ્રાય જાણીને તેમાંથી (દેહાદિમાંથી) આત્મબુદ્ધિ તજાવવામાટે શ્રીસદ્ગુરૂ, દેહાદિનું અનાત્મપણું શિષ્યને દેખાડે છે.

रूपादिमान् यतः पिंडस्ततोऽनात्मा घटादिवत् ।
वियदादिमहाभूतविकारत्वाच्च कुंभवत् ॥ १३ ॥

જેમ ઘડો, પાંચ ભૂતોનું કાર્ય છે તથા રૂપઆદિ ગુણવાળો છે માટે આત્મા નથી તેમ આ શરીર પણ પાંચ ભૂતોનું કાર્ય હોવાથી તથા રૂપ આદિ ગુણવાળું હોવાથી આત્મા નથી.

अनात्मा यदि पिंडोयमुक्तहेतुबलान्मतः ।
करामलकवत् साक्षादात्मानं प्रतिपादय ॥ १४ ॥

શિષ્ય—ઉપર બતાવેલાં કારણોના બળથી "આ શરીર આત્મા નથી" એ વાત જો સંમત હોય તો, ભલે દેહ અનાત્મા રહ્યો. હું તો, હથેળીમાં મુકેલાં આંબળાની પેઠે "હું આવો છું" એમ સાક્ષાત્ મારા સ્વરૂપને જાણું, તે રીતે હે ગુરૂ! આપ આત્માના સ્વરૂપનું પ્રતિપાદન કરો.

આત્માનું શરીરના સાક્ષીરૂપે પ્રતિપાદન કરેછે.

घटद्रष्टा घटाद्भिन्नः सर्वथा न घटो यथा ।
देहद्रष्टा तथा देहो नाहमित्यवधारयेत् ॥ १५ ॥

ગુરૂ—જેમ ઘડાનો દ્રષ્ટા (જોનારો) ઘડાથી જુદો છે માટે જેમ તે કોઇ પણ પ્રકારે ઘડો નથી તેમજ હું (આત્મા) પણ, દેહનો દ્રષ્ટા છું, માટે કોઇ પણ પ્રકારે હું શરીર નથીજ એવો નિશ્ચય કરવો.

શરીરને જોનાર ઇંદ્રિયો છે માટે ઇંદ્રિયો આત્મા છે એવા ઇંદ્રિયને આત્મા માનનાર (ચાર્વાકના એકદેશી) ના મતનું ખંડન કરે છે.

**एवमिंद्रियदृङ्नाहमिंद्रियाणीति निश्चिनु ।**
**मनोबुद्धिस्तथा प्राणो नाहमित्यवधारय ॥ १६ ॥**

"મારી નજર મંદ છે" "મારી નજર સૂક્ષ્મ છે" એ પ્રકારે હું ઇંદ્રિયોનો પણ દ્રષ્ટા હોવાથી ઇંદ્રિયો નથી. તેમજ સંકલ્પવિકલ્પવૃત્તિરૂપ મન, નિશ્ચયાત્મકબુદ્ધિ, તથા શ્વાસોચ્છ્વાસ-રૂપ પ્રાણ, એ સર્વનો હું સાક્ષી છું માટે, હું મન, બુદ્ધિ તથા પ્રાણરૂપ નથી એમ હે શિષ્ય તું નિશ્ચય કર.

દેહ ઇંદ્રિય આદિનો સમુદાય પણ સાક્ષી નથી, એ વાત કહેછે.

**संघातोऽपि तथा नाहमिति दृश्यविलक्षणम् ।**
**द्रष्टारमनुमानेन निपुणं संप्रधारय ॥ १७ ॥**

જેમ હું દેહ નથી, ઇંદ્રિયો નથી, તેમ દેહ ઇંદ્રિયના સમૂહ-રૂપ પણ નથી. "જેમ પંચ ભૂતના સંઘાત (સમૂહ) રૂપ ઘડાનો દ્રષ્ટા ઘડાથી જુદો છે, તેમ એ દેહ ઇંદ્રિય આદિના સંઘા-તનો દ્રષ્ટા પણ તે સંઘાતથી જુદો છે." એ પ્રકારના અનુમાન-વડે "આત્મા, દેહ આદિ સમુદાય, કે જે દશ્ય છે તેથી અત્યંત વિલક્ષણ છે." એવો વિવેકદષ્ટિથી નિશ્ચય કર.

**देहेंद्रियादयो भावा हानादिव्यापृतिक्षमाः ।**
**यस्य सान्निध्यमात्रेण सोहमित्यवधारय ॥ १८ ॥**

જેના સમીપપણાવડે, દેહ ઇંદ્રિય આદિ પદાર્થો, "કોઇ વસ્તુને ગ્રહણ કરવી, કોઇને છોડી દેવી" ઇત્યાદિ પોતપોતાનું કાર્ય કરવાને સમર્થ થાયછે, તે હું છું એવો નિશ્ચય કર.

જેમ ચમકપાણની સન્નિધીથી લોઢું ચેષ્ટા કરેછે તેમ આત્માની સન્નિધિથી દેહ વગેરે પદાર્થો પોતપોતાનો વ્યાપાર કરેછે.

**શિષ્ય.**—અવિકારી ચેતનપદાર્થની કેવળ સન્નિધિથી બુદ્ધિ આદિની પ્રવૃત્તિ સંભવતી નથી માટે ચેતનનેવિષે પણ બુદ્ધિ આદિની પ્રવૃત્તિ કરાવનારો કોઈ વિકાર માનવો જોઇએ; અને તે સ્વીકારવાથી "अविकार्योयमुच्यते" ઈત્યાદિ સ્મૃતિ વચન અપ્રમાણ થશે.

**अनापन्नविकारः सन्नयस्कांतवदेव यः ।**
**बुध्यादींश्चालयेत् प्रत्यक् सोहमित्यवधारय ॥ १९ ॥**

જેમ ચમકપાણ, પોતે વિકાર પામ્યાવિના પણ લોહને ચળાયમાન કરે છે, તેમ જે પ્રત્યક્ આત્મા પોતે નિર્વિકાર રહી બુદ્ધિ આદીને ચલાવે છે અર્થાત્ પોતપોતાના વ્યાપારમાં પ્રેરે છે તે હું છું, એમ નિશ્ચય કર.

**શિષ્ય.**—જેમ ગાડું જડ દેખાય છે તથા તેથી જુદો તેનો હાંકનાર ચેતન જણાય છે, તેજ પ્રમાણે દેહાદિનું જડપણું તથા તેથી જુદા આત્માનું ચેતનપણું કેમ જણાતું નથી ?

**अजडात्मवदाभांति यत्सान्निध्याज्जडा अपि ।**
**देहेंद्रियमनःप्राणाः सोहमित्यवधारय ॥ २० ॥**

ગુરૂ—સ્વપ્ન અવસ્થામાં દેહ તથા ઇંદ્રિયો દ્રષ્ટા નથી હોતાં માટે તેઓ કદી દશ્ય હોવાથી અચેતન હો પરંતુ મન ચેતન શા માટે નહીં ?

**अगमन्मे मनोन्यत्र सांप्रतं च स्थिरीकृतम् ।**
**एवं यो वेत्ति धीवृत्तिं, सोहमित्यवधारय ॥ २१ ॥**

"આટલીવાર સુધી મારૂં મન અન્ય વસ્તુ માગતું હતું; હાલ એ વસ્તુને ભૂલી જઈ સ્થિર કર્યું છે, અર્થાત્ સમીપ રહેલી વસ્તુમાં લગાડયું છે." એ પ્રમાણે જે અંતઃકરણની વૃત્તિઓને જાણે છે, તે હું છું એમ હે શિષ્ય! તું નિશ્ચય કર.

શિષ્ય.—મન એ બુદ્ધિની વૃત્તિરૂપ હોવાથી તે કદી દૃશ્ય હો, પરંતુ બુદ્ધિ, કે જે વૃત્તિમાત્રનું ઉપાદાન છે તેનું દૃશ્યપણું કેમ સંભવે ?

**स्वप्नजागरिते सुप्तिं भावाभावौ धियां तथा ।**
**यो वेत्त्यविक्रियः साक्षात्सोहमित्यवधारय ॥ २२ ॥**

ગુરૂ—બુદ્ધિ, સ્વપ્ન અવસ્થાને તથા જાગૃત અવસ્થાને જાણે છે; કારણ કે તે વખતે તે હોય છે. પરંતુ સુષુપ્તિમાં બુદ્ધિ હોતી નથી, કારણ કે તે વખતે તેનો અવિદ્યામાં લય થએલો હોય છે, અને આત્મા, જે ત્રણે અવસ્થા તે સાક્ષાત જાણે છે તથા સ્વપ્નમાં તેમજ જાગૃત અવસ્થામાં બુદ્ધિના સદ્‌ભાવને, અને સુષુપ્તિમાં તેના અભાવને પણ જાણે છે તે બુદ્ધિનો દ્રષ્ટા નિર્વિકાર ચૈતન્યસ્વરૂપ આત્મા હું છું એમ નિશ્ચય કર.

એ પ્રમાણે અચેતનપણાને લીધે દેહાદિ અનાત્મ વસ્તુ છે એમ સુચવીને તથા દેહાદિથી વિલક્ષણ હોવાથી આત્મા ચૈતન્યસ્વરૂપ છે એમ પ્રતિપાદન કરીને હવે દેહ આદિથી વિલક્ષણપણાને લીધે સિદ્ધ થએલા આત્માના ચેતનપણાનો, દૃષ્ટાંત આપી ઉપસંહાર કરે છે.

**घटावभासको दीपो घटादन्यो यथेष्यते ।**
**देहावभासको देही तथाहं बोधविग्रहः ॥ २३ ॥**

જેમ દિવો ઘડાને પ્રકાશ કરનારો હોવાથી ઘડાથી જુદો છે તેમજ દેહને પ્રકાશ કરનાર હોવાથી દેહથી ભિન્ન, હું ચૈતન્યસ્વરૂપ આત્મા છું.

હવે આત્માનું આનંદસ્વરૂપ પ્રતિપાદન કરેછે.

**पुत्रवित्तादयो भावा यस्य शेषतया प्रियाः ।**
**द्रष्टा सर्वप्रियतमः सोहमित्यवधारय ॥ २४ ॥**

પુત્ર, ધન, આદિ પદાર્થો જે આત્માને અનુકૂળ હોવાથી પ્રિય છે, તે આત્મા પુત્ર આદિ સર્વ પદાર્થ કરતાં અધિક પ્રિય છે. તે આત્મા, હું છું એમ તું નિશ્ચય કર્ય. શ્રુતિ પણ કહેછે કે "आत्मनः कामाय सर्वं प्रियं भवति." (આત્માનું પ્રિય કરનાર હોવાથી સર્વ પદાર્થ પ્રિય છે.)

ઉપર પ્રમાણે આત્મા આનંદસ્વરૂપ છે એ વાત કહી, હવે આત્મા અત્યંત પ્રેમનો વિષય હોવાથી તે ત્રણે કાળમાં સત્યસ્વરૂપ છે એ વાત કહેછે.

**परप्रेमास्पदतया मानभूवमहं सदा ।**
**भूयासमिति यो द्रष्टा सोहमित्यवधारय ॥ २५ ॥**

'"હું કોઈ દિવસ ન હતો એમ ન હતું, કિંતુ સદા મારૂં અવસ્થાન હોવું જોઇએ" એ પ્રમાણે અત્યંત પ્રીતિનો વિષય જે દ્રષ્ટ છે, તે હું છું એમ તું જાણ.

હવે સાક્ષીને ત્વંપદાર્થરૂપે પ્રતિપાદન કરેછે.

**यः साक्षिलक्षणो बोधस्त्वंपदार्थः स उच्यते ।**
**साक्षित्वमपि बोधत्वमविकारितयात्मनः ॥ २६ ॥**

જે જ્ઞાનસ્વરૂપ આત્મા "तत्त्वमसि" આદિ મહાવાક્યવડે સાક્ષીસ્વરૂપે પ્રતીત થાયછે તે "तत्त्वमसि" મહાવાક્યમાં રહેલા त्वं પદનો અર્થ છે એમ કહેવાય છે. આત્માનું સાક્ષીપણું એટલે અન્યની સહાયતાવિના પોતાને વિષે કલ્પિત સંપૂર્ણ વિશ્વના દ્રષ્ટાપણું, તથા જ્ઞાનસ્વરૂપપણું, પોતાના નિર્વિકારપણાને લીધે છે.

**देहेंद्रियमनःप्राणाहंकृतिभ्यो विलक्षणः ।**
**प्रोज्झिताशेषषड्भावविकारस्त्वंपदाभिधः ॥ २७ ॥**

દેહ, ઇંદ્રિય, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર તથા પ્રાણથી જે વિલક્ષણ છે તથા એ કારણથીજ જે જન્મ આદિ છ[1] ભાવવિકાર રહિત છે તે ત્વંપદનો લક્ષ્ય અર્થ છે.

હવે તત્પદાર્થનું પ્રતિપાદન કરેછે.

**त्वमर्थमेवं निश्चित्य तदर्थं चिंतयेत्पुनः ।**
**अतद्व्यावृत्तिरूपेण साक्षाद्विधिमुखेन च ॥ २८ ॥**

પૂર્વે કહેલા 'त्वं' પદના અર્થને પ્રતિપાદન કરનારાં વાક્યોવડે તથા અન્ય શાસ્ત્રની પણ સહાયતાથી 'त्वं' પદના અર્થને સંશય ન રહે તેવી રીતે સમજીને પછી સંદેહ નિવૃત્તિ થાય ત્યાં લગી, "अथात आदेशो नेति नेति" એ શ્રુતિ કહેછે તેપ્રમાણે અનાત્મધર્મનો પરિત્યાગ કરીને, "सत्यं ज्ञानमनंतं ब्रह्म" ઇત્યાદિ સાક્ષાત્ બ્રહ્મના સ્વરૂપને પ્રતિપાદક શ્રુતિવાક્યોવડે "तत्" પદના અર્થનું વારંવાર ચિંતન કરવું.

---

૧ જન્મ, અસ્તિત્વ (હયાતી,) વૃદ્ધિ, પરિણામ, ક્ષય, અને નાશ એ છ ભાવવિકાર છે.

અનાત્મ ધર્મોના પરિત્યાગવડે "तत्" પદના અર્થનું નિરૂપણ કરેછે.

**निरस्ताशेषसंसारदोषोऽस्थूलादिलक्षणः ।**
**अदृश्यत्वादिगुणकः पराकृततमोमलः ॥ २९ ॥**

જેનેવિષે અવિદ્યારૂપ મેલ નથી, જે પ્રવૃત્તિનાં કારણરૂપ રાગ આદિ દોષરહિત છે, જેમાં સ્થૂળપણું સૂક્ષ્મપણું લાંબાપણું ટુંકાપણું, ઈત્યાદિ નથી તથા જે દૃશ્યપણું પરિચ્છિન્નપણું ઇત્યાદિ ધર્મરહિત છે.

હવે વિધિવાક્યવડે તત્પદના અર્થ (પરમાત્મા) નું નિરૂપણ કરેછે.

**निरस्तातिशयानंदः सत्यः प्रज्ञानविग्रहः ।**
**सत्तास्वलक्षणः पूर्णः परमात्मेति गीयते ॥ ३० ॥**

જે નિરવધિ આનંદસ્વરૂપ છે, જે સત્ય છે, જેનું જ્ઞાન એજ સ્વરૂપ છે, જે સત્તામાત્ર છે તથા જે પૂર્ણ છે તે પરમાત્મા એટલે "तत्" પદનો લક્ષ્યાર્થ છે એમ કહેવાયછે.

એપ્રમાણે વિધિવાક્ય અને નિષેધવાક્યવડે નિરૂપાધિ બ્રહ્મનું સ્વરૂપ પ્રતિપાદન કરીને હવે છ શ્લોકવડે માયોપાધિક બ્રહ્મના સ્વરૂપનું નિરૂપણ કરેછે.

**सर्वेशत्वं परेशत्वं तथा संपूर्णशक्तिता ।**
**वेदैः समर्थ्यते यस्य तद् ब्रह्मेत्यवधारय ॥ ३१ ॥**

જેનું સર્વજ્ઞપણું, પરમેશ્વરપણું તથા સંપૂર્ણ શક્તિ વેદ પ્રતિ, પાદન કરેછે તે બ્રહ્મ છે એમ તું નિશ્ચય કર.

**यज्ज्ञानात् सर्वविज्ञानं श्रुतिषु प्रतिपादितम् ।**
**मृदाद्यनेकदृष्टांतैस्तद्ब्रह्मेत्यवधारय ॥ ३२ ॥**

यथा सौम्येकेन मृत्पिडेन सर्वं मृन्मयं विज्ञातं स्याद्वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ॥ ઈત્યાદી શ્રુતિઓમાં મૃત્તિકા આદિનાં અનેક દૃષ્ટાંતોવડે જેના જ્ઞાનથી સર્વનું જ્ઞાન પ્રતિપાદન કર્યું છે તે બ્રહ્મ છે એમ તું નિશ્ચય કર.

यदानंत्यं प्रतिज्ञाय श्रुतिस्तत्सिद्धये जगौ ।
तत्कार्यत्वं प्रपंचस्य तद्ब्रह्मेत्यवधारय ॥ ३३ ॥

"एकमेवाद्वितीयं ब्रह्म" એ વાક્યવડે શ્રુતિ, જેના અનંતપણાથી પ્રતિજ્ઞા કરીને, એ અનંતપણાને સિદ્ધ કરવાસારૂ તેણીએ સંપૂર્ણ વિશ્વ તેનું કાર્ય છે એમ કહ્યું; તે, બ્રહ્મ છે એમ તું જાણ.

विजिज्ञास्यतया यत्तु वेदांतेषु मुमुक्षुभिः ।
समर्थ्यतेऽतियत्नेन तद्ब्रह्मेत्यवधारय ॥ ३४ ॥

यतो वा इमानि भूतानि जायंते (જેથી સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાય છે) ઈત્યાદિ વેદાંતવાક્યોને વિષે, મુમુક્ષુ પુરૂષો જેને મહાપ્રયત્નવડે વિચારવાયોગ્ય કહેછે તે બ્રહ્મ છે એમ તું જાણ.

जीवात्मना प्रवेशश्च नियंतृत्वं च तान् प्रति ।
श्रूयते यस्य वेदेषु तद्ब्रह्मेत्यवधारय ॥ ३५ ॥

જેનો જગત્માં જીવાત્મારૂપે પ્રવેશ તથા સર્વ જીવોપ્રતિ નિયંતાપણું વેદમાં કહેલ છે તે બ્રહ્મ છે એમ તું જાણ.

---

૧ હે પ્રિયદર્શન! જેમ એક માટીના પિંડના જ્ઞાનવડે તેનાં કાર્ય ઘટાદિ જ્ઞાન થાય છે, કારણ કે કાર્ય માત્ર વાણીએ આરંભેલ નામમાત્રજ છે, મૃત્તિકાજ સત્ય છે તેમ સર્વનું કારણ બ્રહ્મના જ્ઞાનવડે સંપૂર્ણ વિશ્વનું જ્ઞાન થાય છે.

**कर्मणां फलदातृत्वं यस्यैव श्रूयते श्रुतौ ।**
**जीवानां हेतुकर्तृत्वं तद्ब्रह्मेत्यवधारय ॥ ३६ ॥**

જેને શ્રુતિ કર્મફળને આપનાર કહે છે તથા સર્વ જીવના પ્રેરક કહે છે તે બ્રહ્મ છે એમ તું જાણ.

મહાવાકયમાં રહેલાં "तत्" પદ અને "त्वं" પદના અર્થનો નિઃસંદેહપણે વિચાર કરીને પછી વાકયાર્થનો વિચાર કરવો એ વાત કહે છે.

**तत्त्वंपदार्थौ निर्णीतौ वाक्यार्थश्चिन्त्यतेऽधुना ।**
**तादात्म्यमत्र वाक्यार्थस्तयोरेव पदार्थयोः ॥ ३७ ॥**

"तत्" પદના અર્થનો તથા "त्वं" પદના અર્થનો નિર્ણય

---

૧ नीलोत्पल (કાળું કમળ) એ વાકયમાં "नील" પદ અન્યરંગનાં કમળોથી જુદું પાડનાર હોવાથી "नील" (કાળું) એ उत्पल (કમળ) રૂપ વિશેષ્યની સાથે વિશેષણરૂપે જોડાય છે, તેમજ "उत्पल" પદ પણ "नील" ગુણને વસ્ત્ર વગેરેથી જુદો પાડીને "नील" વિશેષણ સાથે સંબંધ પામે છે. આ પ્રકારના સંબંધને "विशेषणविशेष्यभावसंसर्ग" તથા "दंडीदेवदत्तः" અર્થ दंडवाळो देवदत्त" એ વાકયમાં જેમ દંડવિશિષ્ટ (દંડવાળો) દેવદત્ત એવો વાકયાર્થ થાય છે તેમ "नीलोत्पलं" એ વાકયમાં "नील" ગુણવિશિષ્ટ (કાળા રંગવાળું) उत्पल (કમળ) એવો અર્થ ગ્રહણ કરીએ ત્યારે વિશિષ્ટવાકયાર્થ ગણાય છે. "तत्त्वमसि" મહાવાકયમાં બંને વાકયાર્થને ગ્રહણ કરેલ નથી, કારણ, "नीलोत्पल" એ વાકયમાં જેમ નીલગુણ અને ઉત્પલ પદાર્થ એ જુદી જુદી વસ્તુ છે તેમ મહાવાકયમાં નથી. તેમાં તો "तत्" પદનો અર્થ તથા "त्वं" પદનો અર્થ એ એકજ વસ્તુ છે, માટે તાદાત્મ્ય એટલે બંનેની એકરૂપતારૂપ વાકયાર્થ મહાવાકયમાં સ્વીકાર્યો છે.

કર્યો. હવે "तत्त्वमसि" એ મહાવાક્યના અર્થનો નિર્ણય કરીએ છીએ. વિશેષણવિશેષ્યાસંસર્ગ (સંબંધ) વિશિષ્ટ તથા તાદાત્મ્ય (એકરૂપપણું) એમ ત્રણ પ્રકારના વાક્યાર્થમાં "तत्त्वमसि" આદિવાક્યમાં "तत्" પદના અર્થ તથા ત્વંપદના અર્થનું તાદાત્મ્યરૂપ વાક્યાર્થ સ્વીકારેલ છે.

संसर्गो वा विशिष्टो वा वाक्यार्थो नात्र संमतः ।
अखंडैकरसत्वे स वाक्यार्थो विदुषां मतः ॥ ३८ ॥

વિશેષણવિશેષ્યભાવસંસર્ગરૂપ અથવા વિશિષ્ટરૂપ વાક્યાર્થ મહાવાક્યમાં સ્વીકારેલ નથી; કિંતુ "તે તું છો તથા તું તે છો" એ પ્રકારે અખંડ એકરસ વસ્તુની પ્રતીતિરૂપ વાક્યાર્થ વિદ્વાનોએ સ્વીકાર્યો છે આવા વાક્યાર્થને તાદાત્મ્યરૂપ વાક્યાર્થ કહે છે.

प्रत्यग्बोधो य आभाति सोद्वयानंदलक्षणः ।
अद्वयानंदरूपश्च प्रत्यग्बोधैकलक्षणः ॥ ३९ ॥

અંતઃકરણ ઉપાધિયુક્ત જ્ઞાનસ્વરૂપ જે ત્વંપદનો લક્ષ્ય અર્થ છે તેજ અખંડ આનંદસ્વરૂપ તત્પદનો લક્ષ્ય અર્થ છે, તથા અદ્વિતીય આનંદસ્વરૂપ જે તત્પદનો લક્ષ્ય અર્થ, તેજ ત્વંપદનો લક્ષ્ય અર્થ જ્ઞાનસ્વરૂપ પ્રત્યક્ આત્મા છે.

**શિષ્ય.**—એ પ્રકારે તત્પદનો લક્ષ્યાર્થ તથા ત્વંપદનો લક્ષ્યાર્થ એ બંનેના અત્યંત અભેદરૂપ મહાવાક્યના અર્થનું જ્ઞાન થવાથી શું ફળ છે?

इत्थमन्योन्यतादात्म्यप्रतिपत्तिर्यदा भवेत् ॥
अब्रह्मत्वं त्वमर्थस्य व्यावर्तेत तदैव हि ॥ ४० ॥

ગુરૂ—જે ત્વંપદના અર્થનું સ્વરૂપ છે તેજતત્પદના અર્થનું સ્વરૂપ છે એવી રીતે બંને પદના અર્થનું જ્યારે અત્યંત અભેદ-જ્ઞાન થાય છે ત્યારે તત્કાળ આત્માનું કર્તૃત્વ ભોક્તૃત્વ આદિ સંસારીપણું મટી જાય છે.

**तदर्थस्य च पारोक्ष्यं यद्येवं किं ततः शृणु ।**
**पूर्णानंदैकरूपेण प्रत्यग्बोधोऽवतिष्ठते ॥ ४१ ॥**

તેમજ તત્પદનો અર્થ જે બ્રહ્મ તેનું પરોક્ષપણું નિવૃત્ત થાય છે. એમ થવાથી શું ફળ છે? એવી શંકા હે શિષ્ય! તને થાય તો તેનો ઉત્તર સાંભળ. ત્વંપદના અર્થનું સંસારીપણું તથા તત્પદાર્થનું પરોક્ષપણું દૂર થવાથી જે અંતઃકરણ ઉપાધિયુક્ત જ્ઞાનસ્વરૂપ પ્રત્યક આત્મા છે તે સદા પરિપૂર્ણ આનંદસ્વરૂપે રહે છે.

**तत्त्वमस्यादिवाक्यं च तादात्म्यप्रतिपादने ।**
**लक्ष्यौ तत्त्वंपदार्थौ द्वावुपादाय प्रवर्तते ॥ ४२ ॥**

તત્પદના લક્ષ્યાર્થને તથા ત્વંપદના લક્ષ્યાર્થને ગ્રહણ કરીને तत्त्वमसि આદિ મહાવાક્ય, જીવનો તથા બ્રહ્મનો અભેદ પ્રતિપાદન કરવા માટે પ્રવર્ત્તે છે. તત્પદના તથા ત્વંપદના વાચ્ય અર્થનો અભેદ થઈ શકતો નથી.

**हित्वा द्वौ शबलौ वाच्यौ वाक्यं वाक्यार्थबोधने ।**
**यथा प्रवर्ततेऽस्माभिस्तथा व्याख्यातमादरात् ॥ ४३ ॥**

ઉપાધિસહિત તત્પદના વાચ્ય અર્થનો તથા ત્વંપદના વાચ્ય અર્થનો ત્યાગ કરીને મહાવાક્ય જે પ્રકારે અખંડ વાક્યાર્થનો બોધ કરવામાં પ્રવર્ત્તે છે તે પ્રકારે અમે આદરસહિત વ્યાખ્યાન કર્યું.

તત્પદનો અને ત્વંપદનો વાચ્ય અર્થ, જેને મુખ્ય અર્થ પણ કહેછે તેને સંક્ષેપમાં કહેછે.

**आलंबनतयाऽऽभाति योऽस्मत् प्रत्ययशब्दयोः ।**
**अंतःकरणसंभिन्नबोधः स त्वंपदाभिधः ॥ ४४ ॥**

જે અંત:કરણરૂપ ઉપાધિસહિત ચૈતન્ય, "હું" એવા શબ્દ તથા હું એવા જ્ઞાનના વિષયરૂપે ભાસે છે, તે ત્વંપદનો વાચ્ય અર્થ જીવ છે.

**मायोपाधिर्जगद्योनिः सर्वज्ञत्वादिलक्षणः ।**
**पारोक्ष्यशबलः सत्याद्यात्मकस्तत्पदाभिधः ॥ ४५ ॥**

જે સમષ્ટિ અજ્ઞાનનો આશ્રય તથા વિષય હોવાથી મેલથી ઢંકાયલા દર્પણની પેઠે માયાવડે આવૃત છે, જે જગતરૂપી ભ્રમનું અધિષ્ઠાન છે, સર્વજ્ઞ, સર્વ શક્તિમાન છે, જે પરોક્ષ છે, તથા જે અખંડ જ્ઞાનસ્વરૂપ તથા આનંદસ્વરૂપ છે તે 'तत्' પદનો વાચ્ય અર્થ ઈશ્વર છે.

હવે બંને પદના વાચ્ય અર્થનો વિરોધ બતાવે છે.

**प्रत्यक्परोक्षतैकस्य सद्वितीयत्वपूर्णता ।**
**विरुध्यते यतस्तस्माल्लक्षणा संप्रवर्तते ॥ ४६ ॥**

તત્પદના તથા ત્વંપદના વાચ્ય અર્થનો અભેદ પ્રતિપાદન કરવામાં એકજ વસ્તુને વિષે પ્રત્યક્પણું, પરોક્ષપણું, પરિચ્છિન્નપણું તથા વ્યાપકપણું વિરોધ પામે છે અર્થાત્ સંભવતું નથી માટે મહાવાક્યમાં શક્તિવૃત્તિ, પ્રવર્ત્તતી નથી પણ લક્ષણાવૃત્તિ પ્રવર્ત્તે છે.

मानांतरविरोधे तु मुख्यार्थस्य परिग्रहे ।
मुख्यार्थेनाविनाभूते प्रतीतिर्लक्षणोच्यते ॥ ४७ ॥

વાક્યમાં રહેલા પદનો મુખ્ય અર્થ ગૃહણુ કરવામાં પ્રત્યક્ષ આદિ પ્રમાણવડે વિરોધ આવે તો, મુખ્ય અર્થની સાથે સંબંધ રાખનારા અન્ય અર્થની જે પ્રતીતિ તેને લક્ષણવૃત્તિ કહેછે.

**વિવેચન.**—કોઈ વાકયમાં અમુક પદનો મુખ્ય અર્થ એટલે શબ્દ સાંભળતાંજ તુરત પ્રતીત થતો અર્થ ગ્રહણ કરવામાં પ્રત્યક્ષ આદિ પ્રમાણનો વિરોધ આવતો હોય તો તે મુખ્ય અર્થની સાથે હમેશ સંબંધ રાખનારા અર્થની જે તે પદવડે પ્રતીતિ થવી તેને લક્ષણા વૃત્તિ કહે છે. એ લક્ષણા "જહતી, અજહતી તથા જહત્ અજહતી," એમ ત્રણ પ્રકારની છે.

गंगायां घोषः—( ગંગામાં નેસ ) એ વાકયમાં ગંગા શબ્દનો મુખ્ય અર્થ પ્રવાહ તજીને પ્રવાહ સાથે નિત્ય જોડાએલા કાંઠાને-વિષે ગંગા શબ્દનું વર્ત્તવું તે જહત્‌લક્ષણા. આ લક્ષણા, ગંગા-પદમાં માનવાનું કારણ એ કે ગંગાપદનો મુખ્ય અર્થ પ્રવાહને વિષે ઘોષ એટલે નેસની સ્થિતિ પ્રત્યક્ષ આદિ પ્રમાણવડે સંભ-વતી નથી.

"श्वेतो धावति" ( શ્વેત દોડે છે )એ વાકયમાં શ્વેતગુણને દો-ડવું એ પ્રત્યક્ષ પ્રમાણથી વિરૂદ્ધ છે માટે શ્વેત શબ્દની શ્વેતગુ-ણયુક્ત ઘોડાને વિષે જે પ્રવૃત્તિ તે અજહલ્લક્ષણા. કારણ કે મુખ્ય અર્થ શ્વેતગુણનો ત્યાગ ન થતાં શ્વેતગુણ સહિત અશ્વ ( ઘોડા ) નો થાયછે.

---

૧ પ્રતિ શરીરમાં દેહાદિથી વિલક્ષણરૂપે પ્રકાશતું તેજ એટલે સર્વા-તરપણું.

सोयं देवदत्तः (તે આ દેવદત્ત) એ વાકયમાં 'तत्' પદનો મુખ્ય અર્થ જે 'તે દેશ કાળ વિશિષ્ટ' (તે દેશ કાળમાં સ્થિત) તથા 'अयं' પદનો મુખ્ય અર્થ જે આ દેશ કાળ વિશિષ્ટ (આ દેશ તથા કાળમાં સ્થિત) એ બંનેની એકતા સંભવતી નથી. માટે તે દેશ કાળ તથા આ દેશ કાળ વિશિષ્ટપણાને ત્યાગી, કેવળ દેવદત્તના શરીરમાં જે तत्પદની તથા त्वंપદની પ્રવૃત્તિ, તે જહત્ અજહત્ લક્ષણુ કહેવાય છે. કારણુ કે દેશ કાળરૂપ વિશેષ અંશને ત્યાગ કરીને વિશેષ્ય અંશને વિષે શબ્દ પ્રવર્ત્તે છે.

ત્યારે "तत्त्वमसि" આદિ મહાવાકયમાં કઈ લક્ષણા? એવી શંકાનું ઉત્તર.

**तत्त्वमस्यादिवाक्येषु लक्षणा भागलक्षणा ।**
**सोयमित्यादिवाक्यस्य पदयोरिव नापरा ॥ ४८ ॥**

જેમ "सोयंदेवदतः" એ વાકયમાં સઃપદનો મુખ્ય અર્થ "તે દેશ કાળ વિશિષ્ટ" તથા अयं પદનો તો મુખ્ય અર્થ "આ દેશ કાળ વિશિષ્ટ" એ બન્નેની એકતા ન સંભવતાં, તે બન્નેમાંથી વિશિષ્ટપણું તજીને દેવદત્ત માત્રમાં सः તથા अयं પદ વર્ત્તે છે તેમ "तत्त्वमसि" મહાવાકયમાં પણુ तत्પદના તથા त्वंપદના મુખ્ય અર્થને ગ્રહણુ કરવામાં વિરોધ આવે છે. કારણુ કે तत्પદનો મુખ્ય અર્થ જે ઈશ્વર તે પરોક્ષ તથા પૂર્ણુ છે તથા त्वंપદનો અર્થ પ્રત્યક્ તથા પરિચ્છિન્ન છે. પરોક્ષ અને પૂર્ણુની, પ્રત્યક્ અને પરિછિન્નની સાથે એકતા સંભવી શકે નહીં, માટે तत् પદના મુખ્યાર્થમાંથી પરોક્ષપણા આદિનો તથા त्वंપદના મુખ્ય અર્થમાંથી પરિચ્છિન્નપણા આદિનો ત્યાગ કરીને બંને પદ, પૂર્ણુ આનંદ અખંડ બોધસ્વરૂપને વિષે પ્રવર્ત્તે છે. આ લક્ષણાને ત્યાગલક્ષણા અથવા જહદજહતી લક્ષણા કહે છે.

अहं ब्रह्मेति वाक्यार्थबोधो यावद्दृढीभवेत् ।
शमादिसहितस्तावदभ्यसेच्छ्रवणादिकम् ॥ ४९ ॥

"હું બ્રહ્મ છું;" એ પ્રકારે જ્યાંસુધી બ્રહ્મથી અભિન્ન અપરોક્ષ-જ્ઞાન (સાક્ષાત્કાર) અસંભવના વિપરિતભાવના દૂર થઇને દઢ થાય, ત્યાંસુધી શમદમ સાધનમાં નિરત રહી વારંવાર શ્રવણ મનન તથાનિદધ્યાસનનો અભ્યાસ કર્યા કરવો. વ્યાસ સૂત્રમાં પણ કહ્યું છે કે आवृत्तिरसकृदुपदेशात् અર્થ–શ્વેતકેતુએ પોતાના પુત્ર ઉદ્દાલક ને નવ વખત મહાવાકયનાં વિવિધ દષ્ટાંતો આપી બોધ કર્યો છે માટે દઢ બોધ થતાં સુધી શ્રવણ મનન નિદધ્યાસન કર્યા કરવું.

श्रुत्याचार्यप्रसादेन दृढो बोधो यदा भवेत् ।
निरस्ताशेषसंसारनिदानः पुरुषस्तदा ॥ ५० ॥
विशीर्णकार्यकरणो भूतसूक्ष्मैरनावृतः ।
विमुक्तकर्मनिगडः सद्य एव विमुच्यते ॥ ५१ ॥

શ્રવણ મનન આદિવડે તથા પ્રણામ આદિ શુશ્રૂષાવડે સંપાદન કરેલા શ્રીસદ્ગુરૂના પ્રસાદવડે, જ્યારે દઢજ્ઞાન ઉદય પામે છે ત્યારે પુરૂષ, સંપૂર્ણ સંસારનું કારણ જે અવિદ્યા, તે રહિત થાય છે, તેના દેહ ઇંદ્રિયઆદિ શિથિલ થાય છે અર્થાત્ તેનું અભિમાન છુટી જાય છે, તે સૂક્ષ્મ ભૂત એટલે શબ્દ સ્પર્શ આદિ વિષયોવડે આવૃત થતો નથી, અર્થાત્ શબ્દ આધિ વિષયો સમીપ છતાં પણ તેનું ચિત્તવિકાર પામતું નથી તથા સંચિત, પ્રારબ્ધ તથા આગામિ, એમ ત્રણ પ્રકારનાં કર્મરૂપી બેડીમાંથી મુક્ત થઈ શરીર છતાં પણ તત્કાળ તે વિદેહમુક્તિ પામે છે: શરીર છતાં પણ વિદેહમુક્તિ કેમ પામે? એવી આ જગોએ

શંકા કરવી નહિ. કારણ કે, અન્ય મનુષ્યની દૃષ્ટિએ તેનો દેહ છતાં પણ તે પુરૂષનું અજ્ઞાન સંપૂર્ણ નાશ થએલું હોવાથી તેને તો અજ્ઞાને કલ્પેલું શરીર છેજ નહિ.

प्रारब्धकर्मवेगेन जीवन्मुक्तो यदा भवेत् ।
किंचित्कालमनारब्धकर्मबंधस्य संक्षये ॥ ५२ ॥
निरस्तातिशयानंदं वैष्णवं परमं पदम् ।
पुनरावृत्तिरहितं कैवल्यं प्रतिपद्यते ॥ ५३ ॥

પુરૂષ, જ્યારે પ્રારબ્ધવિનાનાં સંચિત તથા ક્રિયમાણ કર્મને તત્ત્વજ્ઞાનવડે ક્ષય થયા પછી જીવન્મુક્ત થાય ત્યારે, પ્રારબ્ધ કર્મના વેગસહિત અર્થાત્ રાગઆદિ સંસાર વાસનાના લેશસહિત થોડો કાળ રહે છે.

પ્રારબ્ધકર્મનો પણ અંત આવ્યા પછી, નિરતિશય આનંદા સ્વરૂપ પુનરાવૃત્તિરહિત અખંડ પરમાત્માના સ્વરૂપને પામે છે એટલે વિદેહમુક્ત થાય છે.

इदं शंकराचार्यपंचरत्ननामकं पुस्तकं, भावप्रकाशादिग्रंथ-प्रसिद्धिकर्त्रा रघुनाथात्मजेन जयरामेण मुंबय्याख्यरा-जधान्यां निर्णयसागराभिधे मुद्रणयंत्रे मुद्रयित्वा प्रसिद्धिं नीतम्. संवत् १९४८ चैत्र सुदी १.

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्य-
श्रीमच्छंकराचार्यविरचिता
वाक्यवृत्तिः समाप्ता.

---

# વૈદ્યકના વિશ્વવિખ્યાત ગ્રંથો.

## ભાવપ્રકાશ-પૂર્વખંડ.

આ અમુલ્ય સર્વોપરી વૈદ્યક ગ્રંથનું મૂળ શ્લોકસહિત શુદ્ધ ગુર્જર ભાષાંતર, નકસીદાર સુંદર કપડાના રંગબેરંગી પુંઠાંથી સોનેરી અક્ષરોસહિત લગભગ ૧૧૦૦) પૃષ્ઠના સુંદર પુસ્તકના આકારમાં છપાઈબંધાઇ તૈયાર થયું છે. આ ગ્રંથમાં છ પ્રકરણો છે, જેમાં નિચે લખેલી ઉપયોગી અને દરેક મનુષ્યે અવશ્ય જાણવા લાયક (૧૪૨૭) બાબતો સમાયલી છે.

**પ્રકરણ ૧ લું**-સૃષ્ટિ પ્રકરણ. **પ્રકરણ ૨ જું**-ગર્ભ પ્રકરણ. **પ્રકરણ ૩ જું**-બાલ પ્રકરણ. **પ્રકરણ ૪ થું**-દેશો વિષે, દિનચર્યા, રાત્રિચર્યા, ઋતુચર્યા. **પ્રકરણ ૫ મું**-મિશ્રવર્ગ, હરીતક્યાદિવર્ગ, કર્પૂરાદિવર્ગ, ગડૂચ્યાદિવર્ગ, પૂષ્પવર્ગ, વટાદિવર્ગ, આમ્રાદિવર્ગ, ધાતુપધાતુ--રસોપરસ–વિષોપવિષ વર્ગ, ધાન્ય વર્ગ, શાક વર્ગ, માંસ વર્ગ, કૃતાન્ન વર્ગ, વારી (પાણી) વર્ગ, દુગ્ધ (દુધ) વર્ગ, દધ્નો (દહીં) વર્ગ, તક્ર (છાસ) વર્ગ, નવનીત (માંખણ) વર્ગ, ઘૃત (ઘી) વર્ગ, મૂત્ર વર્ગ, તૈલ વર્ગ, સન્ધાન વર્ગ, મધુ (મધ) વર્ગ, ઈક્ષુ (સેરડી) વર્ગ, અનેકાર્થ નામ વર્ગ, માન પરિભાષા, ભેષજ્નનાં વિધાનાનિ, ધાતુનાં શોધન મારણ વિધિ, ધાત્વાદિ મારણો પયુક્તાન પુટ પ્રકારાનાહ. ઉપધાતૂનાં મારણ પ્રકારાનાહ, રસસ્યે શોધન વિધિ, ઉપરસાનાં શોધન વિધિ, રત્નનાં શોધન મારણ વિધિ, વિષાનાં શોધન મારણ વિધિ; સ્નેહપાક વિધિ, વમન વિધિ,' વિરેચન વિધિ, સ્નેહબસ્તિ વિધિ, ઉત્તરબસ્તિ

વિધિ, ફલવર્ત્તિ વિધિ, નસ્ય ગ્રહણ વિધિ, ધૂમપાન વિધિ, ગણ્ડુશકબલપ્રસારણ વિધિ, સ્વેદ વિધિ, મૂર્ધ તૈલ વિધિ, કર્ણ વિધિ, લેપ વિધિ, શોણિત સ્રાવણ વિધિ, નેત્ર પ્રસાદન કર્માણી, સેક વિધિ, આશ્ચયોતન વિધિ, પિણ્ડી વિધિ, બિડાલક વિધિ, તર્પણ વિધિ, પુટપાક વિધિ, અંજન વિધિ, ભૈષજ-ભક્ષણ સમય. **પ્રકરણ ૬ ઠું**–ચિકિત્સા પ્રકરણ.

એપ્રમાણે આવા મોટા કદના ગ્રંથની સમાપ્તિની સાથે વૈદ્ય વિદ્યાની જાણવા જેવી સઘળી બાબતો સમાપ્ત થાયછે.

આપણી ગુર્જર ભાષામાં આવા ઉપયોગી વૈદ્યક ગ્રંથની પૂરી ખોટ હતી જે આ ગ્રંથથી ઘણે દરજ્જે પુરી પડશે. આ ગ્રંથનાં વિશેષ વખાણ ન કરતા એટલુંજ કહિયે છિયે કે દેશી વૈદ્યોના **ચરક સુશ્રુત** વિગેરે ઉત્તમ ગ્રંથો પણ આ **ભાવપ્રકાશ** ગ્રંથ વાંચનારને ઘડીભર વિસારે પડશે.

**કિંમત–ગીલ્ટવાળા પુંઠાની રૂ. ૭) પોષ્ટેજ ૦ા=**

મુંબઈ–રામવાડી પાસે દાદી શેઠ અગ્યારી લેન મલ્હારાવ સ્ટ્રીટ નં૦ ૮

**જયરામ રઘુનાથ,**
તંત્રી "ભાવપ્રકાશ ભાષાંતર."

---

# ભાવપ્રકાશ-મધ્ય તથા ઉત્તરખંડ.



મહાત્માશ્રી **ભાવમિશ્ર** વિરચિત **ભાવપ્રકાશ** ગ્રંથના આ મધ્યખંડ તથા ઉત્તરખંડમાં તમામ રોગોનું તેના નિદાન, સંપ્રાપ્તિ અને ચિકિત્સાસહિત વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે અને તે ચાર ભાગમાં વહેંચાયલો છે.

**ભાગ ૧ લામાં**—જુદી જુદી પ્રકારના જ્વરો, તે ઉત્પન્ન થવાનાં કારણો, તેને ઓળખવાની રીત, તેપર જુદા જુદા પ્રાચીન ગ્રંથકારોના અભિપ્રાય અને તેનાપર અસરકારક અનુભવી ઔષધોનું વિસ્તારપૂર્વક વિવેચન કરવામાં આવ્યું છે.

**ભાગ ૨ જામાં**—અરશ, જઠરાગ્નિસંબંધી વિકારો, કૃમિરોગ, પાંડુ-રોગ, કમળો, હલીમક, રક્તપિત્ત, અમ્લપિત્ત, શ્લેષ્મપિત્ત, ક્ષયરોગ, ઉધરસ, હેડકી, શ્વાસ, સ્વરભેદ, અરોચક, ઉલટી, તરશ, મૂર્છા, મદાત્યય, દાહ, ઉન્માદ, અપસ્માર, વાતવ્યાધિ, ઉરૂસ્તંભ, આમવાત, પિત્તવ્યાધિ, શ્લેષ્મવ્યાધિ, વાતરક્ત, વગેરે રોગોની તેના નિદાનપૂર્વક ચિકિત્સા આપ-વામાં આવી છે.

**ભાગ ૩ જામાં**—શૂળ, ઉદાવર્ત્ત, આનાહ, ગુલ્મ, પ્લીહ, યકૃત, હૃદ્રોગ, મૂત્રકૃચ્છ, મૂત્રાઘાત, અશ્મરી, પ્રમેહ, મેદવૃદ્ધિ, કાર્શ્ય, ઉદરરોગ, સોથ, વધરાવળ, બદ, ગલગંડ, ગંડમાળા, ગ્રંથી, અર્બુદ, શ્લીપદ, વિદ્રધિ, વ્રણ-અગ્નિદગ્ધ, ભગ્ન, વગેરે રોગોની તેના નિદાનપૂર્વક ચિકિત્સા આપવામાં આવી છે.

**ભાગ ૪ થામાં**—નાડીવ્રણ, ભગંદર, ઉપદંશ, લીંગના અરશ, શૂક-દોષ, કોઢ, શિતપિત્ત, ઉદર્દ, કોઠ, ઉત્કોઠ, વિસર્પ, સ્નાયુ, વિસ્ફોટ, ફીરંગરોગ, મસૂરિકા, શીતલા, ક્ષુદ્રરોગ, શિરોરોગ, નેત્રરોગ, કર્ણરોગ, નાસિકા-

, ...રોગ, બાળરોગ આદિ રોગોની
. ...ત્સા આપવામાં આવી છે.

આ ગ્રંથ કેવો તથા કેટલો ઉપયોગી છે તથા તેની યોગ્યતા વિષે અમારી તરફથી વધારે જણાવવું દુરસ્ત નથી તોપણ એટલું જણાવીયે છિએ કે આ ગ્રંથ જગપ્રસિદ્ધ અને તેમાં લખેલાં ઔષધો સમયપરત્વે સમજીને યોજવામાં આવ્યાથી મૃત્યુની હદસુધી પહોંચેલા રોગને પણ પાછો હઠાવી શકાય છે. વળી બધા વૈદ્યકના ગ્રંથમાં આ પહેલો દરજ્જો ધરાવે છે અને માત્ર આ ગ્રંથ એકલોજ ખરીદ કરવાથી વૈદ્યકના તમામ ગ્રંથોની ગરજ સરી શકે એવો વૈદ્યકના ભંડારરૂપ છે.

આ ગ્રંથ ઉંચી કીસમના સોનેરી ગીલ્ટના પુંઠાથી લગભગ ૧૦૦૦) પૃષ્ઠના પુસ્તકના આકારમાં તૈયાર થયું છે.

**કિંમત રૂ. ૮) પોષ્ટેજ રૂ. ૦॥**



.. નમુના દાખલ સાથેના પેજમાં ..વ્યા છે, જે ઉપરથી એ ગ્રંથની ખરી ખુબી લોકને ..ણાયા વિના રહેશે નહીં.

કોઇના મનમાં આ ગ્રંથવિષે કદાચ **ચરક સુશ્રુતના** જેટલું માન ન હોય !! તેને માટે એટલુંજ બોલવું બસ થશે કે જેવી રીતે મહાત્મા **આત્રેય** ( પુનર્વસુ ) મુનિએ પોતાના શિષ્ય **અગ્નિવેશ** મુનિને કહેલા આયુર્વેદનો ગ્રંથ **ચરકસંહિતા** એ નામથી ઓળખાય છે તેવીજ રીતે એજ **આત્રેય મુનિએ** પોતાના શિષ્ય **હારિત મુનિને** કહેલા આયુ- વેંદનો આ ગ્રંથ **હારિતસંહિતા** અથવા **આત્રેયસંહિતા** એ નામથી ઓળખાય છે.

હાલમાં જે વૈદક ગ્રંથનાં ભાષાંતર થયેલાં છે તે સઘળાં વિદ્વાન શાસ્ત્રીઓના હાથથીજ થએલાં છે પણ તેઓ વૈદવિદ્યામાં બીનઅનુભવી હોવાને લીધે તે ભાષાંતરો દોષવાળાં હોય તેમાં કાંઇ નવાઇ નહીં, પણ આ પુસ્તકનું ખરૂં ભાષાંતર વડોદરાના વિદ્વાન શાસ્ત્રિઓ અને વૈદ્યવિદ્યામાં ખરા અનુભવી વિદ્વાન વૈદોની મંડળીએ ઘણો શ્રમ વેઠી તથા લાંબો કાળ વિચાર કરી તૈયાર કરેલું છે. આ ભાષાંતર કોઇ પણ રીતે ભાડુતી નથી માટે સર્વે લોકને ઘણાજ આગ્રહ પૂર્વક આ ગ્રંથની ખરીદી કરવા ભલામણ આપવામાં આવે છે.

પ્રિયમિત્રો ! જો તમારે સાંગોપાંગ આયુર્વેદનો અનુભવ કરવાની ઇચ્છા હોય, વૈદ્ય શાસ્ત્ર સંબંધી સઘળી બારીકીઓને તેઓનાં મૂળતત્ત્વો સહિત હાથ કરી લેવાની ચાહત હોય, ધર્મ અર્થ કામ તથા મોક્ષ એ ચારે પુરૂષાર્થોનાં સાધનભૂત શરીરને સાચવવાની મરજી હોય અને ટુંકી મુદતની અંદર સારા વૈદ્યોના વર્ગમાં માન પામવાની ઉત્કંઠા હોય તો વાંચો આ **હારિતસંહિતા !!**

આ પુસ્તક કેટલું લોકોપયોગી અને દરેક માણસને જીંદગી પર્યંત

એક હુશીઆર વૈદ્યની ગરજ સારનારૂ લક્ષણ... ખાતરી સદરહુ પુસ્તકજ આપશે.

**નકસીદાર સુંદર કપડાના રંગબેરંગી પુઠાંથી સોનેરી અક્ષરો સહિત આ ગ્રંથનું કદ રૉયલ બાર પેજી લગભગ (૮૦૦ પૃષ્ટ) નું થયું છે છતાં તેની કિંમત અગાઉથી ફક્ત રૂ. ૩) ત્રણ લેવા ઠરાવ કર્યો છે.**

દશ અથવા તેથી વધારે નકલ ખપાવનારને દર દશ નકલે એક નકલ ઈનાયત આપવામાં આવશે.

---

## "હારીત સંહિતા" માં આવેલા અસંખ્ય વિષયોમાંથી માત્ર થોડા વિષયોનો નમુનો.

૧ વૈદ્ય કેવો જોઇએ તથા વૈદકશાસ્ત્ર ભણનાર ને ભણાવનારની પરીક્ષા.

૨ બધાં ઔષધો ઓળખવાનો વિધિ તથા તેના ઉપયોગમાં કેટલી બાબતોની વિચાર કરવાની જરૂર છે.

૩ ઋતુચર્યા, દિનચર્યા, રાત્રીચર્યા, નિરોગી રહેવાના નિયમો ઋતુનાં લક્ષણ તથા પ્રત્યેક ઋતુઓમાં લેવાના જુદા જુદા ઉપચારો.

૪ વાત, પિત્ત, કફ તથા સન્નિપાત જ્વરની સંપૂર્ણ સમજણ.

૫ જુદી જુદી જાતની ઔષધી તરીકે વપરાતી અસંખ્ય વનસ્પતિના ગુણદોષ.

૬ જુદી જુદી જાતનાં સ્થળ તથા જળચર પ્રાણીના માંસના ગુણદોષ.

૭ જુદી જુદી જાતનાં પ્રાણીઓનાં દૂધ, દહીં, છાસ, માંખણ, ઘી, મૂત્ર, વગેરે ગુણદોષ.

૮ છ રસ તથા તેનો ઉપયોગ.

૯ સઘળી જાતના ધાન્ય, ફળ, શાક વિગેરેના ગુણદોષ.

૧૦ વાવ, કુવા, તળાવ તથા વરસાદ વિગેરેના પાણીના ગુણદોષ.

નારાક, અવલેહ, સરબત, મુરબ્બા, વિગેરે બનાવવાની રીત તથા તેના ગુણદોષ.

૧૨ શુભ તથા અશુભ સ્વપ્નનું વિવેચન, દૂત, પરિક્ષા, શુકન, ભૂતવિદ્યા, તથા મંત્રોપચાર.

૧૩ તમામ રોગોનું નિદાન તથા ચિકિત્સા (ઔષધોપચાર,)

૧૪ રોગોના ભેદો તથા પરિક્ષા.

૧૫ હાથ, પગ, પેટ, મોઢું આંખ, કાન, નાક વિગેરે શરીરના દરેક ભાગમાં દરેક રોગનાં કારણો તથા તે ઉપર અપાતાં ઔષધો.

૧૬ શારીર એટલે શરીરની બનાવટસંબંધી અવશ્ય જાણવાજોગ બાબતો.

૧૭ નસ્ય, અંજન, સ્નેહન, સ્વેદન, નયન, વિરેચન, વિગેરે કરવાની રીત.

૧૮ કયા કયા રોગમાં બસ્તીની જરૂર છે તથા તે કેમ આપવી.

૧૯ ધાતુઓની ભસ્મ બનાવવાની રીત તથા તેના ઉપયોગનો વિધિ.

૨૦ પ્રજાની ઉત્પત્તિમાં કેવું પુરૂષનું વીર્ય તથા સ્ત્રીનું રજ સમર્થ છે તથા તેને સુધારવાના ઉપાયો.

૨૧ પુત્ર, પુત્રી, તથા જોડલાં ઉત્પન્ન થવાનું તથા જુદી જુદી રીતના બાળકો જન્મવાનું કારણ.

૨૨ વાંઝણી સ્ત્રીને આપવાનાં ઔષધો, તથા ગર્ભને સ્થિર રાખવાના ઉપાય.

૨૩ ગર્ભિણી સ્ત્રીને પીડા થયા વગર જલદી પ્રસવ થાય તેવા ઉપાય અને સુવાવડ કરવાની રીત.

૨૪ છોડના ઉપાય, મુએલા ગર્ભનું લક્ષણ, ગર્ભ રહેવાની રીત.

૨૫ સ્ત્રીની યોનીમાં ઉપજતા વીશ રોગો, તેનું નિદાન, તેનાં ચિન્હો તથા તેની ચિકિત્સા.

૨૬ ખરાબ ધાવણની પરીક્ષા તથા તેને સાફ કરી વધારવાની રીત.

૨૭ બાળકને તથા સુવાવડી સ્ત્રીને ઉત્પન્ન થતાં રોગો તથા તેના તાત્કાલીક ઉપાયો.

૨૮ સ્થાવર અને જંગમ વિષની ઉત્પત્તિ, તેની અસર, સાધ્યાસાધ્ય વિચાર વિગેરે વિષને લગતી બધી બાબતો.

૨૯ લાંબા તથા ટુંકા આયુષ્યવાળાનુ લક્ષણ.

૩૦ પરસેવો લાવવા, પીચકારી મારવા, લોહી કાઢવા તથા મુકાવવાની રીત.

૩૧ અગ્નીથી બળેલા શરીરના ભાગોના ઉપાયો.

૩૨ વાજીકરણ તથા પારદના પ્રયોગો.

વિગેરે વિગેરે આ ગ્રંથમાં વૈદ્યવિદ્યાની તમામ જાણવા જેવી અસંખ્ય બાબતો સમાયલી છે. જેનું અહીં વિવેચન કરતાં એક ગ્રંથ થાય. છેવટ એટલુંજ કહેવાનું કે આવા ઉપયોગી ગ્રંથનું જેમને ગ્રાહક થવું હોય તેમણે આળસ ન રાખતાં નિચેને શીરનામે જલદીથી લખી જણાવવું.

**મુંબઇ,**—રામવાડી નજીક-
દાદીશેઠની અગ્યારીને રસ્તે
મલ્હારાવ લેન, ઘર નંબર—૮.

જયરામ રઘુનાથ,
મેનેજર "ભાવપ્રકાશ ભાષાંતર."

# શ્રી માધવનિદાન.

## સુધારા વધારા સાથે ત્રીજી આવૃત્તિ છપાય છે.

તેના સસ્તાપણા માટેજ નહીં, પણ તેના ઉપયોગીપણા માટે સઘળી નકલો ઝટપટ ખપી ગઇ છે.

ઘણી જલદી બહાર પડશે.

☞ કિંમત અગાઉથી થનારા ગ્રાહકોને ફક્ત રૂ. ૧॥ પોષ્ટેજ ૩ આના.

## પ્રજાપ્રિય પુસ્તકને જાહેર લખનારાઓ તરફથી મળેલા પુષ્કળ સર્ટીફીકેટોમાંથી નિચેના જુજ અભિપ્રાય વાંચો એટલે માલમ પડશે કે તેની યોગ્યતા કેટલી છે.

૧. માધવનિદાન મૂળ શ્લોક સહિત શુદ્ધ ગુજરાતી ભાષાંતર કરનાર **જેરામ વિ. રઘુનાથ,** ડીમી આઠ પેજી પૃષ્ઠ ૪૨૮. આ નિદાન ગ્રંથ **માધવાચાર્યે** નામના પ્રાચિન આર્ય વિદ્વાને રચેલો છે. એમાં ઘણું કરીને દરેક રોગ થવાનાં કારણ, રોગનાં લક્ષણ, સાધ્યાસાધ્ય વિચાર વગેરે વૈદ્યોએ અને ગૃહસ્થોએ પ્રથમ અને અવશ્ય જાણવાજોગ હકીકતનું ખુલાસાથી વર્ણન કરેલું છે. રોગ થવાનાં કારણ બરાબર સમજ્યા સિવાય અને થયેલા રોગની સ્થિતિ અવસ્થા યોગ્ય રીતે પારખ્યા સિવાય દવા કરવાથી કાર્ય સિદ્ધિ ભાગ્યેજ થવાની, દરેક સખસે પ્રથમ નિદાન ભાગ